ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ : :૨૪ મું

# વિષવૃક્ષ

મૂળ લેખક

શ્રી. બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય




પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ,

દા૦ ] સુરત [ રૂપિયો

## બે બોલ

બંકીમ ગ્રંથમાળાનું ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી પ્રગટ થતું આ ત્રીજું પુષ્પ છે; આનંદમઠ પહેલું, દેવી ચૌધરાણી બીજું અને આ વિષવૃક્ષ ત્રીજું.

આનંદમઠ ઐતિહાસિક વાત હતી. દેવી ચૌધરાણી કલ્પિત હતી. બંનેને Idealistic Romance કહી શકાય. બેઉમાં રાજકીય ઉત્ક્રાંતિને માટે સૂચક તત્વો ભરપૂર ભર્યાં છે. આ વિષવૃક્ષ નરદમ સામાજિક નવલકથા છે. એનો જમાનો અર્વાચીન નથી. જ્યારે રેલ્વે ન્હોતી બંધાઇ અને જ્યારે મુસાફરીઓ ઉંટ ઉપર કે પાલખીઓમાં થતા તે જમાનાની કલ્પના કરીને લેખકે આખી નવલકથા આલેખી છે. એનું તારતમ્ય તો એણે પોતેજ આ નવલકથામાં ઠામ-

ઠામ અને ખાસ કરીને ૧૪ મા પ્રકરણની શરૂઆતમાં આપી દીધું છે. એ કહે છે કે વિષનું વૃક્ષ તો દરેકે દરેક ઘરમાં ઉગે છે. એ વૃક્ષનાં પાંદડાંનો દવા તરીકે ઉપયોગ કરી લાભ ઉઠાવવો, કે એને આખુંય સ્વાહા કરી એના ઝેરનો ભોગ બનવું—એ તો ગૃહપતિના હાથની વાત છે. મનોનિગ્રહ કરવાને અશક્ત માણસ હંમેશાં વિષવૃક્ષનો ભોગ થઇ પડે છે. વળી નર્યું નગુણું સૌંદર્ય કેવું કાતીલ સંહારક શસ્ત્ર છે તે પણ લેખકે કુંદા અને હીરાના દૃષ્ટાંતથી સચોટ રીતે આલેખ્યું છે. હૃદયના ભાવો ચિતરવામાં બંકીમની લેખિની અજબ કામ કરે છે.

વિષવૃક્ષનો અનુવાદ ઘણા વરસ ઉપર સ્વ૦ રત્નસિંહ દીપસિંહ પરમારે કર્યો હતો અને પોતાના તરફથીજ બહાર પાડયો હતો. એ પુસ્તક આજે દુર્મિળ થઈ ગયું છે. તેમાંજ કેટલીક ભાષાશુદ્ધિ કરીને આ અનુવાદ પ્રગટ કર્યો છે. શૈલિ અને વસ્તુ બેઉ અત્યંત રસિક છે અને વાંચકોને તે ગમશેજ એવી આશા છે.

ઈ. વી.

## પ્રકરણ ૧ લું.

વસંત ઋતુ સમાપ્ત થઈ ગ્રીષ્મ ઋતુનો પ્રારંભ થયો છે અને તેને એકાદ માસ વીતી ગયો છે. વૈશાખ માસ પૂરો થઇ જ્યેષ્ટના પણ કેટલાક દિવસ વ્યતીત થઇ ગયા છે. ગામમાં અને જંગલમાં ચારે તરફ નાનાં મોટાં વૃક્ષોને નવપલ્લવો ફુટ્યા છે. પ્રખર ઉન્હાળાના દિવસો હોવાથી નદીઓ, તળાવો, કૂવાઓ વગેરે જળાશયોનું પાણી સુકાઈ ગયું છે.

સમય સંધ્યાનો હતો. પર્જન્ય કાળનું પ્રથમ મૃગ નક્ષત્ર બેસવાને હજુ થોડો અવકાશ હોવાથી નિત્ય નિયમ પ્રમાણે આકાશ પૂર્વ દિશામાં વાદળાંથી ઘેરાયલું હતું, અને વચ્ચે વચ્ચે વિજળી પણ ચમકારા મારતી હતી. રહી રહીને મેઘની ગર્જના થતી હતી.

આ સર્વ ચિહ્નો જોઇ ખેડુત લોકો એકદમ ઉદ્યમે લાગી ગયા હતા. હવે વર્ષા ક્યારે થશે તેનો કાંઇ મેળ ન હોવાથી તે લોકો પોતાના ખેતરમાં બાકી રહેલાં સર્વે કાર્યો ઝપાટાબંધ પૂરા કરી દેવા લાગ્યા હતા. અરણ્યમાંથી ઢોર અને બકરાંનાં ટોળાંનાં ટોળાં ગ્રીષ્મ ઋતુના પ્રખર તાપને લીધે દોડી દોડીને ઘર તરફ આવતાં હતાં. પક્ષીઓ પણ રાત્રિની વિશ્રાંતિ લેવાને માટે અંધારૂં થયા પહેલાં પોતાનાં માળામાં જઈ પહોંચવાના ઉદ્દેશથી કલકલાટ કરતાં કરતાં ઉડતાં જતાં હતાં.

આકાશ વાદળથી ઘેરાયું હોવાથી પવન મંદ પડી ગયો છે. ક્યાંય વૃક્ષનાં પાંદડાં પણ હાલતાં નથી. તેથી ગામનાં સાધારણ લોકો હાથમાં પંખા લઈ તેને હલાવતા હલાવતા પોતાના ઘરના આંગણામાં બેસી વાતો કરે છે. જમીનદાર શ્રીમંત લોકો નોકરોની પાસે પોતાના આંગણાંમાં જળસિંચન કરાવી, ત્યાં જાજમ વગેરે પથરાવી ગાદીતકીયા ગોઠવાવી તેના પર બેઠા છે અને નોકરો તેમને પંખા વતી મંદમંદ પવન નાંખે છે. તેમનાં ઘરોની આસપાસનાં ઉદ્યાનમાં જાઈ, જુઇ, મોગરા, બકુલ વગેરે અનેક પુષ્પ વૃક્ષો આવી રહ્યાં છે. તેમનો સુમધુર સુવાસ પવનની મંદ લહરીઓની સાથે મિશ્રિત થઇને તેમના મનને આનંદ આપે છે.

તેમના કારકુનો આંખ પર ચશ્મા ચઢાવી દફતરો છોડી આમતેમ કાગળો ઉથલપાથલ કરે છે. તેમની ચારે તરફ અનેક ખેડુતો એકત્રિત થયા છે અને તેઓ "પાછલાં વર્ષની બાકી અમારી પાસે રહી નથી, માટે અમને આ વર્ષે ગણોતે જમીન આપો." એવી માંગણી કરે છે. પાછલાં વર્ષનું ગણોત કોની પાસેથી બરાબર મળ્યું, કયા ખેડુતે ગણોત વસુલ આપતાં ત્રાસ આપ્યો, કોની પાસે ગણોત બાકી રહ્યું છે, વગેરે અનેક પ્રકારની હકિકત કારકુનો પોતાના શેઠોને સમજાવે છે. જે ગણોતીઆની પાસેથી ગણોત આવ્યું ન હોય અને આવવાની આશા પણ ન હોય, તે ગણોતીઆ પર પરગણા ન્યાયાધીશની અદાલતમાં ફરિયાદ કરવી અને ત્યાં ન્યાય ન મળે તો જીલ્લાના વરિષ્ઠ ન્યાયાધીશ કને દાદ માગવી, વગેરે બાબતો વિષે વિચાર ચાલે છે. કારણ કે આ સર્વ બાબતોનો નિર્ણય વરસાદ આવે તે પહેલાં કરી નાંખવો જોઇએ; નહિ તો કેટલીક જમીન ગણોતે સોંપાયા વિના રહી જાય અને સરકારનું મહેસુલ ગાંઠથી ભરવું પડે. આવી ભાંજગડમાં સર્વ જમીનદારો ગુંથાયા હતા.

આ વખતે નગેંદ્રશેઠની હવેલીમાં પણ આવીજ ધમાલ ચાલી

રહી હતી. બંગાળા ઇલાકામાં ભાગીરથી નદીને તીરે ગોવિંદપુર નામનું એક નાનું નગર છે, ત્યાંથી અર્ધગાઉના અંતર પર હરિપુર નામનું એક નાનું ગામ છે. તે ગામમાં નગેંદ્રદત્ત રહેતો હતો. એ ગામ એટલું નાનું હતું કે સાધારણ રીતે ગોવિંદપુરમાંજ તેની ગણત્રી થતી હતી.

નગેંદ્ર ગોવિંદપુરનો પ્રખ્યાત જમીનદાર હતો, અને તે ઘણો શ્રીમંત હતો. તેનો ધંધો જમીનદારીનો હતો. હાલમાં તેણે એક ગણોતીઆ પર પાછલા વર્ષની બાકી વસુલ કરવાને માટે ગોવિંદપુરના જીલ્લા ન્યાયાધીશની અદાલતમાં ફરિયાદ કરી હતી. પરંતુ ત્યાં બરાબર ન્યાય મળ્યો નહિ તેથી તેણે કલકત્તાના સર ન્યાયાધીશની કોર્ટમાં ફરિયાદ કરી દાદ માગી હતી. આ મુકર્દમાના નિર્ણયને માટે અરજ કર્યા પછી બરાબર એક મહિનાનો ઠરાવ પડયો હતો.

એક દિવસ રાત્રિને સમયે નગેંદ્રદત્ત પોતાના કારકુન દ્વારા એક મહત્વના મુકર્દમાની હકિકત સમજી લેતો હતો, તે વખતે એકાએક તેને ઉપરોક્ત ઠરાવની તારિખ યાદ આવી, અને બીજે દિવસે પ્રાતઃકાળમાં જો તે કલકત્તા જવાને નીકળે નહિ તો તે તે તારિખે ત્યાં જઈ શકે એવો સંભવ નહોતો; તેથી સર્વ કામની વ્યવસ્થા કારકુનને સોંપી તે તરતજ કલકત્તા જવાની તૈયારી કરવા લાગ્યો. તેણે પોતાના એક નોકર દ્વારા હોડીવાળા પર કહેણ મોકલ્યું કે 'કાલે પ્રાતઃકાળમાં ઘાટ પર એક નાવ તૈયાર રાખજે.' પછી તે 'મારે પોતે કલકત્તા જવું પડશે' એવી ખબર પોતાની પત્નીને આપવા માટે અંતર્ગૃહમાં ગયો.

નગેંદ્ર તરુણ વયનો હતો. તેની ઉમ્મર ત્રીસ વર્ષની અંદર હતી. તેની પત્ની સૂર્યમુખી તેના કરતાં ત્રણ ચાર વર્ષે નાની એટલે પચ્ચીસેક વર્ષની હતી. બંને દેખાવમાં સુંદર હતાં. સૂર્યમુખી અહલ્યા, દ્રૌપદી વગેરે સતીઓ સમી પતિવ્રતા હતી એમ કહેવાને

જરા પણ હરકત નથી. તે પોતાના પતિ પર અત્યંત પ્રેમ રાખતી હતી. પોતાના પતિનાં વચનનો અનાદર કરવો, કિંવા કોઇ પણ પ્રકારે તેનું મન દુભાવવું એ પાપ છે એમ તેને લાગતું હતું. તેને હાલની રમણીઓની પેઠે લખતાં વાંચતાં આવડતું હતું. તે અતિ સદ્‌ગુણી અને સુશીલ હતી અને પોતાના પતિને જેથી સુખ અને સંતોષ થાય એવુંજ આચરણ નિત્ય રાખતી હતી. પતિની સેવા કરી પોતાના અવકાશનો સમય તે ભાગવત પુરાણ વાંચવામાં ગાળતી. તે અત્યંત ધર્મિષ્ઠ હતી. પતિનો ક્ષણભર વિયોગ પણ તેને યુગ જેવો લાગતો હતો. આવા તેના શુદ્ધાચરણથી નગેંદ્ર પણ તેને પ્રાણાધિક ગણતો હતો. અને તેની સાથે તે નિત્ય નિષ્કપટપણે વર્તતો હતો. કોઈ પણ કામ—પછી તે ક્ષુલ્લક હોય કે મહત્વનું હોય—બહુધા તેની સમ્મતિ વિના તે કરતો નહિ.

દિવાનખાનામાંથી ઉઠીને નગેંદ્ર પોતાની પત્ની કને ગયો અને "એક અગત્યના કામ માટે કાલે પ્રાતઃકાળે મારે કલકત્તા અવશ્ય જવુંજ પડશે" એમ તેને સમજાવીને કહ્યું. પોતાના પતિના આ શબ્દો સાંભળી તેને ઘણું ખોટું લાગ્યું અને તે બોલી "આ દિવસો ગ્રીષ્મ ઋતુની આખરના છે અને વર્ષાઋતુ માથા પર ઝઝુમી રહી છે. નદીમાં અને સમુદ્રમાં નિત્ય તોફાન થાય છે એ જોઇએ છીએ અને સાંભળીએ છીએ; માટે જાણી જોઇને જીવને જોખમમાં નાંખવાનું સાહસ આપ કરશો માં. કલકત્તા જવાની રજા હું મૂળે આપનાર નથી."

પરંતુ નગેંદ્રે જ્યારે "કામ અતિ મહત્વનું છે; જો હું આવતી કાલે સવારે અહિંઆંથી જવાને નીકળીશ નહિ તો આપણને મોટું નુકશાન થશે," એમ કહીને તેને બરાબર સમજ પાડી ત્યારે તેણે નિરુપાયે પોતાની સમ્મતિ આપી. પરંતુ તેની પાસેથી એવું વચન માંગી લીધું કે 'જો તોફાન થવાનો સંભવ જણાય તો તરતજ

એ મહત્વનું કામબામ સર્વ બાજુએ મુકીને નાવડી કિનારે લઇ જવી." નગેંદ્રે તે પ્રમાણે તેને વચન આપ્યું.

બીજે દિવસે નગેંદ્રે મળસ્કામાં ઉઠીને સ્નાનાદિક નિત્યકર્મ સત્વર આટોપી લીધાં અને ભોજન કરી સૂર્યમુખીની રજા લીધી. પછી તે પોતાના નોકર ચાકર સાથે ભાગીરથીના ઘાટ પર ગયો. ત્યાં તેની આજ્ઞા પ્રમાણે નાવ તૈયારજ હતી. નાવમાં બેસી તે કલકત્તા તરફ જવાને નીકળ્યો. આ સમય તો તોફાનનો હતો. કારણ કે જેઠ માસ અર્ધો વ્યતીત થઈ ગયો હતો. રોજ સંધ્યાકાળે આકાશ વાદળથી ઘેરાતું હતું. મેઘ ગર્જના થતી હતી અને પ્રચંડ પવન વાતો હતો. નગેંદ્રના હૃદયમાં ભીતિ ઉત્પન્ન થઇ હતી. પરંતુ 'જો હું કલકત્તા જઇશ નહિ તો મુકર્દમાનો નિર્ણય વિરૂદ્ધમાં જશે' એવો વિચાર કરી તેણે હૃદયને મક્કમ બનાવ્યું. પણ તોફાન થવાનો સંભવ જણાય તો પોતાની પત્નીને આપેલાં વચનાનુસાર સાવધતાથી તરતજ હોડી કિનારા પર લઈ જવાનો નિશ્ચય કર્યો.

નગેંદ્ર પોતાના ઘરનીજ હોડીમાં બેસીને જવા નીકળ્યો હતો. પહેલા એક બે દિવસ તો કાંઇ તોફાન થયું નહિ. નદિના પાણીમાં મોટા મોજાં ઉઠ્યા નહિ. કોઇક વાર માત્ર નાના તરંગોથી હોડી ડોલતી હતી. અને તેથી થોડો અવાજ થતો.

નદીના બન્ને તટ પર મોટા મોટા ઘાટ દેખાતા હતા અને ગોવાળો પોતાના ઢોર ચારતા પણ જણાતા હતા. તેમાંના કેટલાક વૃક્ષ નીચે બેસી સુંદર ગાયનો ગાતા હતા, કોઈ ધૂમ્રપાન કરતા હતા, કોઇ જુદાં જુદાં નામથી પોતાના ગાય બળદોને બોલાવતા હતા. કોઇ પરસ્પર ધીંગામસ્તી કરતા હતા, કેટલાક પોતાનાં વસ્ત્ર પત્થર પર ઘસી ઘસીને ધોતા હતા. કેટલાકના ગળામાં રૂપાની તાવીજ અને કાળા દોરા બાંધેલા હતા.

કેટલીક સ્ત્રીઓ પણ નદી પર દેખાતી હતી; તેમના નાકમાં

ખોટા મોતીની નથ અને હાથમાં કહોણી પર્યંત ચૂડીઓના થર પહેરેલા હતા. કેટલીક સ્ત્રીઓ માથાના વાળ છુટા મૂકી સ્નાન કરી રહી હતી અને પરસ્પર ધીમે ધીમે વાતો કરતી હતી. એક સ્ત્રી માથામાં મટોડું ઘાલી પોતાના વાળ ચોળતી હતી, બીજી પોતાના બાળકને કાંઇક અપરાધને માટે મારતી હતી. એક પોતાની પડોશણની સાથે મોઘમ રીતે કોઇની નિંદા કરતી બેઠી હતી.

હોડી આગળ જતાં છેક કિનારાની પાસે આવી પહોંચી, તો તેમાં બેઠેલાં માણસોને કેટલીક સામાન્ય સ્ત્રીઓ એક ઘાટ પર એકત્રિત થયેલી દ્રષ્ટિગોચર થઇ. તેમાંની જે મધ્યમ વયની હતી તે શિવની પૂજા કરતી હતી; વૃદ્ધ સ્ત્રીઓ માત્ર પરસ્પર વાર્તાલાપ કરતી હતી. નાની છોકરીઓ પાણીમાં ડુબકી મારતી હતી. નાનાં છોકરાઓ અત્યંત કલબલાટ કરતાં હતાં; કેટલાંક છોકરાં ધૂળમાં રમતાં હતાં, કેટલાંક દેવને ચઢાવેલાં પુષ્પો કાઢી લેતાં હતાં, કેટલાંક પાણીમાં ન્હાતાં હતાં અને એક બીજા પર પાણી ઉરાડતાં હતાં. કેટલાંક એકાદ સ્ત્રી પાસે જઈ શિવ પૂજાને માટે કરેલી શિવમૂર્તિ તેની પાસેથી લઇને દૂર નાસી જતાં હતાં અને તે ગાળ દેવા લાગે એટલે સર્વે એકઠાં થઈ ખડખડ હસતાં હતાં. કેટલાક બ્રાહ્મણો નિત્ય નિયમાનુસાર ઘાટ પર આવી અંગ પર ભસ્મ લગાડી સંધ્યા કરતા બેઠા હતા; અને કેટલાક ગંગાષ્ટકનો પાઠ બોલતા ધીમે ધીમે આમ તેમ ફરતા હતા.

ત્રીજે પ્રહર થતાં સૂર્યની ઉષ્ણતાથી હવા ગરમ થતાં પવન ધીમે ધીમે વાવા લાગ્યો; આકાશમાં સફેદ વાદળાં ચઢી આવ્યાં અને તેની નીચે આમ તેમ ઉડતાં પક્ષીઓ કાળાં ટપકાં જેવાં દેખાવાં લાગ્યાં. નાળિયેરીની ટોચ ઉપર ગીધ બેસી એકાદ સંસ્થાનિક કારભારીની પેઠે હવે કયા ભક્ષ ઉપર ઝડપ મારી શકાશે એમ વિચારતો તીક્ષ્ણ નજર કરી ચારે તરફ જોતો હતો. કેટલાંક

પક્ષીઓ ભક્ષને માટે પાણીમાં ડૂબકી મારતાં હતાં. કેટલાંક આનંદથી ફાવે તેમ ઉડતાં હતાં.

નગેંદ્રની હોડીની સાથે બીજી પણ પુષ્કળ હોડીઓ ચાલતી હતી. કેટલીક હોડીઓમાં રોજ વેચવાની વસ્તુઓ ભરવામાં આવી હતી. ઘરની હોડીવાળાઓ પોતાની હોડી જલદી હંકારતા હતા. ઉતારૂ લોકોને લઇ જનાર હોડીવાળાઓ પોતાનું કાંઈ અગત્યનું કામ ન હોવાથી પોતાની હોડી ધીમે ધીમે હંકારતા હતા. અને માલની હોડીઓની જવાબદારી સઘળી માલના માલિકનેજ શિર હોવાથી તેમાં બેદરકારી ભરેલો કારભાર ચાલતો હતો.

નગેંદ્રે પોતાનું ઘર છોડયું તેને ત્રીજે દિવસે સંધ્યાકાળે આકાશમાં એકાએક વાદળ ચઢી આવ્યાં અને ધીમે ધીમે ચારે તરફ પ્રસરી ગયાં. નદીના પાણીમાં વાદળાંનું પ્રતિબિંબ પડવાથી તે જાણે શ્યામ વર્ણનું બની ગયું. પ્રચંડ પવન છૂટયો અને વૃક્ષો ડોલવા લાગ્યાં. ટીટુડા અને બીજાં અનેક પક્ષીઓ નાના શબ્દો કરી હવામાં આમતેમ ઉડવા લાગ્યાં; નદીનું પાણી બીલકુલ સ્થિર થયું. આ સર્વ ચિન્હો જોઇ નગેન્દ્રને લાગ્યું કે હવે અવસ્ય તોફાન થશે. તેથી તેણે હોડીને કિનારે લઈ જવાની આગ્ના કરી.

નાવિકોમાં રહિમતુલ્લા નામનો એક મુસલમાન સુકાની હતો. તેણે નગેંદ્રની આગ્ના પ્રત્યે લેશ પણ લક્ષ આપ્યું નહિ, અને જરા પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. કારણ કે તેણે નમાજ પઢવા માંડી હતી.

રહિમતુલ્લા સુકાની કહેવાતો ખરો, પરંતુ તેને તે કામ જરા પણ આવડતું નહોતું. તેની મમાઇ એક નાવિકની પુત્રી હતી તેથીજ તેને આ જગા મળી હતી. નાવ ચલાવવાના કામનો તેણે લેશ પણ અભ્યાસ કર્યો નહોતો. તે પૂરો દૈવવાદી હતો. તેના હાથથી કાંઇ પણ કાર્ય થતું નહોતું અને થવાનો સંભવ નહોતો, પરંતુ તે ગપાટા હાંકવામાં પ્હેલો નંબર હતો.

જ્યારે રહીમની નમાજ પુરી થઇ ત્યારે તે નગેંદ્ર તરફ જોઇને બોલ્યો “ શેઠજી, આપ ડરના નહિ, ડરનેકા સબબ તો બિલકુલ નહિ હય.”

થોડીવારમાં સર્વે નાવિકોએ મળી તે હોડીને કિનારા પર લાવી મૂકી.

ખરેખર, રહિમતુલ્લાના ઉપર જાણે દૈવનો કોપજ હતો! અને તેણે તે આ પ્રસંગેજ તેના પર ખાલી કર્યો, એમ કહેવામાં કાંઇ હરકત નથી. કારણ કે તરતજ મોટું તોફાન થયું. પ્રથમ તો પ્રચંડ પવન છૂટયો. તેણે ઝાડની શાખાઓ સાથે કેટલીક વાર સુધી ધીંગામસ્તી કર્યા પછી પોતાનો પ્રિય દોસ્ત જે વર્ષાદ તેને બોલાવ્યો. ઉભયે મળીને ભારે તોફાન કરી મૂકયું. વર્ષાદજીએ પોતાના મિત્ર પવનની પીઠ પર બેસીને વેગથી પ્રવાસ કરવા માંડયો. વૃક્ષનાં થડ નમી ગયાં, શાખાઓ તૂટી પડી; વૃક્ષ પરની વેલીઓ જમીન પર આવી પડી; નદીમાં મોટા મોટા તરંગો ઉત્પન્ન થયા; આ પ્રમાણે ચારે તરફ તોફાન થઇ રહ્યું.

પવને મુલ્લાંની ટોપી દૂર ફેંકી દીધી અને વર્ષાદે તેની દાઢી જલમય બનાવી દીધી. નાવિકોએ સઢ ઉતારી પાડ્યા. નગેંદ્ર નાવમાં એક ખોલી સરખી જગામાં બેઠો હતો. તેણે આ તોફાન જોઇને તે ખોલીની બારીઓ બંધ કરી દીધી. પછી તેણે બારીઓ ફરી ઉઘાડીને ચાકર દ્વારા બારણે પડેલો ભીંજાતો સામાન અંદર મંગાવી લીધો.

આ પ્રસંગે નગેંદ્રના મનની સ્થિતિ બહુ વિચિત્ર થઇ પડી. હવે શું કરવું તેની તેને લેશ પણ સમજ પડી નહિ. તોફાનના ભયથી જો તે હોડીની બહાર ચાલ્યો જાય તો નાવિક લોકો તેને ડરપોક ગણે; અને જો હોડીમાંજ બેસી રહે તો સૂર્યમુખીને આપેલા વચનનો ભંગ થાય. આ રીતે તેની સ્થિતિ ‘ સુડી વચ્ચે સોપારી ’ જેવી થઇ.

એટલામાં રહિમતુલ્લા કહેવા લાગ્યોઃ “ શેઠજી, લંગરકા દોર

બહુત જૂના હો ગયા હૈ; ઔર ઇસ વખ્ત ક્યા હવાલ હોયગા યહ હમ કુછ કહ શકતા નહિ. તુફાન તો ખૂબ જોરસેં ચલ રહા હૈ. ઇસ વાસ્તે મેરેકું ઐસા લગતા હૈ કે આપ બોટકે બહાર નીકલ પડો. યેહિ અચ્છા હૈ."

આ સાંભળી નગેંદ્રે હોડીમાંથી બહાર ભુસ્કો માર્યો. તે તરતજ કિનારા પર જઇ પડયો.

વર્ષાદનું ભયંકર તોફાન ચાલતું હોવાથી કોઇ પણ પ્રકારના આશ્રય વિના નદીના કિનારા પર બેસી રહેવું પરવડે તેમ ન હતું. અને તોફાન બંધ થાય એવાં કંઇ ચિહ્ન દેખાતાં નહોતાં. તેથી કોઇક આશ્રય સ્થાન શોધી કાઢવું એવો વિચાર કરી નગેંદ્ર ત્યાંથી નજીકના એક ગામમાં જવાને નીકળ્યો. સૌથી નજીક આવેલું ગામ પણ ઘણું દૂર હતું અને રસ્તો પણ વર્ષાદને લીધે કાદવવાળો થયો હતો. પરંતુ થોડીવારમાં પવન અને વર્ષાદ કમી થયો, પણ આકાશમાં વાદળાં તો કાયમજ હતાં, અને વિદ્યુત્ પણ ચમકતી હતી. આથી રાત્રે પવન અને વર્ષાદ પુનઃ શરૂ થશે એમ લાગતું હતું. તોપણ નગેંદ્ર પાછો ન ફરતાં પોતાના ચાકરોની સાથે આગળજ ચાલ્યો.

સૂર્યાસ્ત થયાને ઘણોજ થોડો વખત થયો હતો, તો પણ આખું આકાશ વાદળથી ઘેરાયું હતું અને તેથી ઘોર તિમિર સર્વત્ર પ્રસરી રહ્યું હતું. ગામ, ઘર, મેદાન, રસ્તો, ખાડી, નદી, નાળાં એમાંનું કાંઈ પણ ઓળખી શકાતું નહોતું. વૃક્ષોના ઉપર ઝાંખો પ્રકાશ નાંખતાં પતંગીઆં બેઠેલાં હોવાથી ઇશ્વરે આ રત્નખચિત વૃક્ષો તૈયાર કીધાં છે કે શું ? એવો ભાસ થતો હતો. વચ્ચે વચ્ચે કાળાં સ્થિર વાદળમાંથી વિદ્યુલ્લતા પણ ચમકારા મારતી હતી.

હમણાંજ પડી ગયેલા વર્ષાદથી દેડકાને આનંદ થયો હતો અને તેઓ પાણીમાં ડોકીયું કરીને ડ્રૂાં ડ્રૂાં કરતા હતા. દેડકાં આટલો

બધો અવાજ કરતાં હતાં તોપણ વૃક્ષ પરથી વર્ષાદનાં બિંદુઓ ધીમે ધીમે પડતાં હતાં તેનો 'ટપ્ ટપ્' અવાજ સ્પષ્ટ રીતે સાંભળી શકાતો હતો. વચ્ચે વચ્ચે કાદવમાં ચાલતાં કોલ્હાંનો અવાજ, વૃક્ષ પર બેઠેલાં પક્ષીઓનો પોતાની પાંખ પરથી પાણી ખંખેરી કાઢવાનો ફડફડ ધ્વનિ અને કદિ કદિ પવનનો સુસવાટો પણ સ્પષ્ટ રીતે સંભળાતો હતો.

આ પ્રમાણે નગેંદ્ર ચાલ્યો જતો હતો એટલામાં થોડેક દૂર એક દીવો તેની દ્રષ્ટિએ પડયો. તે સાવધતાથી કાદવમાં પગ મુકી તથા રસ્તા પરથી કોલ્હાંને નસાડી મુકી દીવા તરફ ચાલ્યો. પાસે જઇને જુએ છે તો એક તૂટી પડેલા ઘરમાંથી તે પ્રકાશ આવે છે એમ લાગ્યું. આ ઘરનાં બારણાં પણ ખુલ્લાં હતાં. નોકર ચાકરને બહાર ઉભા રાખી નગેંદ્રે તે ઘરમાં પ્રવેશ કર્યો.

તે ઘર અત્યંત ખંડિયેર સમું હતું અને તેના ઘણા ભાગો પડી ગયા હતા; છતાં જે વખતે બંધાયું હશે તે વખતે તે ઉત્તમ પ્રકારનું હોવું જોઇએ એવી સહજ કલ્પના અત્યારે પણ થઈ શકતી હતી. તેના દરવાજાની બારસાખ તદ્દન જીર્ણ થઇ ગઈ હતી અને ઉધઇએ તેને ચારે મેરથી કોતરી નાંખી હતી. ઘણો કાળ થયાં મનુષ્યનો હાથ તેના પર ફર્યો નહોતો એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. તે ઘર ઉંદર, ઘુસ, સરડા, ઘીલોડી વગેરેનું તો નિવાસસ્થાનજ બની રહ્યું હતું.

પેલા દીવાનો પ્રકાશ એકજ બાજુથી બહાર પડતો હતો. એ ઘરમાં મનુષ્યનો ઉપયોગ આવે એવો ઘણો થોડોજ સામાન દેખાતો હતો. અને જે કંઇ સામાન દેખાયો તે પરથી તેમાં વસનારા માસની સ્થિતિ છેક નિકૃષ્ટ હતી એમ નગેંદ્રને સ્પષ્ટ જણાઇ આવ્યું.

એક બે રાંધવા સીંધવાનાં વાસણો, એક ભાંગી ગયેલો ચુલો, એક બે કલઈ કરેલી પીતળની થાળીઓ, એક બે ઢાંકણીઓ, એક

પાણીનું માટલું, અને તે પર એક ચડવો; એટલીજ વસ્તુઓ તે ઘરમાં દ્રષ્ટિગોચર થઈ. ઘરની ભીંતો ધૂમાડાથી કાળી પડી ગઈ હતી. ઘણા દિવસ થયાં તે વાળી ઝાડીને સાફ કરેલી ન હતી. ભીંતમાંના ખાડાઓમાં સર્વત્ર ઉધઇનાં ઘરો બની રહ્યાં હતાં. જ્યાં જૂઓ ત્યાં છછુંદર, ઘીલોડી, ઉંદર વગેરે પ્રાણીઓ ફરતાં જણાતાં હતાં.

ઘરના મધ્ય ભાગમાં એક જુના ખાટલા ઉપર એક વૃદ્ધ માણસ રોગથી અતિશય જર્જરિત થઇને છેક મરણોન્મુખ દશામાં પડયો હતો. તેની આંખો ઉંડી પેસી જવાથી ભયંકર દેખાતી હતી, તેને દમ થયો હતો અને તેના હોઠ થરથર કાંપતા હતા. તેના ખાટલાની એક બાજુએ દીવી પર તે દીવો મૂકવામાં આવ્યો હતો. એના કોડિયામાં તેલ ઘણું થોડું રહ્યું હતું; તેમજ એ વૃદ્ધ મનુષ્યનું આયુષ્ય પણ થોડુંજ રહ્યું હતું.

માત્ર ત્યાં એક બીજો સુંદર તેજસ્વી દીપક પૂર્ણ તેજથી પ્રકાશતો હતો: આ દીપક તે ત્યાં બેઠેલી નક્ષત્ર જેવી નાજુક, અને દેખાવડી એક બાલિકા.

દીપકમાંનું તેલ સમાપ્ત થવા આવ્યાથી તેનો પ્રકાશ મંદ હતો તેથી, કે હવે આપણો બેઉનો હંમેશ માટે વિયોગ થનાર છે એ વિચારથી તે વૃદ્ધ મનુષ્ય અને તેની પુત્રી બેઉ ચિંતાતુર થઇ ગયાં હતાં તેથી કહો, પરંતુ નગેંદ્ર ઘરમાં પેઠો તે કોઇના જોવામાં આવ્યો નહિ. તેણે પેલા વૃદ્ધ મનુષ્યના મુખમાંથી બહાર પડેલા શબ્દો સ્પષ્ટ સાંભળ્યા. અસંખ્ય મનુષ્યોથી ભરેલા આ અગાધ સંસારમાં એ ડોસાને અને તેની એકની એક દીકરીને અન્ય કોઈ સગું વહાલું કે મિત્ર ન હતું.

તે વૃદ્ધ મનુષ્યની પાસે પહેલાં જ્યારે દ્રવ્યની ગરમી હતી ત્યારે તેને ત્યાં નોકરો, દાસીઓ, મિત્રો વગેરે પુષ્કળ માણસો હતાં; પરંતુ એક વખત પડતી દશા આવે છે એટલે પાસે કોઇ રહેતું નથી એ

જગતનો સામાન્ય નિયમ છે. દ્રવ્યે જ્યારે તેનો ત્યાગ કર્યો ત્યારે તેનાં માણસો પણ એક પછી એક તેનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં. એની વૃદ્ધ માતા પોતાના પુત્રનું કમળ સરખું વદન નિસ્તેજ થઇ ગયેલું જોઇને તરતજ સ્વર્ગવાસી થઇ. તેની પાછળ એના ઘરનાં બીજાં માણસોએ પણ તેજ માર્ગ પકડયો! આખરે કુટુંબનો આધાર, માતપિતાની વૃદ્ધાવસ્થાનું આશા વૃક્ષ જે આ વૃદ્ધ મનુષ્ય, તે પણ પોતાની માતા પાછળ મરણ પથારીએ પડયો.

હવે આવડા મોટા ઘરમાં તે અને તેની પુત્રી સિવાય અન્ય કોઈ રહ્યું નહિ. તે બેઉ જણાં પરસ્પરનો આધાર સ્તંભ હતાં. પૂર્વેના વૈભવકાળમાં ખુલ્લી હવા ખાવાને માટે તે ઘર લોકોની વસ્તીથી દૂર બાંધવામાં આવ્યું હતું; પણ હવે તો તેની ચારે તરફ અરણ્ય સિવાય બીજું કાંઇ નહોતું.

કુંદનંદિની (તે બાળાનું નામ) બાર તેર વર્ષની હતી, અને તે લગ્નને યોગ્ય પણ થઈ હતી. તે બાપની વૃદ્ધાવસ્થાની લાકડી હતી અને તે ડોસાનો જીવ તેનામાંજ ભરાઇ રહ્યો હતો. આથીજ તેણે પોતાની હયાતીમાં તેનું લગ્ન કર્યું નહોતું. જ્યારે જ્યારે તેના મનમાં તેના લગ્ન સંબંધી વિચાર ઉત્પન્ન થતો ત્યારે ત્યારે "હજુ એનો વિવાહકાળ વીતી ગયો નથી. હજી ઘણા દિવસ છે; પાછળથી કરીશું. જો હું એનો વિવાહ કરી દઇશ તો એ સાસરે જશે, તો પછી હું વૃદ્ધનું શું થશે?" વગેરે કલ્પના તેના મનમાં ઉત્પન્ન થતી અને તેથી તેને અતિશય દુઃખ થતું. 'જ્યારે મને યમના દુત તેડવા આવશે ત્યારે કુંદાની શી અવસ્થા થશે? તે ક્યાં જઇને રહેશે? હું મરણ પામીશ એટલે પછી એનું લગ્ન કોણ કરશે?' એ વિચાર પણ તેના મનમાં નહોતા આવ્યા એમ નથી. અને હમણાં તો યમના દૂત છેક તેની પાસે આવીને ઉભા હતા. અને તે આ જગત્ છોડી જવાની તૈયારીમાંજ હતો, તેથી તેને 'કાલે કુંદા

ક્યાં જશે ક્યાં ? રહેશે ?' એ વિચાર આવતાં તેને અસહ્ય દુઃખ થતું હતું.

આ પ્રકારે અવર્ણનીય દુઃખના વિચાર તેના મનમાં વારંવાર આવતા હતા. તેની બન્ને આંખોમાંથી એક સરખી અશ્રુધારા છૂટતી હતી; એ તેર વર્ષની બાળા મૃત્યુના પંજામાં સપડાયેલા પોતાના પિતાના મુખ તરફ પાષાણ મૂર્તિવત્ ટગર ટગર જોતી બેસી રહી હતી. પોતાના દેહનું ભાન વિસરી અને કાલે હું ક્યાં જઈશ તેનો વિચાર પણ એક બાજુ રાખી તે પોતાના મરણોન્મુખ પિતાના મુખ તરફ ચિંતાતુર મુદ્રાથી જોતી હતી.

ધીમે ધીમે તેના પિતાના બોલ અસ્પષ્ટ સંભળાવા લાગ્યા, શ્વાસ મંદ પડયો, આંખનું તેજ જતું રહ્યું. અને અંતે તે બિચારા ઘણા દિવસથી દુઃખ ભોગવતા દેહની હંમેશને માટે દુઃખમાંથી મુક્તિ થઈ.

તે અંધકારમય કોટડીમાં દીવાનો મંદ મંદ પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. ત્યાં એકલી કુંદનંદિની પોતાના પિતાના પ્રેતની આગળ બેસી રહી હતી.

હજી પણ વરસાદ પડતોજ હતો. રાત્રિનો ઘોર અંધકાર ચોતરફ પ્રસરી રહ્યો હતો; પવનને લીધે વૃક્ષનાં પાંદડાંમાંથી ખરખર અવાજ નીકળતો હતો અને તે જીર્ણ ઘરની બારી ભીંતની સાથે ધડાધડ અફળાતી હતી. તે દીવાનો મંદ પ્રકાશ ઘડીકમાં પ્રેતના મુખ પર પડતો અને ઘડીકમાં તે પર પુનઃ અંધકાર છવાઇ રહેતો; કારણ કે હવે તેલ ખપી જવાથી તે બુઝાઈ જવાની અણી પર હતો. પછી બે ત્રણ વાર કિંચિત્ પ્રકાશ નાંખી અંતે તે છેક બુઝાઇ ગયો.

એટલે નગેંદ્ર પોતાના પગનો અવાજ કર્યા વિના દરવાજામાંથી ધીમે રહીને બહાર પડયો.



## પ્રકરણ ૨ જું.

રાત્રિનો સમય હતો. ખોલીમાં ઘોર અંધકાર પ્રસરી રહ્યો હતો.

તે તૂટી પડેલા ઘરમાં પોતાના પિતાના પ્રેતની આગળ કુંદનંદિની એકલી બેઠી હતી. તેણે મોટેથી "બાપા બાપા" એવી બૂમ પાડી, પરંતુ તેના પિતાએ ઉત્તર આપ્યો નહિ. કુંદાને લાગ્યું કે 'પિતાજીને ઉંઘ આવી છે' પછી તેને લાગ્યું કે 'પિતાજી મૃત્યુ પામ્યા હશે.' પરંતુ પિતાજી મરી ગયા છે એમ તે સ્પષ્ટ રીતે જાણી શકી નહિ. તેણે અનેક વખત પોતાના પિતાને હાંક મારી. પછી તેણે હાંક મારવી બંધ કરી. હજી તેના હાથમાંનો પંખો હાલતોજ હતો. આખરે તે જીવતાજ છે એમ તેણે મનને મનાવ્યું.

પિતાની સારવારને અંગે આવા ઘોર દુઃખમાંય તેણે કેટલીય રાતના ઉજાગરા કર્યા હતા. તેથી આ વખતે નિદ્રાએ તેના પર પોતાનો અમલ ચલાવ્યો. ઘર તૂટેલું હોવાથી ચારે બાજુથી તેમાં ઠંડો પવન પ્રવેશ કરતો હતો. તે જમણા હાથવતી પોતાના પિતાને પંખો નાંખતી હતી. હવે તેણે પોતાનો ડાબો હાથ જમીન પર લાંબો કર્યો અને પોતાનું મસ્તક તે પર ટેકવ્યું, એટલે તરતજ તેને ઉંઘ આવી ગઈ.

ગાઢ નિદ્રા આવતાં તેને એક ચમત્કારિક સ્વપ્ન આવ્યું; જાણે રાત્રિમાં પૂર્ણચંદ્ર પ્રકાશી રહ્યો છે; શુભ્ર ચંદ્રપ્રકાશ ભૂમિ પર પ્રસરી

રહ્યો છે; ઠંડો પવન છૂટયો છે; આકાશ સ્વચ્છ લીલું દેખાય છે. સ્વચ્છ ચાંદરણું અને ઠંડા પવનના યોગથી તેને અત્યંત આનંદ થયો. પરંતુ આકાશમાં તેને ચંદ્રની જગ્યાએ એક દેવી જણાઈ. તે જાણે આકાશમાંથી પ્રકાશનાં કિરણો ફેંકતી ફેંકતી ધીમે ધીમે નીચે ઉતરી પોતાના માથા પાસે આવીને બેઠી એમ તેને લાગ્યું.

કુંદાએ તે દેવીને બરાબર નીહાળીને જોઈ. તે દેવીનું સ્વરૂપ બહુ મનોહર હતું અને તેના વાળ સુવર્ણની પેઠે ઝળકતા હતા તેણે પોતાના અંગ પર હીરા માણેકના દાગીના પહેર્યાં હતા એમ કુંદાને લાગ્યું. તે ઘણા દિવસ પર મરી ગયેલી પોતાની માતાનીજ મૂર્તિ છે એમ જાણી કુંદાને અતિશય આનંદ થયો.

તે સુંદર દેદીપ્યમાન દેવીએ કુંદાને જમીન પરથી ઉંચકી લીધી અને પોતાના હૃદય સરસી ચાંપી અને તેના મુખ પર તથા પીઠ પર પ્રેમથી ઘણી વાર હાથ ફેરવ્યો. થોડી વાર પછી તે અનાથ બાલિકાના મુખમાંથી માત્ર "માડી" એટલો શબ્દ નીકળ્યો. તે એવી તો ભય પામી ગઈ હતી કે તેના મુખમાંથી બીજો એક પણ શબ્દ નીકળ્યો નહિ.

પછી તે દેવી કુંદાને ચુંબન કરી બોલી "બેટા? તેં આજ પર્યંત પુષ્કળ દુઃખો વેઠયાં છે અને હું જાણું છું કે હજી તારા પર આથી વધારે કઠિન પ્રસંગ આવનાર છે. અદ્યાપિ તું હજુ નાની અને નાજુક છે; તારાથી આ દુઃખો શી રીતે સહન થઇ શકશે વારૂ? ખરેખર! તે દુઃખો તારાથી સહન થઇ શકનાર નથી, માટે તું અહીં રહીશ નહિ. આ દુઃખરૂપ જગતનો ત્યાગ કર અને મારી સાથે ચાલ."

કુંદાએ પ્રશ્ન કર્યો–" તું મને કયાં લઇ જશે?"

આકાશમાં ચમકતા નક્ષત્ર સમુહ તરફ અંગુલિ નિર્દેશ કરી તે દેવી બોલી "ત્યાં, જો પ્હણે."

જાણે પોતે અગણિત તારાઓ તરફ જોતી ન હોય તેમ કુંદાને લાગ્યું. ને દેવી પ્રત્યે જોઇ બોલી "મારામાં ત્યાં આવવાની શક્તિ નથી. એટલે દૂર મારાથી આવી શકાય એમ નથી."

આ સાંભળી દેવીની મુદ્રા આનંદિત અને માયાળુ લાગવાને બદલે ઉદાસ અને ખિન્ન જણાઇ. ભવાં ચઢાવી તે ગંભીર સ્વરે બોલી "છોકરી! તને ફાવે તેમ કર! પણ હું એટલુંજ કહું છું કે તું મારી સાથે આવશે તેમાંજ તારૂં કલ્યાણ છે. નહિ તો તારા પર એવા વિકટ પ્રસંગો આવશે કે તું તારી જાતેજ આકાશના તારાઓ તરફ જોઇને બેસશે અને ત્યાં જવાને માટે ઉતાવળી થશે. અસ્તુ! તારી મરજી. પણ એક વાર પુનઃ હું તને દર્શન દઇશ. જ્યારે તું દુઃખથી અત્યંત ત્રાસી જઇ મારૂં સ્મરણ કરશે ત્યારે હું તારી પાસે આવીશ."

પછી તે ક્ષિતિજ તરફ પોતાની આંગળી કરીને તે બોલી કે "હું જે હમણાં તને કહું છું તે તું બરાબર લક્ષમાં રાખ. હું હ્‌મણે તને બે માનવની મૂર્તિ બતાવું છું આ બે મૂર્તિઓને લીધેજ તારાપર આ જગતમાં અતિશય દુર્ઘટ પ્રસંગ આવનાર છે. કદાચિત્ દૈવયોગે તેની સાથે મેળાપ થાય તો તેને ઝેરી સાપ સમજીને તેનાથી તું દુર રહેજે. તેની સાથે કદિ પણ મૈત્રિ રાખીશ નહિ."

ત્યાર પછી તે દેવીએ આકાશ તરફ આંગળી બતાવી. તે પ્રમાણે કુંદાએ આકાશ તરફ દષ્ટિ ફેંકી તો તેને તે ભૂરા આકાશ-પટ પર મદનમૂર્તિ કરતાં પણ સુંદર એવા એક પુરૂષની મૂર્તિ જણાઈ. તેનું ભવ્ય કપાળ, ગોરો વર્ણ, તેની મોટી આંખો અને વિશાળ વક્ષઃસ્થળ વગેરે જોઇને એ મનુષ્ય દ્વારા બીજાને અણુ માત્ર પણ ઇજા થાય એવો ભય કોઇને પણ લાગવાનો સંભવ નહોતો.

તે પુરૂષને આકાશપટ પરથી દૂર કરી તે દેવી બોલી "આ સુંદર મૂર્તિને તું કદિ પણ વિસરીશ નહિ. હમણાં તે તને સૌમ્ય

લાગે છે, તો પણ પાછળથી તે તારાં દુઃખ અને નાશનું કારણ બનશે. માટે તેને સર્પવત્ માની તેનાથી તું દૂર રહેજે."

પછી તે પુનઃ આકાશ તરફ અંગુલિ નિર્દેશ કરી બોલી: "આ તરફ જો."

કુંદાએ જોયું તો તેને પોતાની સમક્ષ એક બીજીજ મૂર્તિ ઉભી રહેલી જણાઇ. આ મૂર્તિ પુરૂષની નહોતી, પરંતુ એક તરૂણ સ્ત્રીની હતી. તે મૂર્તિને જોઇને કુંદાને જરા પણ બ્હીક લાગી નહિ.

છતાં દેવી બોલી—"આ સ્ત્રીના રૂપમાં જે તને કાળી મૂર્તિ દેખાય છે તે પ્રત્યક્ષ રાક્ષસીજ છે. પ્રસંગોપાત જો તારો તેની સાથે મેળાપ થાય તો તું દૂરજ નાશી જજે. તેની પાસે થઇને આવેલા પવનનો પણ તું સ્પર્શ કરીશ નહિ. તેના પડછાયે પણ તું ઉભી રહીશ નહિ."

દેવીના મુખમાંથી આ શબ્દો બહાર પડ્યા કે તરતજ આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું અને દેવીની મૂર્તિ અદ્રશ્ય થઇ ગઈ.

આ સર્વ દેખાવો સ્વપ્નમાં જોઇને કુંદનંદિની સર્વથા ગભરાઇ ગઇ અને ઉંઘમાંથી એકદમ ચમકીને જાગી ઉઠી.

× × ×

બીજી તરફ નગેંદ્ર પેલા ઘરમાંથી નીકળ્યો અને તે ડોસાના પ્રેતને ઠેકાણે પાડવાના ઉદ્દેશથી કેટલાક લોકોને બોલાવી લાવવા માટે પાસેના ગામમાં ગયો. તે ગામનું નામ યજ્ઞપુર હતું. નગેંદ્ર જાતે ક્ષત્રિય હતો, અને મૃત્યુ પામેલો ડોસો પણ ક્ષત્રિય હતો; તેથી જ્ઞાતિબંધુત્વને લીધે તેને આ સર્વ ખટપટ કરવી પડી. તે ગામમાં ગયો એટલે ત્યાંના લોકોએ પ્રેતની દહનક્રિયા વગેરે કરી, પરંતુ તે માટેનો બધો ખર્ચ નગેંદ્રને પોતાના ગજવામાંથી કરવો પડયો.

નગેંદ્ર ગામમાં ગયો ત્યારે તેણે કુંદા ઘરમાં એકલી રડયા કરશે એમ ધારી એક બાઇને તેની પાસે રહેવાને માટે મોકલી આપી.

જ્યારે લોકો શબને સ્મશાનમાં લઇ ગયા ત્યારેજ કુંદાની તો ખાત્રી થઇ કે હવે પિતાજી ખરેખર મૃત્યુ પામ્યા છે. આથી તેનું હૈયું ભરાઇ આવ્યું અને તે દુઃખથી મોટે સાદે રડવા લાગી. નગેંદ્રે મોકલેલી બાઇએ તેને ઘણી સમજાવી, પરંતુ તે રડતી બંધ રહેતી નહોતી. છેવટે પેલી બાઈ સવારે કાંઇ કામ નિમિત્તે પોતાને ઘેર ગઈ. તેણે ઘેર જતાંની સાથેજ પોતાની પુત્રી ચંપાને તેનું સાંત્વન કરવાને માટે મોકલી આપી.

ચંપા પણ બાર તેર વર્ષની છોડી હતી અને તેને કુંદાની સાથે અગાઉનાં બ્હેનપણાં હતાં. તે અગાઉ તેની પાસે વારંવાર જતી આવતી હતી. ચંપાએ કુંદાનું મન વાળવા માટે પોતાથી બની શકતું સર્વ કર્યું. પરંતુ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા. તેના બોલવા પ્રત્યે કુંદાનું જરા પણ લક્ષ જતું નહોતું. તે એક સરખું રૂદન કર્યાં કરતી હતી અને જાણે કોઈની વાટ જોતી હોય તેમ વારંવાર આકાશ પ્રતિ દષ્ટિ ફેંક્યા કરતી હતી. ત્યારે ચંપાએ તેને વિનોદમાં પુછ્યું "બ્હેન કુંદા! તું આ પ્રમાણે એકસરખી આકાશ તરફ કેમ જોયા કરે છે? ત્યાં તને શું જણાય છે વારુ?"

કુંદાએ ઉત્તર આપ્યો-"કાલે મારી મા મને ત્યાં દેખાઇ હતી. તેણે મને પોતાની પાસે આવવાને માટે ઘણું કહ્યું, તે વખતે તેની સાથે ત્યાં જવાને મને બ્હીક લાગી. તેથી હું ત્યાં ગઈ નહિ. પણ હવે મને બહુ શોક થાય છે. પુનઃ જો તે મારી દષ્ટિએ પડે અને મને કહે કે 'મારી સાથે ચાલ' તો હું ભારે આનંદથી તેની સાથે જાઉં. તે મને દેખાય એવી આશાથી હું આકાશ તરફ ધ્યાન દઇ વારેવારે જોઉં છું."

ચંપા બોલી "એ શું વ્યર્થ બકવાટ? મૃત્યુ પામેલાં માણસો તે કદિ પાછાં આવે ખરાં?"

એટલે કુંદાએ રાત્રે દીઠેલું સ્વપ્ન તેને વિગતવાર કહી સંભ-

જાવ્યું. તે સાંભળી ચંપાને ઘણું આશ્ચર્ય લાગ્યું. અને તેણે પ્રશ્ન કર્યો: "એક પુરુષ અને એક સ્ત્રી તારી દૃષ્ટિએ પડ્યાં એમ તું કહે છે; તો શું તેને તું ઓળખે છે?"

"ના, મેં તેમને કદિ પણ જોયાં નથી. મેં જે પુરુષને જોયો છે. તેના જેવો સુંદર પુરુષ આખી દુનિયામાં ક્યાંય પણ હોય એમ મને લાગતું નથી. એવું દિવ્ય રૂપ મેં માત્ર તેનુંજ જોયું."

× × ×

બીજે દિવસે સવારે નગેંદ્રે ગામના લોકોને પૂછ્યું કે "હવે આ છોકરીની શું વ્યવસ્થા કરવી? હવે તે ક્યાં રહેશે? એનું કોઈ સગું વ્હાલું અહીં છે કે નહિ?"

ગામના લોકોએ જવાબ આપ્યો કે 'તેને ક્યાંય પણ રહેવાનું સ્થળ નથી અને તેનું કોઈ પણ સગું વ્હાલું નથી."

'આ સાંભળી નગેંદ્ર મહા ગુંચવણમાં પડયો. થોડો વિચાર કરી તે બોલ્યો "હવે તમારામાંથીજ એકાદ જણ એને તમારી પાસે રાખી એનો વિવાહ કરી નાંખો એટલે થયું. તે માટે જે ખર્ચ થશે તે હું આપીશ; અને જ્યાં સુધી તમારા ઘરમાં રહે ત્યાં સુધી તેનો ખાવાપીવાનો તથા લુગડાંલત્તાંનો જે ખર્ચ થશે તે પણ હું દર મહિને આપીશ."

નગેંદ્રે જો રોકડ રૂપિઆ કાઢીને તેમની સમક્ષ ધર્યા હોત તો ગામ લોકમાંના ઘણા જણે તેની વાત કબુલ કરી હોત; પરંતુ તેણે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે "હું અહીંથી ગયા પછી એ લોક કુંદાને દુઃખ આપશે અને કદાચિત્ તેને ઘરમાંથી હાંકી પણ કાઢશે." આ કારણથી તેણે અગાઉથી પૈસા કાઢી આપવાની મૂર્ખાઈ કરી નહિ અને તે લોકોએ પણ રોકડા પૈસા ઝરતા નથી એમ જાણી એની વાત કબુલ કરી નહિ.

છેવટે, નગેંદ્રને શું કરવું તે કાંઈ સમજ પડી નહિ. આથી તે

લોકોમાંનાજ એક જણે કહ્યું કે "એ કાયસ્થ ક્ષત્રિય જાતિની છોકરી છે. એની એક માશી કલકત્તાના શામબઝારમાં રહે છે. તેના ધણીનું નામ વિનોદ મિત્ર છે. આપ કલકત્તા તો જાઓ છોજ; તો એ છોકરીને પણ આપની સાથે લેતા જાઓ. એને એની માશીને હવાલે કરશો તો બધી વાતનો નિકાલ આવી જશે. અને આપને પણ જ્ઞાતિ ધર્મ બજાવ્યાનું પુણ્ય લાગશે."

આ પ્રમાણે કર્યા સિવાય હવે બીજો રસ્તો નહોતો, તેથી નગેંદ્રે આ સૂચના માન્ય કરી; અને આ સર્વ વ્યવસ્થા કુંદાને જણાવવાને માટે તેને તેડાવી મંગાવી. કુંદા અને ચંપા એ બન્ને જણ ત્યાં આવી પહોંચ્યાં. કુંદાએ નગેંદ્રને દૂરથી જોયો એટલે તે એકદમ ગભરાઈ ગઈ અને સ્તબ્ધ થઇને પૂતળી પેઠે ત્યાંજ ઉભી રહી. તે એક પગલું પણ આગળ ભરી શકી નહિ. નગેંદ્ર તરફ તે સાશ્ચર્ય મુદ્રાથી જોતી ઉભી રહી.

તેની એવી અવદશા જોઈ ચંપા બોલી "બ્હેન! તું આમ ગભરાય છે શા માટે? તને થયું છે શું?"

કુંદા નગેંદ્ર તરફ આંગળી કરી બોલી "અરે! તેજ રે તેજ!"

"તેજ કોણ?" ચંપાએ પ્રશ્ન કર્યો.

"ગઈ કાલે રાત્રે મારી માતાએ આકાશમાં મને જે પુરુષ બતાવ્યો હતો તે આજ."

આ સાંભળી ચંપાને પણ ભારે આશ્ચર્ય લાગ્યું. તે પણ ગભરાઇ ગઇ. કુંદા મને જોઈ ગભરાય છે તેથી તે મારી પાસે આવી શકતી નથી, એમ ધારી નગેંદ્ર તેની પાસે ગયો અને તેને સર્વ વાત કહેવા માંડી. પરંતુ કુંદાના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. તે તો માત્ર તેના તરફ ટગર ટગર જોતીજ ઉભી રહી.

× × ×

અંતે નગેંદ્ર કુંદાની મરજી ઉપરાંત તેને કલકત્તા લઇ ગયો.



કુંદા નગેન્દ્ર તરફ આંગળી કરી બોલી " અરે ! તેજ રે તેજ ! "

ચિત્રકાર | [ પાનું ૨૨

ત્યાં પહોંચ્યા પછી શામબઝારમાં તેણે તેની માશીની પુષ્કળ શોધ કરી, તો વિનોદકાંત નામનો એક ગૃહસ્થ માત્ર જડયો. પણ તપાસ કરતાં આ છોકરીની સાથે તેને કશો પણ સંબંધ નહોતો એમ જણાઇ આવ્યું. આથી કુંદાનો સર્વ બોજો નગેંદ્ર પરજ આવી પડ્યો.

નગેંદ્રની નાની બ્હેન કમલમણિ (કમળા) નામની હતી. તેનું સાસરૂં કલકત્તામાં હતું. તેના પતિનું નામ શ્રીશચંદ્ર હતું. શ્રીશચંદ્ર કલકત્તામાં એક વેપારી પેઢીનો હિસાબી કારકુન હતો. તે ખાનદાન કુટુંબનો હતો અને હાલ તેના પર લક્ષ્મીદેવીની કૃપા પણ હતી. આ બન્ને નગેંદ્ર પર અત્યંત પ્રેમ રાખતાં હતાં. તેથી નગેંદ્ર કુંદાને લઇને શ્રીશચંદ્રને ઘેર ગયો અને પોતાની બહેનને કુંદા વિષેની સર્વ હકિકત કહી તેને સ્વાધીન કરી.

કમલા અઢાર વર્ષની હતી. રૂપમાં તે નગેંદ્રના જેવીજ સુંદર હતી. ભાઈ બ્હેન ઉભય દેખાવડાં હતાં. કમલા સુશિક્ષિત હતી. નગેંદ્રના પિતાએ પોતાનાં છોકરાંને શીખવવાને માટે પોતાને ઘેર મ્હેતાજી રાખ્યા હતા. તેની પાસે સૂર્યમુખી અને કમળા બંનેએ શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. કમળાની સાસુ હજુ હયાત હતી, પરંતુ તે પોતાના મોટા દિકરાને ત્યાં રહેતી હતી. આથી કલકત્તામાં પોતાના ઘર પર કમળા પોતેજ રાજ કરતી હતી.

કુંદાની સર્વ હકિકત કહી નગેંદ્ર બહેનને કહેવા લાગ્યો—"આને જો તું અત્યારે તારે ઘેર નહિ રાખશે તો એને રહેવાને માટે ક્યાંય પણ સ્થાન નથી. થોડા દિવસમાં હું ગોવિંદપુર પાછો જઇશ ત્યારે એને મારી સાથે લેતો જઇશ. માટે ત્યાં સુધી એને તું તારી સાથેજ રાખ."

કમળા બહુ ઠઠ્ઠાખોર બાઈ હતી. નગેંદ્રે ઉપર પ્રમાણે કહીને પોતાની પીઠ ફેરવી કે તરતજ તેણે કુંદાનો હાથ પકડયો અને દોડતી દોડતી તેને સ્નાનગૃહમાં લઇ ગઇ. ત્યાં ગરમ પાણીથી એક મોટી

તાંબાકુંડી ભરેલી હતી. તે તેણે કુંદાના શરીર પર ઢોળી દીધી. આ જોઇ કુંદા ઘણી ગભરાઈ, પણ તે તરફ જરા પણ લક્ષ ન આપતાં કમળા એક સાબુની ગોટી લઇ આવી અને હસતાં હસતાં તેના શરીરને ચોળવા લાગી.

કમળા પોતે કુંદાનું શરીર ચોળતી હતી તેથી એક દાસીએ તેની પાસે જઇ તેને કહ્યું. "બાઇ સાહેબ! આપ એ કામ રહેવા દો. હું તેને ન્હવરાવું છું." પરંતુ કમળાએ તેના પર ક્રોધિત થઇ એક લોટો ભરીને ગરમ પાણી તેના અંગ પર ફેંક્યું. તરતજ દાસી "ઓ મા રે!" કરીને ત્યાંથી નાસી ગઇ. કમળાએ કુંદાને જોરથી ચોળી ચોળીને ન્હવરાવી એટલે તેનું દેહસૌંદર્ય અત્યંત ઝળકી ઉઠ્યું.

સ્નાન થઇ રહ્યા પછી કમળાએ તેનું શરીર અને વાળ સ્વચ્છ ટુવાલથી ભાર દઇને લુછી નાંખ્યા અને પછી તેને એક જરીની કોરવાળી સફેદ સાડી પહેરવાને આપી અને એક સુંદર ચોળી પણ આપી. એ વસ્ત્રો કુંદાએ પહેરી લીધાં. ત્યાર પછી કમળાએ તેના માથામાં સુવાસિત તેલ નાંખ્યું અને કેશની સુંદર વેણી ગુંથી. કપાળ પર કંકુનો ચાંલ્લો કર્યો અને પોતાનાજ અલંકાર તેને પ્હેરાવાને પછી બોલી "હવે જા અને દાદા બાબુ (નગેંદ્ર)ને નમસ્કાર કરી તરતજ પાછી ફર. પરંતુ યાદ રાખજે; આ ઘરના સ્વામિને નમસ્કાર કરીશ માં. હોં! જો તે તને જોશે તો કદાચ તેમનું મન ચળવિચળ થશે."

નગેંદ્રે કુંદાની સર્વ હકિકત પત્ર દ્વારા પોતાની પત્નીને જણાવી. વળી તેનો એક મિત્ર હરદેવ ઘોસલ ગોવિંદપુરની પાસેનાજ એક ગામમાં રહેતો હતો, તેના પર તેણે એક પત્ર લખ્યો. તેમાં એણે લખ્યું.—

"ભાઇ, સ્ત્રીને પૂર્ણ સૌંદર્ય કેટલાં વર્ષે પ્રાપ્ત થાય છે? તારી પત્નીની વય હાલ ત્રીશ કરતાં એક બે વર્ષ વધારે છે; માટે

તું એમ કહેશે કે સ્ત્રીને ત્રીશ વર્ષે પૂર્ણ સૌંદર્ય આવે છે. પરંતુ જે કન્યાને વિષે હું આ લખું છું તે તેર વર્ષની બાળા છે. તેના તરફ દ્રષ્ટિપાત કરતાં જાણે સૌંદર્યનો સાક્ષાત્ અવતાર તો એજ છે એમ લાગે છે.

સ્ત્રી તારૂણ્ય મદમાં પ્રવેશે છે તેની કિંચિત્ પૂર્વે તેનામાં જે સાદાઇ તથા માધુર્ય હોય છે, તે પાછળથી બિલકુલ દ્રષ્ટિગોચર થતાં નથી. પરંતુ આ કુંદાની સાદાઈ જોઇને તો અતિશય આશ્ચર્ય લાગે છે. તે હજુ સર્વાંશે મુગ્ધ છે. આજે તેને રસ્તામાં ખેલતાં બાળકોની સાથે ખેલવા જવાની ઇચ્છા થઈ હતી અને 'જઇશ માં' એમ કહેતાં તેને અત્યંત દુઃખ થયું હતું. મારી નાની બ્હેન કમળા તેને વાંચતાં લખતાં શીખવે છે. તે કહે છે કે 'આ છોકરીની બુદ્ધિ બહુ ચપળ છે, થોડા દિવસમાં તે લખતાં વાંચતાં શીખી જશે.' પરંતુ હજી તેને વ્યવહારનું જરા પણ ભાન નથી.

વર્ષાકાળનાં સ્વચ્છ પાણીમાં જે પ્રમાણે કમળો હાલે છે, તે પ્રમાણે તેનાં નેત્રો એક સરખાં હાલે છે. એ સુંદર નેત્રયુગલ કદિ કદિ મારા તરફ એક સરખી દષ્ટિથી જોઇ રહે છે; પરંતુ તે પરથી અર્થ બોધ જરા પણ થતો નથી. તેના પ્રતિ જોઈ રહેવાથી હું મારૂં દેહભાન વિસરી જાઉં છું, એ સિવાય હું મારી સ્થિતિનો વિશેષ ચિતાર આપી શકતો નથી.

આથી મારૂં મન બહુ અસ્થિર છે એમ મનમાં આણી તું મને હસશે, પરંતુ તારી નજર સન્મુખ એ નેત્રો માંડવામાં આવે તો તારો દ્રઢ નિશ્ચય ટકે કે નહિ એની મને શંકાજ લાગે છે. આટલી વાર સુધી હું વિચાર કર્યા કરૂં છું, પરંતુ તેના નેત્રને શાની ઉપમા આપવી તેનો નિશ્ચય હજુ મારાથી થઇ શકતો નથી. તેને એક વખત એક ઉપમા આપું કે તે આંખો કોઈ જુદાજ પ્રકારની ભાસે છે અને તેથી તેને માટે જુદીજ ઉપમા શોધવાનો વિચાર

આવે છે.

આ પરથી કુંદાના સૌંદર્યમાં કાંઇજ ન્યૂનતા નથી એમ હું કહેતો નથી. અન્ય સ્ત્રીઓની સાથે એની તુલના કરવામાં આવે તો એનું રૂપ વિશેષ નથી એમ દેખાશે; પરંતુ એટલી તો મારી ખાત્રી છે કે એની આંખોના જેવી આંખો આખા વિશ્વમાં નહિ હોય. જગતમાંના કોઇપણ પદાર્થ તરફ તે ખેંચાય છે, એમ કહી શકાતું નથી, પરંતુ આકાશ મંડળમાંની કોઈ વિશિષ્ટ વસ્તુ પ્રત્યે તેનું ધ્યાન લાગ્યું છે એવો ભાસ થાય છે. એનાં શરીર સૌંદર્યમાં ક્યાંક ન્યૂનાધિકતા હશે, પરંતુ એવું સૌંદર્ય મેં આજ પર્યંત ક્યાંય કદિ પણ જોયું નથી એમ મને લાગે છે. હું એમ ધારૂં છું કે કુંદાનું અંગ બનાવવાને માટે બ્રહ્માએ આ જગતની વસ્તુઓનો ઉપયોગ કર્યો નહિ હોય. જાણે તેનું શરીર રક્તમાંસનું બનાવ્યું નથી; પરંતુ ચંદ્રકિરણો અને અન્ય કોઈ દિવ્યરસ લઇને તે બનાવ્યું છે. આ વખતે તેની સાથે તુલના કરવા માટે મને કોઇ પણ વસ્તુ યોગ્ય દેખાતી નથી.

આ અપ્રતિમ સૌંદર્યવાળી લતિકા તરફ જોવાથી મારૂં હૃદય પીગળીને મૃદુ બની જાય છે! શરત્કાળમાં એકાદ સરોવરના સ્વચ્છ અને નિર્મળ જળ પર ચંદ્રપ્રકાશ પડેલો જો કદિ તારી દ્રષ્ટિએ પડયો હશે તોજ એના સ્વરૂપની કાંઇક કલ્પના તારા ધ્યાનમાં આવશે. આથી બીજી કોઇપણ ઉપમા આ વખતે મને સુઝતી નથી."

નગેંદ્રે પોતાની પત્ની પર જે પત્ર લખ્યો હતો તેનો જવાબ થોડાજ દિવસમાં આવી પહોંચ્યો; તેમાં લખ્યું હતું કે—

"......આ રંક દાસીએ આપનો એવો કયો અપરાધ કર્યો છે તેની મને સમજ પડતી નથી. આપ હજી કલકત્તામાં ઘણા દિવસ રહેવાના હો તો આપના ચરણની સેવા કરવાને માટે મારે

આપની સાથે શા માટે ન રહેવું જોઇએ? કલકત્તા આવવાને માટે હું બહુજ ઉત્સુક છું. આપની પરવાનગીનીજ માત્ર વાર છે; તે આપો એટલે હું ત્યાં આવવાને નીકળીશ.

આપ કોઇક નાની છોકરીનો મેળાપ થયાનું લખો છો. પરંતુ તેથીજ શું આપને આ દાસીની વિસ્મૃતિ થઈ કે? અનેક અપક્વ વસ્તુઓ લોકોને બહુ પ્રિય લાગે છે. લીલાં જમરૂખ, લીલી કાકડી, કુમળા નાળિયેર, એ વસ્તુઓ બહુ ભાવે છે...એ હીન નીકુળ છોકરી પણ તરૂણ હોય એમ લાગે છે. નહિ તો તેનો મેળાપ થયાથી આપને મારી વિસ્મૃતિ શા માટે થાય? ક્ષણભર વિનોદ બાજુએ રાખી હું આપને પુછું છું કે આ છોકરી પરનું સ્વામિત્વ આપે છોડી દીધું છે કે નહિ? જો તે આપની પાસે હોય તો તેને મારા કબજામાં સોંપવી એવી હું આપને યાચના કરૂં છું. તેની સર્વ વ્યવસ્થા કરવી એ મારૂં કામ છે. આપને કોઈ પણ વસ્તુ પ્રાપ્ત થાય તો તેમાં અર્ધ ભાગ મારો છે. પરંતુ તે (આપની) બહેનના કબજામાં છે, તો ઠીક છે. હશે આપ સ્વયં મારો હક્ક ઉરાડી દેવા માંગો છો તો એ વિષે હું ઝાઝો બડબડાટ કરીશ નહિ.

આપ પૃછશો કે એ છોકરીને તું તારા સ્વાધીનમાં શા માટે લેવા ઇચ્છે છે? તો તેનો જવાબ હું આપું છું. તારાચરણની સાથે તેનાં લગ્ન કરી દેવાનો મારો વિચાર છે. તેને માટે સ્થળ શોધી કાઢવાને માટે મેં કેટલો પરિશ્રમ કર્યો છે તે તો આપ જાણો છોજ. પ્રભુ કૃપાથી હવે તૈયાર પાત્ર મળી ગયું છે તો હવે આપ મને નિરાશ કરશો નહિ. આપ આવો ત્યારે કુંદનંદિનીને સાથે લેતા આવશો. મેં લગ્નને માટે દાગીના વગેરે વસ્તુની તૈયારી કરવા માંડી છે.

હવે આપ કલકત્તામાં ઝાઝા દિવસ રહેશો નહિ. માણસ કલકત્તામાં છ મહિના રહે તો તે સર્વથા ગાંડો બની જાય છે એમ

લોકો કહે છે, એમાં શું ખોટું છે? જો આપનાજ મનમાં કુંદાની સાથે લગ્ન કરવાનો વિચાર હોય તોપણ તેને આપની સાથે લેતા આવજો; એટલે હું મારે હાથેજ આપની સાથે તેનાં લગ્ન કરાવી આપીશ. માત્ર આપ મને એટલુંજ કહો કે 'મારો તેની સાથે લગ્ન કરવાનો વિચાર છે' એટલે હું તેમાં કાંઇ પણ વાંધો ઉઠાવીશ નહિ, ઉલટું હું જાતે લગ્ન કરાવી આપીશ."

× × ×

ઉપરોક્ત તારાચરણ કોણ? એનો ખુલાસો અત્રે નહિ કરીએ. તે વાત વાંચકને યથા સ્થળે સમજાશે. હમણાં એ સંબંધે અમે માત્ર એટલુંજ કહીશું કે તે ગમે તે હો, પરંતુ નગેંદ્ર અને કમળાએ સૂર્યમુખીની ઇચ્છાનો સ્વીકાર કર્યો અને નગેંદ્ર ગોવિંદપુર પાછો જાય ત્યારે કુંદનંદિનીને પોતાની સાથે લઇ જાય એમ નક્કી થયું. સર્વેએ એ વાત આનંદથી સ્વીકારી. કમળાએ લગ્નને માટે કેટલાક દાગીના તૈયાર કરાવ્યા.

મનુષ્ય જાત પોતાના ભાવિ પ્રત્યે કેટલી અંધ હોય છે તે તો જુઓ! કેટલાક દિવસ પછી નગેંદ્ર અને કમળા પર એવો વિકટ પ્રસંગ આવીને ગુજર્યો કે તે વખતે તે બન્ને કપાળે હાથ દઇને રડ્યાં! અને પોતાના કાર્યનો પશ્ચાત્તાપ કરવા લાગ્યાં! તે વખતે તેમને એમ લાગ્યું કે કયા કુમુહૂર્ત પર આપણને કુંદનંદિની મળી! આપણે કેવા ખરાબ વખતે સૂર્યમુખીના પત્રને સમ્મતિ આપી!

અત્યારે કમળા, સૂર્યમુખી અને નગેન્દ્ર એ ત્રણેએ મળીને વિષવૃક્ષનું બીજારોપણ કર્યું છે; અને થોડાજ દિવસ તેઓ પશ્ચાત્તાપ કરી બોર બોર જેવડાં આંસુથી રડશે!

પોતાનું બધું કામકાજ સમાપ્ત કરીને નગેંદ્રે હોડી તૈયાર કરવાની આજ્ઞા કરી અને તુરતજ કુંદાને પોતાની સાથે લઇને

ગોવિંદપુર પાછો જવાને નીકળ્યો. કુંદા હાલ પેલા સ્વપ્નને બહુધા વિસરી ગઇ હતી. પરંતુ તે નગેંદ્રની સાથે જવાને નીકળી ત્યારે તેને ફરી તે સ્વપ્ન યાદ આવ્યું. છતાં નગેંદ્રનું વર્તન માયાળુ હતું અને તેની મુદ્રા પરોપકારી દેખાતી હતી; તેથી તેના તરફથી મને કાંઇ ત્રાસ થશે એમ તેને લાગ્યું નહિ.

તેણે સ્વપ્ન ભૂલી જવા યત્ન કર્યો.

મરવાનો કાળ સમીપ આવે છે એટલે ઘણા પતંગોને દીપક જ્યોતિ પર જાણી જોઇને ત્રાપ મારવાની બુદ્ધિ સુઝે છે; તેમજ આ ઘટના પણ બનતી હતી.



## પ્રકરણ ત્રીજું.

સૂર્યમુખીનું પિયેર કણ્વનગરમાં હતું. તેનો પિતા કાયસ્થ ક્ષત્રિય જાતિનો હતો અને ઘરનો સાધારણ રીતે સુખી હતો; લોકોમાં તેનું સારૂં માન હતું. તે કલકત્તાની એક વ્યાપારીની પેઢીમાં કૅશીઅર હતો. સૂર્યમુખી તેની એકની એક પુત્રી હતી.

તેને ત્યાં શ્રીમતી નામની એક કાયસ્થ વિધવા નોકરીએ રહી હતી. સૂર્યમુખીનું જતન નાનપણમાં તેણેજ કર્યું હતું. તેને ખવરાવવું, પીવરાવવું, વાળ ગુંથવા, ન્હવરાવવું ધોવરાવવું એ સર્વ કામ શ્રીમતીજ કરતી. શ્રીમતીને સૂર્યમુખીનીજ ઉંમરનો તારાચરણ નામનો એક પુત્ર હતો. સૂર્યમુખી અને તારાચરણ બન્ને એકજ ઘરમાં સાથે રહીને ઉછર્યાં હતાં અને ત્યારથીજ બંનેને એક બીજા પર ભાઇ બ્હેન જેવો પ્રેમ થયો હતો.

શ્રીમતી સ્વરૂપે સુંદર હતી; તેથી તેને વિષયી જનો તરફથી અત્યંત ત્રાસ થતો હતો. તે ગામમાં ખરાબ ચાલનો એક શ્રીમંત ગૃહસ્થ રહેતો હતો, તેની દૃષ્ટિ શ્રીમતી પર ઘણા દિવસથી ચોંટી હતી. છેવટે તેણે એનું મન વાળ્યું; અને એ પણ વિષયસુખાસક્ત થઈ દીર્ઘદૃષ્ટિ ન રાખતાં ક્ષણિક સુખને વશ થઇ ઘરમાંથી નીકળી ચાલી ગઇ, તે પાછી આવીજ નહિ. તે ક્યાં ગઇ તેનો પત્તો પણ લાગ્યો નહિ.

આ રીતે તારાચરણ માતાના સુખથી વંચિત થયો, પરંતુ તે સૂર્યમુખીના ઘરમાંજ રહ્યો. તેના પિતાનું અંતઃકરણ દયાળુ હતું. તેથી તેણે એ પારકા બાળકને પણ પોતાના પેટનાજ બાળકની પેઠે ઉછેરીને મોટો કર્યો, અને તેને જરા પણ દાસીપુત્ર તરીકે ન ગણતાં થોડુંક શિક્ષણ પણ આપ્યું. તારાચરણ એક 'ફ્રી મિશન' શાળામાં અંગ્રેજી શીખ્યો.

થોડા દિવસ પછી સૂર્યમુખીનું લગ્ન થયું અને તેનો પિતા મૃત્યુ પામ્યો. તારાચરણનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું સારૂં હતું, તોપણ તે પદ્ધતિ સર નહોતું. તેથી કોઈ કામ સ્વતંત્ર રીતે ચલાવવાની યોગ્યતા તેનામાં આવી નહોતી. સૂર્યમુખીના પિતા મૃત્યુ પામ્યા પછી તારાચરણ નિરાધાર હોવાથી સૂર્યમુખીને સાસરે રહેવા આવ્યો. તેના કહેવાથી નગેંદ્રે પોતાના ગામમાં એક અંગ્રેજી શાળા કઢાવી આપી અને તારાચરણ ત્યાં શિક્ષક તરીકે કામ કરવા લાગ્યો.

આજકાલ ખાનગી શાળાઓને સરકાર તરફથી મદદ મળવાને લીધે ઘણે ઠેકાણે ચકચકીત વાળવાળા પટિયા પાડેલા અને ગાયન ગાઇને ભટકતા ફરતા છતાં કાંઇ મીઠા વગરના અનેક બાબુજીઓ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ તારાચરણની શાળા કાંઈ આ પ્રકારની નહોતી. એ વખતે શાળાના મુખ્ય અધ્યાપકને તો ગામના લોકો સાક્ષાત્ બૃહસ્પતિજ માનતા હતા. અને તેમાં વળી તારાચરણે તો 'સ્પેકટેટર, સિટિઝન ઓફ ધી વર્લ્ડ, અને યુક્લિડની ભૂમિતિનાં પુસ્તકો' વાંચ્યાં હતાં, એવી લોકોની સમજ હતી! તેથી તેની ખ્યાતિ થઈ. તે લોકોનો પૂજ્ય થઇ પડયો.

તેની આટલી બધી વિદ્યાના જોર પર દેવેંદ્રનાથે પણ તેને પોતાની બ્રહ્મોસમાજમાં દાખલ કર્યો હતો! દેવેંદ્રનાથ એ ગોવિંદપુરની પાસેનાજ એક દેવીપુર ગામનો જમીનદાર હતો. તેને ત્યાં અગાઉ

તારાચરણ નોકરીએ રહ્યો હતો, એવી પણ લોકોની સમજ હતી.

તારાચરણે વિધવા વિવાહ સંબંધે અનેક નિબંધો લખ્યા હતા. તેજ પ્રમાણે સ્ત્રી શિક્ષણ, મૂર્તિપૂજા, વગેરે બીજા મહત્વના વિષય પર પણ લેખો લખીને તે દર અઠવાડીએ સમાજના હોલમાં વાંચતો હતો. અને "હે દયાળુ પરમેશ્વર!" એ શબ્દોથી પ્રારંભ કરી તે વ્યાખ્યાન ઝુડતો હતો! ઉપરોકત વ્યાખ્યાનોમાંનાં કેટલાંક વ્યાખ્યાનો તેણે 'તત્ત્વબોધિની' નામક માસિકમાંથી શબ્દશઃ ઉતારી લીધાં હતાં, અને કેટલાંક પોતાની શાળાના પંડિતના હાથથી લખાવી લીધાં હતાં. "મૂર્તિપૂજા છોડી દો, છોકરીઓને સ્વયંવરની પરવાનગી આપો, સ્ત્રીઓને શિક્ષણ આપો, તેમને પિંજરામાંનાં પક્ષીની પેઠે બાંધી રાખો નહિ" ઈત્યાદિ ઈત્યાદિ અનેક વિષયો પર તે લોકોને સતત ઉપદેશ આપતો હતો.

સ્ત્રી સંબંધી વિષયો પર આટલા ઉદ્દામ વિચાર પ્રકટ કરવાનું તેને એક મુખ્ય કારણ હતું; તે એ કે તેના ઘરમાં બાયડીનું નામ નહોતું, અને અત્યાર સુધી તેનું લગ્ન પણ થયું નહોતું. સૂર્યમુખીએ તેનું લગ્ન કરવાને માટે પુષ્કળ ખટપટ કરી હતી. પરંતુ તેની માની હકીકત સર્વને સુવિદિત હોવાથી ગોવિંદપુરનો કોઈ પણ આબરૂદાર માણસ તેને પોતાની કન્યા આપવાને તૈયાર થતો નહોતો. સાધારણ હલકા કાયસ્થ કુળની એકાદ કન્યા તેને મળી હોત, પરંતુ એવી સ્ત્રીને 'ભોજાઇ' કહેવાનું સૂર્યમુખીને પસંદ નહોતું. સૂર્યમુખી તો આબરૂદાર કુળની કન્યાની શોધમાં હતી.

એટલામાં નગેંદ્રનો પત્ર તેને આવી મળ્યો. તે પત્રમાં કુંદાના રૂપગુણની અત્યંત પ્રશંસા કરી હતી. તેથી તેણે આ છોકરીનો વિવાહ તારાચરણની સાથે કરવાનો નિશ્ચય કર્યો.

હવે કુંદનંદિની કલકત્તાથી ગોવિંદપુર નગેંદ્રની સાથે સુરક્ષિત આવી પહોંચી. નગેંદ્રની હવેલી જોતાંની સાથેજ તે આશ્ચર્યચકિત

થઇ ગઇ, તે હવેલીને ત્રણ બહારના અને ત્રણ અંદરના એવા છ ખંડો હતા. પ્રત્યેક ખંડ જાણે એક નાના ગામ જેવડો હતો. બહારના પહેલા ખંડને એક લોખંડી દરવાજો હતો અને તેની આસપાસ લોખંડી કઠેરા આવી રહ્યા હતા. દરવાજામાંથી અંદર જવાનો રસ્તો પાકો બાંધેલો હતો. તેની બન્ને બાજુએ કોમળ લીલા ઘાસના પટ આવી રહ્યા હતા. આ પટની વચમાં ઠેકઠેકાણે નાનાં નાનાં વૃક્ષો અને અનેક પ્રકારનાં ફુલ છોડવાના વર્તુલો બનાવવામાં આવ્યા હતા. તેથી ત્યાં નાના પ્રકારના પુષ્પોની સુગંધ પ્રસરી રહી હતી.

હવેલીના અંદરના ભાગમાં અતિથિનું સન્માન કરવાને માટે એક મોટું દિવાનખાનું બનાવ્યું હતું. દિવાનખાનામાં જવાને માટે વિશાળ પગથીઆંની સીડી બાંધવામાં આવી હતી અને દિવાનખાનાની નીચે મોટા મોટા સ્તંભો આવી રહ્યા હતા. આ સ્તંભો ઉપર અનેક દેવદેવીઓની મૂર્તિ કોતરવામાં આવી હતી. જમીન પર સંગેમરમરના લીસા પત્થરની ફરસબંધી કરવામાં આવી હતી. દિવાનખાનામાં ચારે બાજુએ દેવો તથા મહાન પુરુષોની છબી લટકાવેલી હતી અને મધ્ય ભાગે હાંડી ઝુમ્મર વગેરે ટાંગી દેવામાં આવ્યાં હતાં. દિવાનખાનાના આગલા ભાગમાં અગાશી પર એક મોટો ભયંકર માટીનો સિંહ ગોઠવવામાં આવ્યો હતો; તેની યાળ નીચે લટકતી હતી, અને લાલ જીભ બહાર નીકળી પડી હતી. આ નગેંદ્રની બેઠકની જગા હતી.

ઘાસના પટની સાથે એક મજલાનાં ઘરોની હાર હતી. તેમાં એક બાજુ નગેંદ્રની કચેરી, તથા દફતરખાનું હતું, અને બીજી બાજુએ કોઠાર તથા ચાકરોને રહેવાની જગા હતી. મોટા દરવાજાની બન્ને બાજુએ દ્વારપાળોની ઓલીઓ હતી. આ પહેલા દિવાનખાનાને 'કચેરી' કહેવામાં આવતી હતી. એની પાછળ પૂજાનો ખંડ હતો. તેની એક બાજુએ સ્નાન સંધ્યા આદિ કરવાને માટે વિશાળ

જગ્યા હતી અને બાકીની ત્રણ બાજુએ બબ્બે માળનાં મકાન હતાં. આ મહેલમાં કોઇ રહેતું નહોતું. નવરાત્રના ઉત્સવના દિવસોમાં ત્યાં ગર્દી થતી હતી.

આ મકાનોમાં પુષ્કળ સામાન ભરેલો હોવાથી તેનાં બારણાંને મોટાં મોટાં તાળાં મારવામાં આવ્યાં હતાં. આ હવેલીની પાછળ ઠાકુર મહેલ હતો. તેમાં એક તરફ કુલદેવતાનું મંદિર હતું અને તેની સામે એક સુંદર સભામંડપ હતો, ત્યાં હંમેશ કથા, કીર્તન, પુરાણ, નૃત્ય, ગાયન વગેરે ચાલતાં હતાં. અહીં પણ સંગેમરમરની ફરસબંધી હતી. બીજી ત્રણ બાજુએ દેવીનું રસોડું, પુજારીને માટે રહેવાની જગા તથા ધર્મશાળા હતી.

આ મહેલમાં હમ્મેશાં માણસોની ગર્દી રહેતી હતી. એક તરફ પુરાણિક ગળામાં રુદ્રાક્ષની માળા પ્હેરી તથા કપાળમાં એક મોટો ચંદનનો ટીલો તાણી પુરાણ વાંચે; બીજી તરફ દેવીને ભોગ ચઢાવવાને માટે રસોઇ તૈયાર થાય; મંદિરમાં કોઈ દેવીને પુષ્પ ચઢાવે; કોઇ દેવીને સ્નાન કરાવે; કોઈ ચંદન ઘસે; અને કોઇ ઘંટ વગાડે.

બહારની બાજુએ ચાકર વગેરેની ગડબડ ચાલી રહે છે. ધર્મશાળામાં એક તપસ્વી અંગે ભસ્મ ચોળી, જટા છૂટી મુકી સ્વસ્થ રીતે ઘોરતો પડયો છે; એક તરફ પંચાક્ષરી પોતાનો હાથ ઉંચો કરી મહેલમાંનાં માણસોને ઔષધ, મંત્ર, તાવીજ વગેરે આપે છે.

બીજી તરફ સફેદ દાઢીવાળો, ભગવાં વસ્ત્ર ધારણ કરનાર બ્રહ્મચારી જપમાળા હાથમાં ગ્રહણ કરી તેને ગોમુખીમાં ઘાલી ફેરવે છે અને નાગરી લીપિમાં લખેલી ભગવદ્ ગીતાની હસ્તલિખિત પોથી વાંચે છે. એક તરફ વટેમાર્ગુ, યાત્રાળુ વગેરે યાચક લોકોને ભિક્ષા આપવામાં આવે છે; બીજી તરફ વૈરાગી લોકોનો સમુદાય ગળામાં તુળસી કાષ્ટની માળા પહેરી, તથા કપાળે ચંદનનો સફેદ ઉભો ટીલો કરી સર્વ જટાનો ભાર કપાળ પર આણી, જટાની એક એક વેણીમાં

રુદ્રાક્ષ પરોવી "રામ રામ" ઉચ્ચાર કરી દરવાજા પર ગર્દી કરે છે.

વૈરાગિણીઓ પણ કેશનો ભુચડો બાંધી, ભગવાં વસ્ત્ર પહેરી તંબુરીના સુર પર કૃષ્ણનું ભજન કરે છે. આંગણામાં ઉદ્ધત છોકરાંઓ એક બીજાંની સાથે લડે છે અને પરસ્પર ગાળો દઇ આમતેમ દોડાદોડ કરે છે.

આ ત્રણ બહારના મકાનોનું વર્ણન સમાપ્ત થયું. એની પાછળજ અંદરના ત્રણ મહેલો હતા. કચેરીની પાછળ જે મહેલ હતો તે નગેંદ્રનો ખાનગી મહેલ હતો. તેમાં માત્ર તે પોતે તેની પત્ની અને તેમનાં અંગત દાસ દાસીઓજ હતાં. તેમાંનો સામાન પણ તેમનાજ ઉપયોગ પુરતો હતો. આ મહેલ નગેંદ્રે ખાસ પોતાને માટેજ બાંધેલો હતો. તેમાંની પ્રત્યેક વસ્તુની વ્યવસ્થા ઘણી સુંદર હતી.

પૂજા મહેલની પાછળ એક બીજો મહેલ હતો. તે જૂનો અને અવાગરો હતો. તેમાંની ખોલીઓ નીચી, નાની અને બેડોળ હતી. અહીં નગેંદ્રનું અંતર્ગૃહ હતું અને ઘરમાં આવતી જતી સ્ત્રીઓનો ઉતારો પણ ત્યાંજ થતો. નગેંદ્રની સાથે સગપણ ધરાવનાર સ્ત્રીઓ, માશીઓ, ફોઇઓ, ભત્રીજીઓ, ભોજાઇઓ વગેરે ત્યાં રહેતી હતી. આ સ્ત્રીઓ આખો દિવસ વડ પર બેઠેલા કાગડાની માફક કલકલાટ કર્યાજ કરતી હતી. ત્યાં આખો દિવસ નાનાં બાળકોની કીકિયારીઓ, હાસ્ય, ગાળાગાળી, ગપ્પાં, નિંદા ઇત્યાદિ નાનાવિધ અવાજો સાંભળવામાં આવતાં હતાં. "મા મને પાણી આપ, શાક આપ, ભાત રાંધ, આ છોકરો ખાતો નથી, દુધ ક્યાં છે?" વગેરે અનેક પ્રકારના હોકારા કર્ણગોચર થતા હતા. આ મકાનની જોડે રસોડું હતું. ત્યાં પુષ્કળ સ્ત્રીઓ નિત્ય રસોઇના કાર્યમાં ગુંથાઈ રહેતી હતી. કોઈ ભાતનું તપેલું ચુલા પર મુકી પોતાના છોકરાનાં લગ્ન સંબંધે વાર્તાલાપ કરે છે; કોઇ ચુલો સળગતો નથી તેથી કોઠારીને ગાળ

દે છે; એક સ્ત્રી શાકમાં તેલ નાંખતાં પોતાનું લુગડું તેલથી ચિટકાયું તેથી તેલ આણનારને નામે આંગળાં ફોડે છે; એક સ્ત્રી સ્નાન કરીને પોતાના કેશમાં સુવાસિત તેલ નાંખી તેને ઓળતી બેઠી છે; કોઇ માત્ર કેશનો ગુચડો બાંધીનેજ દાળમાં વઘાર કરવા બેઠી છે, કોઇ શાક મોળે છે, અને મોળતી મોળતી પડોશણની અથવા બીજા કોઇની નિંદા કરે છે. 'પેલી બિચારી સરસ્વતી બાળ વિધવા થઇ, પેલી શશીમુખીનો ધણી બડો ભંગેરી છે, ઈંદિરાના વરને સારી જગા મળી, હજુ દુર્ગાને સારૂં ઠેકાણું મળતું નથી, ઉમાનો છોકરો બહુ રડકણો છે; બાઇ, અંગ્રેજ લોકો રાવણના વંશજો હશે, નહિ વારુ ? પેલા ચંદ્રશેખરને રમેશની દીકરી સાથે લગ્ન કરવાનું બહુ મન છે,' એવીજ વાતો હંમેશાં સંભળાય છે; એમ અહીં તહીંની વાતો ચાલે છે. રસોડાનાં દ્વાર આગળ યાચક અને કુતરાંની ભીડ થઈ રહી છે; બિલાડીઓ પણ એક ખુણામાં લપાઈ રહી, લાગ જોઇ ધાનપર પંજો મારી થોડું કાંઈક ખાદ્ય દૂર લઇ જાય છે; બહારની બાજુએ ગાયો આંખ મીંચી ભાજીપાલો, છાલાંછોડાં, વાસીકુસી, ઉચ્છિષ્ટ વગેરે ખાઈને સ્વસ્થ રીતે વાગોળતી બેઠી છે.

અંદરના ત્રણ મહેલોની પાસે એક મોટી પુષ્પવાટિકા હતી અને તેની પેલી તરફ વિશાળ તળાવ હતું. આ તળાવનું પાણી હંમેશાં લીલું રહેતું. તેની ચારે બાજુએ ઘાટ બાંધેલા હતા. અંતર્ગૃહના ત્રણ ભાગો કરવામાં આવ્યા હતા અને તે ત્રણે ભાગોમાંથી વાટિકામાં આવવાના ખાનગી માર્ગો હતા. તે દરેક માર્ગને એક એક દરવાજો હતો. આ તદ્દન ખાનગી દરવાજા હતા. એમાંથી સ્ત્રીઓ સિવાય અન્ય કોઇ જતું આવતું નહોતું. તળાવની પેલી બાજુએ નગેંદ્રનો તબેલો હતો. ત્યાં હાથી, ઘોડા વગેરેને રહેવાનાં ડેલાં કુતરાંનાં ઘરો તથા અનેક પ્રકારનાં પક્ષીઓનાં પાંજરાં ટાંગવામાં આવ્યાં હતાં.

આ પ્રકારનું નગેંદ્રનું સર્વ ઐશ્વર્ય જોઇ કુંદાને મહદાશ્ચર્ય

લાગ્યું અને ભારે આનંદ થયો. તે મોટા દરવાજા પાસે આવી કે તરતજ નગેંદ્રના સેવકો તેને મ્યાનામાં બેસાડી અંતર્ગૃહમાં લઈ ગયા. ત્યાં જઇને કુંદાએ સૂર્યમુખીને નમસ્કાર કર્યા ત્યારે સૂર્યમુખીએ તેને અંતઃકરણપૂર્વક શુભાશીર્વાદ દઇ પોતાની પાસે બેસાડી અને તેને કુશળ સમાચાર પૂછવા લાગી.

કુંદનંદિનીએ સ્વપ્નમાં દીઠેલા પુરુષના જેવો નગેંદ્ર છે એમ તેને પૂર્વે લાગ્યું હતું માટે હવે તેની સ્ત્રી સૂર્યમુખી પણ સ્વપ્નમાં દીઠેલી સ્ત્રીના જેવીજ હશે કે શું એવો સંશય તેને પ્રથમ આવ્યો. પરંતુ સૂર્યમુખીની મુદ્રાનું સૌમ્યપણું જોઈ તેનો સંશય તરતજ નષ્ટ થયો. સૂર્યમુખીનો વર્ણ પૂર્ણિમાના ચંદ્ર જેવો શુદ્ધ ગોરો હતો અને સ્વપ્નમાં દિઠેલી સ્ત્રી તો છેક કાળી હતી. સૂર્યમુખીની આંખ મોટી, તેજસ્વી અને હરણુની પેઠે લાંબી, તેનાં ભવાં કમાનદાર, અને તેની કીકી કાળી તથા સ્થિર હતી. આટલી મોહકતા સ્વપ્નમાં દિઠેલી સ્ત્રીના નેત્રમાં નહોતી. સ્વપ્નમાં દિઠેલી સ્ત્રી ઠિંગણી હતી, પણ સૂર્યમુખી તો કાંઇક ઉંચી અને મધુમાલતીની પેઠે કાંઇક ઝુકેલી હતી. સ્વપ્નમાં દિઠેલી સ્ત્રી દેખાવડી હતી, પરંતુ સૂર્યમુખી તેના કરતાં સોગણી વિશેષ દેખાવડી હતી. સ્વપ્નમાં દિઠેલી સ્ત્રીની વય વીશની અંદર હતી અને સૂર્યમુખીની વય પચ્ચીસ છવ્વીસ વર્ષની હતી. આથી કુંદાને સમજાયું કે સ્વપ્નમાં દિઠેલી સ્ત્રી અને સૂર્યમુખી વચ્ચે લેશ પણ સામ્ય નથી.

સૂર્યમુખી કુંદાની સાથે ઘણી વાર સુધી આનંદપૂર્વક વાત કરતી બેસી રહી. થોડી વાર પછી તેણે પોતાની દાસીઓને પોતાની પાસે બોલાવી અને તેમાંની મુખ્ય દાસીને ઉદ્દેશીને કહ્યું, "જેની સાથે મારા તારાચરણનું લગ્ન થવાનું છે તે આ છોકરી. આનું નામ કુંદા છે; તમે સર્વે એને મારી ભોજાઈ સમજી એની સાથે તે પ્રકારનું વર્તન રાખજો."

દાસીએ તેનો સ્વિકાર કર્યો. મુખ્ય દાસીએ કુંદાને પોતાની પાસે બોલાવી અને તેને એક બીજી ઓલીમાં લઇ ગઈ. તે દાસીનું સ્વરૂપ અને મુદ્રા જોઇનેજ કુંદાનું દેહભાન નષ્ટ થયું. તેનું સર્વાંગ પ્રસ્વેદથી ભીંજાઇ ગયું અને તે થરથર કાંપવા લાગી. તેને પોતાની માતાએ આકાશ પટમાં જે સ્ત્રીમૂર્તિ બતાવી હતી તેજ આ કૃષ્ણ-વર્ણ દાસી હતી.

તેને જોઈને કુંદા અતિ ભયભીત થઇ અને દીર્ઘ નિઃશ્વાસ છોડી તેને પૂછ્યું "તું કોણ છે ? તારૂં નામ શું ?"

"મારૂં નામ હીરા." તે દાસીએ ઉત્તર આપ્યો.



## પ્રકરણ ૪ થું.

ગમે તેમ; કુંદનંદિની નગેંદ્રને ઘેર આવી પછી તરતજ તારાચરણની સાથે તેનું લગ્ન કરવામાં આવ્યું. ત્યાર પછી થોડા દિવસમાં તારાચરણ પોતાની સુંદર પત્નીને પોતાને ઘેર લઇ ગયો. પરંતુ આ મનોહર સુંદરીની સાથે તેનાં લગ્ન થયાં તેથી તેને સુખ થવાને બદલે એક પછી એક દુઃખજ તેના પર આવવા મંડયાં.

વાંચકોના સ્મરણમાં હશે કે તારાચરણે પૂર્વે સ્ત્રી-શિક્ષણ અને સ્ત્રી દાસ્ય-વિમોચન એ વિષયો પર કેટલાક લેખો પ્રસિદ્ધ કર્યા હતા. પાછળથી આજ વિષય પર બ્રહ્મ સમાજમાં વાદવિવાદ ચાલતાં તારાચરણે એક પ્રસંગે એમ પણ સ્પષ્ટ જણાવ્યું હતું કે "મને તક મળશે તો આ વિષયમાં હુંજ પ્રથમ દાખલો બેસાડીશ. મારૂં લગ્ન થશે ત્યારે હું મારી પત્નીને નિઃસંશય સમાજમાં આણીશ."

હવે તારાચરણના લગ્ન થયાં હતાં. તેની સ્ત્રીનાં સૌંદર્યની ખ્યાતિ પણ આસપાસના પ્રદેશમાં પ્રસરી ગઈ હતી. તેનાં આડોશી-પાડોશી તેને રોજ એમ કહેવા લાગ્યાં કે "કેમ ભાઇ! હવે તમારાં વ્યાખ્યાનો અને નિબંધો કયાં ગયાં?" દેવેંદ્ર પણ તેને કહેતો હતો કે "કેમ? હવે તમે પણ જૂના મતના લોકોની પેઠે વર્તશો કે? તમારી સ્ત્રીને તમે સમાજમાં શા માટે આણતા નથી? તેને

ગોંધી શા માટે રાખો છો? તેને સમાજમાં આણો અને સર્વ મિત્રોની સાથે તેની ઓળખાણ કરાવો."

તારાચરણને નીચું માથું ઘાલવાનો અવસર આવ્યો. તેનાથી દેવેંદ્રના મર્મભેદક અને ઉપહાસાસ્પદ શબ્દો સહન થઈ શકતા નહોતા. પણ તે કરે શું? તેના મનમાં વારંવાર એમ થતું હતું કે મારાથી બોલ્યા પ્રમાણે વર્તી શકાતું નથી. છેવટે તેણે ન છૂટકે દેવેન્દ્રને પોતાની સ્ત્રી સાથે બોલવાની છૂટ આપી. પણ એમ કરવાથી તેના મનમાં એક બીજી ભીતિ ઉત્પન્ન થઈ. તેને લાગ્યું કે જો એ વાત સૂર્યમુખીના કાન પર જશે તો તેને તે જરા પણ પસંદ પડશે નહિ તે મારો ઉપહાસ કરશે અને આજ સુધી તે મારા પર જે પ્રીતિ રાખતી આવી છે તે પણ નષ્ટ થશે.

આમ વિચાર કરતાં કરતાં એક વર્ષ નીકળી ગયું. છેવટે તેને લાગ્યું કે હવે આવી ઢીલ ચાલવાની નથી. આથી તેણે એક નિમિત્ત શોધી કાઢયું. તે પોતાના મિત્ર પ્રત્યે બોલ્યો "મારૂં ઘર અતિ જીર્ણ થઈ ગયું છે, તેથી જો તેને દુરસ્ત કરવામાં નહિ આવશે તો નુકશાન થવાનો સંભવ છે." આમ બહાનું કાઢી તેણે કુંદાને સૂર્યમુખી કને મોકલી દીધી અને હાલ તુરત માટે એ મ્હેણાંમાંથી પોતાનો છૂટકો કરી લીધો.

પરંતુ આવો પ્રકાર કેટલા દિવસ ચાલી શકે? ઘર દુરસ્ત થયા પછી કુંદા પુનઃ પોતાને ઘેર આવી. કેટલાક દિવસ પછી પોતાના મિત્રોની સાથે દેવેંદ્ર તારાચરણને ઘેર આવ્યો અને "તમે વ્યર્થ બોલનારા છો, કહેવું સ્હેલ છે પણ કરવું મુસ્કેલ છે." વગેરે મર્મભેદક શબ્દો કહી તેની મશ્કરી કરવા લાગ્યો. ત્યારે તારાચરણે મનમાં વિચાર કર્યો કે "હવે બ્હાનું ચાલી શકે એમ નથી, અને બોલવા પ્રમાણે વર્તીશું નહિ તો લોકોમાં આપણી ફજેતી થશે." તેણે કુંદાને સારો સભ્યતા ભરેલો પોશાક પહેરીને બહાર આવવાનો

હુકમ કર્યો.

સ્ત્રીજાતિ સ્વભાવથીજ બ્હીકણુ હોય છે. તેમાં વળી કુંદા તો પંદર સોળ વર્ષની છોકરી હતી. તેને પુરૂષ વર્ગમાં જવાનો કદિ પણ પ્રસંગ મળ્યો નહોતો. પરંતુ પતિની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવાના હેતુથી તેણે સુંદર પોશાક પહેર્યો અને તારાચરણની સાથે દિવાનખાનામાં આવવાને માટે નીકળી. દિવાનખાનામાં પગ મૂકતાંની સાથેજ તે પોતાના પતિના મિત્રોને જોઇને છેક ગભરાઈ ગઇ. તારાચરણે તેને દેવેંદ્રની સાથે વાતચિત કરવાની આજ્ઞા કરી. પરંતુ જેને આજ પર્યંત પરપુરૂષનું મુખ જોવાનો સુદ્ધાં પ્રસંગ આવ્યો નહોતો તે ચાર માણસની વચ્ચે પરપુરૂષની સાથે વાતચિત શા રીતે કરે? તે દેવેંદ્રની આગળ થોડી વાર સુધી નીચું જોતી ઉભીજ રહી! અને પછી એકદમ રોવા લાગી. પરંતુ તેનું સુંદર અને મોહક સ્વરૂપ જોઇ દેવેંદ્રનું મન અતિ મોહિત થયું. તે તો તદ્દન સ્તબ્ધજ થઇ ગયો!

ત્યારપછી થોડાજ દિવસમાં દેવેંદ્રને ઘેર મિજબાની કરવાનો નિશ્ચય થયો. તે વખતે કુંદાને પણ ત્યાં જવાનું નિમંત્રણ મળ્યું. સૂર્યમુખીને કાને આ વાત પડી ત્યારે તેણે કુંદાને "ત્યાં જવાનું કાંઇ પ્રયોજન નથી" એમ સમજાવીને કહ્યું. તેથી તે ત્યાં ગઇ નહિ. થોડા દિવસ પછી દેવેંદ્ર પુનઃ એક વાર તારાચરણને ઘેર ગયો અને કુંદાની મુલાકાત કરી. દેવેંદ્ર કુંદાની સાથે ઘાડા પરિચયથી વર્તે છે એ વાત જ્યારે સૂર્યમુખીને કાને પડી ત્યારે તેણે તારાચરણ પર એવો સખત પત્ર લખી મોકલ્યો કે તે દિવસથી દેવેંદ્ર તેને ઘેર આવતોજ અટકી ગયો.

કુંદાનાં લગ્ન થયાં પછીનાં ત્રણ વર્ષો આવી ભાંજગડમાં વ્યતીત થઇ ગયાં. તારાચરણને સુખનો સ્પર્શ પણ થયો નહિ. આખરે તેને સન્નિપાત—જ્વર લાગુ પડયો અને તેથી તેનો અંત

આવ્યો ! અને રંક બિચારી કુંદા વૈધવ્ય દુઃખમાં પડી! સૂર્યમુખી તેને પોતાને ઘેર લઇ ગઇ, અને તારાચરણને રહેવાને માટે આપેલું ઘર વેચી નાંખીને તેમાંથી ઉત્પન્ન થયેલી રકમ કુંદાને નામે શાહુ-કારને ત્યાં અનામત મૂકી.

અસ્તુ. આ તરફ કુંદા નગેંદ્રને ત્યાં આવીને રહી. ત્યાં તેણે અપાર વૈધવ્ય દુઃખમાં કેટલાક દિવસ ગાળ્યા. એક દિવસ બપોર પછી ઘરમાંની સર્વ સ્ત્રીઓ કાંઇક ઘરગથ્થુ કામમાં ગુંથાઇને એક ખંડમાં બેઠી હતી. ત્યાં નાની છોકરીથી માંડીને ડોસીપર્યંત સર્વ વયની સ્ત્રીઓ હતી. કોઇ કેશ ઓળતી હતી; કોઈ વેણી ગુંથતી હતી; એક બાઈ પોતાના બાળકને માટે ગોદડી શીવતી હતી, એક સ્ત્રી પોતાના બાળકને દુધ પાતી હતી; બીજી પોતાનું બાળક વારેવાર રડતું હતું તેથી તેને મારતી હતી; એક રૂમાલ પર વેલબુટ્ટા કાઢતી હતી; એક આશ્ચર્યચકિત મુદ્રાથી તે કામ જોતી હતી; એક તરફ એક સ્ત્રી પોતાનાં છોકરાનાં લગ્નનું શું થશે એવા વિચારમાં છેક ગર્ક થઇ ગઇ હતી; કોઈ લગ્ન પ્રસંગે વર કન્યાને બેસવા માટે પાટલા રંગતી હતી; એક ભણેલી સ્ત્રી પોતાના હાથમાં રાધાવિલાસનું પુસ્તક લઇ ધીમે ધીમે ગાયન ગાતી હતી.

કેટલીક તરૂણ સ્ત્રીઓ પોતાના પતિની વિનોદાત્મક વાતો પરસ્પરના કાનમાં કહે છે; કોઇ શેઠની તો કોઇ શેઠાણીની નિંદા કરે છે; જેને સવારમાં સૂર્યમુખીએ મૂર્ખતાભરેલું કાર્ય કરવાને માટે ધમકાવી હતી તે પોતે સંધ્યાકાળે કરેલાં ડહાપણનાં કાર્યો સર્વની નજર સમક્ષ લાવે છે; જેની રસોઈમાં લેશ પણ સ્વાદ હોતો નથી તે પોતાનું પાક-કૌશલ્ય વખાણતી પરવારતી નથી; જેનો સ્વામી આખા ગામમાં મૂર્ખ ગણાય છે તે તેના અલૌકિક ગુણોની અને વિદ્વત્તાની પ્રશંસા કરતી થાકતી નથી. જેને કાળા ઠીકરાં જેવાં છોકરાં થયાં છે તે પોતાને એક વખત નક્ષત્ર જેવાં સ્વરૂપ-

વાન છોકરાં થયાં હતાં એમ કહી પોતાની હીનતા ઢાંકે છે.

આ સ્ત્રીઓની સાથે સૂર્યમુખી બેઠી નહોતી; અને તે તેમની સાથે બેસી શકતી પણ નહોતી; કારણ કે તે કેટલેક અંશે ગર્વિષ્ટ હતી. તે તેમની પાસે આવે કે તરતજ રંગમાં ભંગ થવાનો સંભવ હતો; તેથી તે વિનાકારણ કદિ પણ આવતીયે નહોતી. સર્વેને તેનો ધાક લાગતો હતો, તેથી સર્વે તેને નમીને ચાલતાં હતાં:

આ સ્ત્રીઓની સાથે કુંદા બેઠી હતી. તે આ વખતે એક નાના છોકરાને તેની માના કહેવાથી મૂળાક્ષર શીખવતી હતી. પરંતુ તે છોકરાનું લક્ષ લખવા તરફ જરા પણ હતું નહિ. પાસેજ એક નાની છોકરી બરફી ખાતી હતી તે તરફજ તેની નજર ચોંટી રહી હતી. તેથી તે એક અક્ષર પણ કાઢી શકતો નહોતો.

થોડી વારમાં ત્યાં એક વૈરાગિની આવી પહોંચી અને "જય રાધા ! કૃષ્ણ રાધા" એમ બોલી ખાંધ ઉપર તંબુરો લઇ, હાથમાંની ખંજરી વગાડતી ઉભી રહી.

નગેંદ્રના ઠાકુર મહેલની બારી આગળ ભિક્ષુકોનાં ઝુંડનાં ઝુંડ ભિક્ષા માગવાને માટે હંમેશ આવતાંજ હતાં. તેમને ત્યાં દર રવિવારે અર્ધો શેર ચોખા મળતા હતા. પરંતુ યોગિની હો કે વૈરાગિની હો, કોઇને પણ દરવાજાની અંદર જવાનો હુકમ નહોતો. તેથી તે વૈરાગિનીનો "જયરાધા ! જયકૃષ્ણ !" એવો ધ્વનિ સાંભળી એક સ્ત્રી તેની પાસે જઇ બોલી "કેમ રે ? જોગણ ! તું અહીંઆં શા માટે આવી ? જા ઠાકુરબારી પાસે તને ત્યાં ભિક્ષા મળશે." પરંતુ તેણે વધારે પાસે જઈને જોયું તો તેને વૈષ્ણવી વૈરાગિની માલમ પડી. તેથી તે બોલી "બાઈ ! મેં તમને જોયાં નહોતાં ! માજી, તમે વૈષ્ણવી વૈરાગિની છો ?"

વૈરાગિની ત્યાં આવ્યા પછી બધી સ્ત્રીઓ એકદમ આશ્ચર્યથી તેના તરફ જોવા લાગી. તેમણે એવો તર્ક કર્યો કે આ સુંદર અને

તરૂણ વૈરાગિની હોવાથી એણે કોઇ વિશેષ કારણને લીધે આ પંથ સ્વીકાર્યો હશે. આ સર્વ સ્ત્રીઓમાં કુંદનંદિનીને બાદ કરીએ તો તે વૈરાગિનીના જેટલી સુંદર સ્ત્રી કોઈ નહોતી. તેના રાતા હોઠ, સરળ નાક, કમળ સરખાં નેત્ર, કમાનદાર કાળાં ભમ્મર સમાન ભવાં, ગુલાબી કપોળ, નાજુક હાથ, અને ચંપક—પુષ્પ સમાન મુખ—આ લક્ષણો બીજી કોઇ પણ સ્ત્રીમાં નહોતાં. કદાચ જો ત્યાં એવી એકાદ સ્ત્રી હોત તો તે અવશ્ય એમ બોલી હોત કે "આ વૈરાગિનીનાં સૌંદર્યમાં સ્ત્રીની નાજુકતા અને માર્દવના વિશેષ ગુણો નથી. તેમજ એના બોલવા ચાલવામાં અને ઇતર હાવભાવમાં પુરુષપણું દ્રષ્ટિગોચર થાય છે."

તે વૈરાગિનીએ પોતાના કપાળના મધ્ય ભાગમાં નાક સુધી સફેદ ચંદનનો ટીલો તાણ્યો હતો અને તેની વચ્ચે કાળી રેખા કાઢેલી હતી. કેશનો ઝુચડો બાંધેલો હતો. અંગમાં ભગવી કફની ધારણ કરી હતી. હાથમાં ખંજરી હતી અને ખભા પર તંબુરો હતો. એના બેઉ હાથ પર બબ્બે કાચની બંગડીઓ હતી.

ત્યાં બેઠેલી સ્ત્રીઓમાંથી એક પુખ્ત વયની સ્ત્રીએ વૈરાગિનીને પૂછ્યું "બાઇ! તમે કોણ છો? તમે ક્યાંથી આવ્યાં છો? તમારૂં નામ શું છે?"

વૈરાગિની બોલી "હું વૈષ્ણવી વૈરાગિની છું. મારૂં નામ હરિદાસી છે. હું પ્રયાગથી ફરતી ફરતી અહીંઆં આવી છું. આપનામાંથી કોઇને ભજન ગમે છે કે વારુ? જો આપને ભજન પ્રિય હોય અને મને ગાવાની આજ્ઞા કરશો તો હું ગાઇશ."

બધી સ્ત્રીઓ એકે અવાજે બોલી "હા, હા, ખુશીથી તું ભજન ગા. કાંઇ હરકત નથી." ત્યારે તે વૈરાગિની પોતાના હાથમાં તંબુરો લઇ તે સ્ત્રીઓની પાસે જઇને બેઠી. કુંદા ત્યાં પાસેજ પેલા છોકરાને ભણાવતી બેઠી હતી. તેને પણ ભજનનો ઘણો શોખ હતો.

જ્યારે તેણે પેલી વૈરાગિનીને ભજન ગાવાની તૈયારીમાં જોઇ ત્યારે તે જરા પાસે આવીને બેઠી. આ અરસામાં પેલા છોકરાએ લાગ સાધી પેલી છોકરીના હાથમાંથી બરફીનો ટુકડો ખુંચવી લીધો અને તરતજ મ્હોંમાં ડબ્બો મારી દીધો.

વૈરાગિનીએ પૂછયું "કયું ભજન ગાઉં વારુ?"

દરેક જણે પોતપોતાની ઈચ્છા અનુસાર જુદાં જુદાં ભજન ગાવાની આજ્ઞા કરી. કોઇએ 'એરે મુદ્રિકા મારા રામની, કહો કયાં થકી લાવ્યા?' એ ગાવાની આજ્ઞા કરી. કોઇએ 'રાધાવિલાસ' તો કોઇએ 'કૃષ્ણલીલા' અને કોઇએ 'રાસક્રીડા'ના ગાયન ગાવાની સૂચના કરી. એકે તો કહ્યું-"જો તું સીતા સ્વયંવરનું ગાયન ગાશે નહિ તો હું સાંભળવા સુદ્ધાં બેસનાર નથી અને તારો તંબુરો ખુંચવી લઈ એક બાજુ ફેંકી દઇશ." એવી ધમકી આપી. ટુંકામાં જેને જે ગાયન પસંદ હતાં તે તે ગાવાની સર્વેએ સુચના કરી. પછી વૈરાગિનીએ કુંદાની તરફ વક્ર દ્રષ્ટિ કરીને પૂછયું "કેમ? આપને કાંઈ ગાયન પસંદ નથી કે? જો આપને કોઇ ગાયન પસંદ હોય તો તે ગાવાની મને ખુશીથી આજ્ઞા કરો."

કુંદા જરા હસીને નીચે જોવા લાગી, પરંતુ તેણે એક શબ્દ પણ પોતાના મુખમાંથી કાઢયો નહિ. તેણે પોતાની સખીના કાનમાં ધીમેથી કહ્યું કે "એને કૃષ્ણની અથવા એકાદ દેવની સ્તુતિનાં પદ ગાવાને કહે, એટલે થયું; બીજું ત્રીજું મને કાંઇ પસંદ નથી."

ત્યારે તે સ્ત્રી વૈરાગિની પ્રત્યે બોલી "કુંદાનો વિચાર કૃષ્ણ અથવા એકાદ દેવની સ્તુતિનાં પદો ગવરાવવાનો છે."

"આ સાંભળી તેણે કૃષ્ણ સ્તુતિનું ગાયન ગાવા માંડયું. અન્ય સ્ત્રીઓની પસંદગીને અવગણી કુંદાનીજ પસંદગી પ્રમાણે તે ગાયન ગાવા લાગ્યાથી કુંદા ઓશિયાળી થઈ અને નીચે જોવા લાગી. વૈરાગિની તંબુરાના તાર પર આંગળી ફેરવવા લાગી ને તેના સૂર

સાથે મધમાખી અથવા ભ્રમર મધુયુક્ત પુષ્પ પર જે પ્રમાણે ગુંજારવ કરે છે અથવા એકાદ નવયૌવના સ્ત્રી જે પ્રમાણે પોતાના પતિની સાથે પ્રથમ મેળાપ થતાં ધીમે ધીમે સલજ્જ ભાષણ કરે છે તે પ્રમાણે સ્વર કાઢી ગાવા લાગી. તેણે પોતાનાં આંગળાં વતી તંબુરાના તારમાંથી એક એવો કર્કશ ધ્વનિ કાઢ્યો કે તે સાંભળતાંની સાથે બધી સ્ત્રીઓ ચકિત થઇ અને એકદમ ચમકી ઉઠી.

તે સ્ત્રીઓને ઘણું આશ્ચર્ય લાગ્યું, તોપણ તેમનું ધ્યાન તે વૈરાગિનીના ગાયન તરફ ચોંટયું હતું. તેનો મંજુલ સ્વર, તેનો સુંદર આલાપ, અને હાવભાવથી સર્વે સ્ત્રીઓ મંત્રમુગ્ધ થઈ ગઇ. ખરું જોતાં એકાંતવાસમાં રહેનારી આ સ્ત્રીઓ ગાયનનો ખરો મર્મ સમજતી નહતી. ક્યાંથી સમજે? ત્યાં એકાદ માર્મિક મનુષ્ય હોત તો તેને તરતજ સમજ પડી હોત કે ગાયનનું નૈપુણ્ય કાંઈ સ્વાભાવિક મધુર અવાજપર અવલંબી રહ્યું નથી; અને આ વૈરાગિનીએ શાસ્ત્રીય પદ્ધતિથી ગાયનની તાલીમ લીધી છે; તથા જો કે એ વયમાં નાની દેખાય છે, તોપણ તે ગાયનકળામાં સારી રીતે પ્રવીણ છે.

એક ગાયન પુરૂં થતાં કુંદાએ તેને બીજું ગાયન ગાવાની સૂચના કરી. ત્યારે વૈરાગિનીએ કુંદા પ્રતિ સપ્રેમ દૃષ્ટિથી જોયું અને રાધા રીસાઈ ત્યારે શ્રીકૃષ્ણે તેની સાથે જે પ્રેમયુક્ત ભાષણ કર્યું હતું તે વિષે એક ગાયન ગાઇ સંભળાવ્યું.

ગાયન સમાપ્ત થયા પછી વૈરાગિની કુંદા પ્રતિ જોઇને બોલી: "મને ગાયન ગાવાથી અતિશય તરસ લાગી છે; મને થોડું પાણી આપશો?"

કુંદાએ ઘરમાં જઇ એક લોટો ભરી પાણી આણી આપ્યું. વૈરાગિની બોલી "હું તમારા લોટાને સ્પર્શ કરીશ નહિ. માટે પાસે આવો અને મારા ખોબામાં પાણી રેડો; એટલે હું પાણી પી શકીશ. હું મૂળ યોગિની નથી." આમ કહી તેણે એમ સૂચવ્યું કે "મારો

જન્મ નીચ કૂળમાં થયો છે અને મેં જોગ પાછળથી લીધો છે."

આથી કુંદા તેની પાસે ગઇ અને તેના ખોબામાં પાણી રેડવા લાગી. વૈરાગિની અને કુંદા બીજી સ્ત્રીઓથી એટલે છેટે હતાં કે તે બંને પરસ્પર ધીમે ધીમે કાંઇ વાત કરે તો તેઓ સાંભળી શકે નહિ. કુંદાએ પાણી રેડ્યું; તે પી રહી પછી તે પોતાના હાથ તથા મુખ સ્વચ્છ રીતે ધોવા લાગી. વૈરાગિની હાથ ધોતાં ધોતાં ધીમે સાદે કુંદા પ્રત્યે બોલી–"તમારૂં નામ કુંદનંદિની ને !"

કુંદા: આશ્ચર્યચકિત થઇ બોલી–"કેમ મારૂં નામ પૂછો છો ? મારૂં નામ તમને કોણે કહ્યું ?"

"બાઇ! તમે કદિ તમારાં સાસુને જોયાં છે ?" વૈરાગિનીએ સ્હામો પ્રશ્ન કર્યો.

"મેં તેમને કદિ પણ જોયાં નથી."

પોતાની સાસુ ઉભય કૂળને લાંછન લગાડીને કોઇની સાથે નીકળી ગઇ હતી એવી વાત કુંદાએ ઘણાંના મુખેથી સાંભળી હતી. વૈરાગિની કુંદા પ્રત્યે બોલી "તમારાં સાસુ હમણાં અહીં આવ્યાં છે, અને મારે જ ઘેર ઉતર્યાં છે. તેને તમને મળવાની ઘણી ઇચ્છા છે, પરંતુ તે અહીં આવી સૂર્યમુખીને પોતાનું મુખ બતાવવાની હિમ્મત કરી શકતાં નથી. માટે જો તમે મારી સાથે આવશો તો તેમની ઇચ્છા પરિપૂર્ણ થશે. તમને આવવાને મોટી અડચણ પડે એમ મને લાગતું નથી. તમારે ત્યાં અવશ્ય આવવું જોઇએ. તેને હાથે મોટો અપરાધ થયો છે, એ વાત ખરી છે, પરંતુ ગમે તેવાં પણ તે તમારાં સાસુ છે."

કુંદા સાદી ભોળી સ્ત્રી હતી. તો પણ આવી ખરાબ ચાલની સ્ત્રી સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવો ઉચિત નથી એ તે સારી પેઠે સમજતી હતી. તેથી તેણે વૈરાગિનીને ડોકું ધુણાવીને સ્પષ્ટ કહ્યું–"હું આવનાર નથી."

પરંતુ વૈરાગિની તેને પુનઃ આગ્રહ કરવા લાગી. ત્યારે કુંદા બોલી "શેઠાણીની આજ્ઞા સિવાય મારાથી ત્યાં આવી શકાય એમ નથી."

જો કે કુંદાની આ હઠ વૈરાગિનીને પસંદ પડી નહિ, તોપણ તે વિશેષ આગ્રહ કરી શકી નહિ. તે કુંદા પ્રત્યે એટલુંજ બોલી કે "આ વિષે તમે તમારી શેઠાણીની આગળ એક શબ્દ પણ કાઢશો નહિ. કારણ કે જો તે આ વાત સાંભળશે તો તમને જરા પણ આવવા દેશે નહિ. જો તમે આ વિષે તેને વાત કરશો તો તે તમારી સાસુને બોલાવવા માણસ મોકલશે અને એવું થશે એટલે તે નીકળીને પોતાને ઘેર ચાલી જશે."

જેમ જેમ વૈરાગિની કુંદાને વિશેષ આગ્રહ કરવા લાગી તેમ તેમ તે સૂર્યમુખીની રજા સિવાય આવવાને ના પાડવા લાગી. છેવટે કાંઇ પણ ઉપાય ચાલતો નથી એમ જોઇ તે વૈરાગિની બોલી "ઠીક, ત્યારે તમે આવતાં નથી તો ભલે નહિ આવો. પરંતુ આ વાત તમે તમારી સ્વામિનીને કહેજો. એટલે કદાચ તે તમને અનુજ્ઞા આપશે. હું એકાદ દિવસ આવી તમને તેડી જઇશ. પરંતુ ધ્યાનમાં રાખજો કે આ વાત તેની આગળ બહુ ચતુરાઇથી કાઢવાની છે." આ સંબંધે કુંદા હા કે ના કાંઇ બોલી નહિ.

પછી તે વૈરાગિની સર્વ સ્ત્રીઓ તરફ વળી અને પોતાનું ભિક્ષાપાત્ર તેમની સમક્ષ ધરી ભિક્ષાની યાચના કરવા લાગી. આજ વખતે સૂર્યમુખી ત્યાં આગળ આવી પહોચી. સૂર્યમુખી આવતાં વેંતજ ત્યાં ચાલેલી સર્વ ગડબડ એકદમ બંધ થઇ ગઇ. તરુણ સ્ત્રીઓ કાંઇ કામ કરવાનાં નિમિત્તથી નીચે બેઠી અને કામ કરવા લાગી.

સૂર્યમુખીએ તે વૈરાગિનીને નખશીખ પર્યંત બરાબર જોઇ લીધી, અને તેને પૂછયું "બાઇ ! તમે કોણ છો?" ત્યારે નગેંદ્રની

આશી બોલી ઉઠી "એ વૈષ્ણવી વૈરાગિની છે. ગામેગામ ભિક્ષા માગતી માગતી તે અહીં આવી છે અને કોઇ ગાયન ગાવાને કહે તો ગાવાને માટે તે તૈયાર છે. તે એવાં સુંદર ગાયન ગાય છે કે એના જેવાં ગાયન મેં કદિ પણ સાંભળ્યાં નથી. જો તારી ઇચ્છા હોય તો તું પણ તેને ગાવાને કહે એટલે તે ગાશે. દેવ સ્તુતિનાં ગાયનો પણ એને પુષ્કળ આવડે છે."

સૂર્યમુખીના કહેવાથી તે વૈરાગિનીએ ફરી એક કૃષ્ણ સ્તુતિનું પદ ગાયું. તે સાંભળી સૂર્યમુખી બહુ પ્રસન્ન થઈ, અને તેને સારી ભિક્ષા આપી રવાના કરી. વૈરાગિનીએ જતાં જતાં સૂર્યમુખીને "બાઈ! તમારૂં કલ્યાણ થાઓ" એવો આશીર્વાદ આપ્યો અને એક વાર પુનઃ વક્ર દૃષ્ટિથી કુંદા તરફ જોયું. સૂર્યમુખી દરવાજામાં ઉભી હતી એટલે વૈરાગિની તંબુરાના તાર પર અંગુલિ ફેરવીને એક મધુરૂં ગાયન ગાતી બહાર નીકળી ગઈ.

તે વૈષ્ણવી વૈરાગિની બહાર નીકળી ગયા પછી બધી સ્ત્રીઓમાં થોડી વાર સુધી તેને વિષેજ વાતો ચાલી. પ્રથમ તો તેમણે તેનાં વખાણ કર્યાં. પરંતુ પછી તેઓ એક પછી એક તેના દોષ કાઢવા લાગી.

એક જણી બોલી "તે સુંદર હતી ખરી, પરંતુ તેનું નાક જરા બેઠલું હતું અને એકંદરે તેનો ચ્હેરો ફીકકો લાગતો હતો."

બીજી બોલી "તેના કેશ જાડા, કઠિન અને લાંબા હતા. તેનું કપોળ ઉંચું અને તેના હોઠ જાડા હતા."

ત્રીજી બોલી "તેનું શરીર ઘણુંજ બેડોળ હતું."

એક ઠઠ્ઠાખોર સ્ત્રી બોલી–"તે વૈરાગિનીની કમરથી ઉપરનો ભાગ એકાદ નટના જેવો લાગતો હતો અને તેનામાં નાજુકતા તથા મૃદુતા તો લેશ પણ નહોતી."

આ રીતે પ્રથમ જે વૈરાગિની રૂપવતી ઠરી હતી તે હવે છેક કુરૂપ ઠરી. તેના ગાયન સંબંધે એક સ્ત્રી બોલી "તેનું સ્વરૂપ ગમે

તેવું હો, પરંતુ તે સુંદર ગાયન ગાતી હતી." પરંતુ આ વાત બીજી સ્ત્રીઓએ કબુલ કરી નહિ. કોઇ બોલી "તેને બિલકુલ ગાતાં આવડતું નથી." વળી બીજી બોલી "મેં તેને રાસક્રીડા ગાવાને કહ્યું પરંતુ તેને તે આવડી નહિ." ત્રીજી બોલી "તે તાલસુર તો જરા પણ સમજતી નથી. ગમે તેમ ભરડે છે. અત્યાર સુધી તે વૈરાગિની માત્ર કુરૂપજ ઠરી હતી, હવે તે તાલ વિનાની ગાનારી ઠરી ચૂકી.



## પ્રકરણ ૫ મું.

અગાઉ જણાવ્યા પ્રમાણે તે વૈષ્ણવી વૈરાગિની નગેંદ્રની હવેલીના દરવાજામાંથી બહાર નીકળી અને ઠેઠ દેવીપુરમાં ગઇ. આ ગામમાં એક ઉત્તમ પ્રકારનો બગીચો હતો અને તેની ચારે બાજુએ સુંદર લોખંડી કઠેરો હતો. તેમાં અનેક પ્રકારનાં ફળ–વૃક્ષો અને પુષ્પ–વૃક્ષો રોપવામાં આવ્યાં હતાં. તેના મધ્ય ભાગમાં એક તળાવ હતું અને તેને કાંઠે એક સુંદર બંગલો હતો.

વૈરાગિની આવીને આ ઘરમાં ઘુસી ગઈ. તેણે એક ખાનગી ઓરડીમાં જઈ તે વૈરાગિનીનો પોશાક ઉતારી મૂક્યો, ત્યારે તેના મસ્તક પરના કૃત્રિમ કેશ નીચે પડી ગયા. વૈરાગિનીનો ભિક્ષુક વેશ કાઢી નાંખી તેણે તરતજ ઉત્તમ પ્રકારનો ભારે મર્દાની પોશાક પરિધાન કર્યો. સુંદર બાવીસ ત્રેવીસ વર્ષનો એક તરૂણ તે ઓરડીમાંથી બહાર આવ્યો. તેના ચ્હેરાપર હજુ ઘણા કેશ આવ્યા નહોતા અને તે ભરયૌવનમાં આવેલો દીસતો હતો. આ તરૂણ મનુષ્ય કોણ હતો તે પાઠકના લક્ષમાં આવ્યુંજ હશે. કારણકે તેને વિષે થોડીક હકિકત અમે પાછળ આપી ગયા છીએ.

દેવેંદ્ર અને નગેંદ્ર એકજ કુટુંબના હતા. પરંતુ તેમના વડીલો વચ્ચે કેટલીક પેઢી થયાં જમીન સંબંધે ટંટો ચાલતો હતો. તેથી બન્ને કુટુંબનાં માણસો એક બીજાની સાથે એટલી બધી વિરૂદ્ધ-

તાથી વર્તતાં હતાં કે તેમણે એક બીજા સાથે બોલવા ચાલવાનો વ્યવહાર પણ છોડી દીધો હતો. તેમની વચ્ચે ઘણાં વર્ષ સુધી ન્યાયાલયમાં મુકદ્દમા ચાલ્યા હતા. છેવટે એક મહત્વના મુકદ્દમામાં નગેંદ્રના દાદાએ દેવેંદ્રના દાદાને જીત્યો હતો. તે દિવસથી દેવેંદ્રનું ઘર છેક ધૂળમાં મળી ગયું. તેનું બધું દ્રવ્ય કોરટ દરબારમાં ખરચાઈ ગયું હતું. દેવીપુરની સર્વ મિલકત નગેંદ્રને મળી. ત્યારથી દેવીપુરનું કુટુંબ ઉન્નતિમાં આવ્યું. ત્યાર પછી બન્ને કુટુંબો વચ્ચે કદિ પણ મેળ થયો નહિ.

દેવેંદ્રના પિતાએ પોતાના નિકૃષ્ટ દશામાં આવેલા કુટુંબને ચઢતી કળાએ લાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં તેને પૂરતો વિજય મળ્યો નહિ. બીજો એક ઘનશ્યામ નામનો સાધારણ પ્રતિનો જમીનદાર હરિપુર ગામમાં રહેતો હતો. તેને એક હેમવતી નામની કન્યા હતી; તેની સાથે દેવેન્દ્રનું લગ્ન થયું હતું.

આ હેમવતી ભારે દુર્ગુણી હતી. તે કદરૂપી, દુષ્ટ સ્વભાવની, અને એકલપેટી હતી. તેને પોતાના પતિની પ્રસન્નતા શી રીતે સંપાદન કરવી તે જરા પણ આવડતું નહોતું. હેમવતીની સાથે લગ્ન થયાં ત્યાં સુધી દેવેંદ્રનાં આચરણ સર્વાંશે નિર્મળ હતાં. તે અતિ ઉદ્યોગી, ગંભીર, સહનશીલ અને સત્યપ્રિય હતો. પરંતુ આ લગ્નજ તેના દુઃખ અને વિપત્તિનું કારણ થયું. તેને યુવાવસ્થામાં સંસાર સુખનો લ્હાવો લેવાનો પ્રસંગ જરા પણ મળ્યો નહિ. તે જ્યારે ભર યૌવનમાં આવ્યો ત્યારે તેને સ્ત્રી સહવાસની તીવ્ર લાલસા ઉત્પન્ન થઇ. પરંતુ હેમવતી તરફ તે દ્રષ્ટિપાત માત્ર કરતો કે તરતજ તેની તે વાંચ્છના નષ્ટ થઈ જતી. પત્ની તરફથી સુખ મળવાની વાત તો દૂર રહી, પરંતુ તેની પાસેથી સારી વાતચિતની પણ તેને આશા નહોતી. એથી દેવેન્દ્રને લાગ્યું કે ઘરમાં રહી પત્નીનાં વિષવત્ ભાષણ સહન કરવાં સર્વથા અશક્ય છે. આથી

આપણે ગમે ત્યાં 'કાળું' કરવું એવો તેણે નિશ્ચય કર્યો.

એક દિવસ હેમવતી પોતાના પતિને કાંઈક અપશબ્દ બોલી. દેવેંદ્રે તેના પુષ્કળ અપરાધો આજ સુધી સહન કર્યાં હતા. પરંતુ આ વખતે તો પરાકાષ્ઠાજ થઇ! હવે તે પોતાની પત્નીનો આ અપરાધ સહન કરી શક્યો નહિ. તેથી તેણે ક્રોધે ભરાઈ તેના કેશ પકડયા અને ભોંય પર પટકી. તેની પીઠ પર લાત મારી. અને તેજ દિવસે તે પોતાનું ઘર છોડી કલકત્તા તરફ ચાલ્યો ગયો. જતાં જતાં તે પોતાનાં માણુસોને પોતાના માટે બાગમાં એક બંગલો બંધાવવાનું કહેતો ગયો હતો.

આ ઘટના બન્યા પૂર્વે થોડાક દિવસ પર દેવેંદ્રનો પિતા ગુજરી ગયો હતો. આથી આ પ્રકારનું વર્તન કરવાને માટે તેને કોઈ પણ જાતની આડખીલી રહી નહોતી. તે સર્વાંશે સ્વતંત્ર હતો. કલકત્તે ગયા પછી તેણે પોતાની વિષયવાસના પૂર્ણ રીતે તૃપ્ત કરી. પછી તે મદ્યપાન કરવાના છંદમાં પડયો. લોકો તેની અતિશય ઘૃણા કરવા લાગ્યા. તો પણ તેથી તેના મન પર જરા પણ અસર થઇ નહિ. આ બંને ભયંકર વ્યસનોમાં તે સંપૂર્ણ રીતે સપડાયો, તેને ભવિષ્યનો વિચાર જરા પણ રહ્યો નહિ.

દેવેંદ્રે કલકત્તા જઇને સર્વ પ્રકારની ચેનબાજી ગુપ્ત રીતે ઉડાવી. આ રીતે કેટલાક દિવસો ત્યાં ગાળ્યા પછી તે કાંઇક અગત્યનાં કારણસર દેવીપુર પાછો આવ્યો અને પોતાના નવીન ઉપવનગૃહમાં રહી કલકત્તામાં રહીને શીખેલા પોતાના સર્વ પ્રકારના ઢંગમાં નિર્ભય રીતે ચકચૂર થઈ રહ્યો. કલકત્તામાં તે અનેક પ્રકારનાં લક્ષણો શીખ્યો હતો.

દેવીપુરમાં આવીને તે પોતાને સુધારક ગણાવવા લાગ્યો. પ્રથમ તો તેણે બ્રહ્મસમાજ સ્થાપન કરી. તેને તારાચરણ જેવા અનેક બ્રહ્મપંથી લોકો જઈ મળ્યા; રોજ અનેક વિષયો પર વ્યાખ્યાન

બાજી ઉડવા લાગી. દેવેંદ્રના મનમાં તો સ્ત્રીઓની એક શાળા પણ ખોલવાનો વિચાર હતો. પરંતુ તે કામમાં તો મહાન પ્રયત્ન અને લોકાશ્રય જોઇએ. તે ઘટના તેને અનુકૂળ નહોતી. તેને વિધવા વિવાહ શરૂ કરવાની તીવ્ર ઉત્કંઠા હતી; અને એવા એક બે વિવાહ થયા પણ ખરા. પરંતુ તે હલકી વર્ણના હતા. આ જે વિધવા વિવાહ થયા તે માત્ર દેવેંદ્રનીજ ખટપટથી થયા નહોતા, પરંતુ વરવધૂના પક્ષના લોકોની હિલચાલથી થયા હતા. સ્ત્રીદાસ્યવિમોચનના સંબંધમાં તારાચરણ અને દેવેંદ્રનો મત એક હતો. બન્ને જણ એમજ કહેતા હતા કે સ્ત્રીઓએ બહાર સમાજમાં ખુલ્લી રીતે હરવું ફરવું જોઇએ જ. આથી દેવેન્દ્રને યશ પ્રાપ્ત થયો. પરંતુ આ કૃત્ય કરવામાં તેનો હેતુ કાંઈ નિરાળોજ હતો. તે હેતુ શું હતો તે વાંચકો સહજ સમજી શકશે.

ગોવિંદપુરથી દેવેંદ્ર પોતાને ગામ આવ્યો અને વૈરાગિનીનો વેશ ફેંકી દઇ તેણે પોતાનો હંમેશનો પોશાક પહેર્યો. તેણે પોતાની બેટક તે બંગલાની એક ઓાલીમાં રાખી હતી. તેના ચાકરે તરતજ હુક્કામાં ગડાકુ ભરી તેની સમક્ષ મૂક્યો. તેને હુક્કો પીવાનો ઘણો શોખ હતો. તેણે બે ત્રણ વખત ધૂમ્રપાન કર્યું. પરંતુ તેનાથી એને જોઇએ તેટલું સમાધાન થયું નહિ.

આથી તે બીજા એક જાજવલ્ય દેવતાની આરાધના કરવા લાગ્યો. તેના ચાકરે કેટલાંક તૃણવેષ્ટિત કાચપાત્રો તેની સમક્ષ આણીને મૂક્યાં. દેવેંદ્રે તે પાત્રો તૃણરહિત કરી તેમાંનો અમૃત તુલ્ય (?) લાલ રસ એક નાના પાત્રમાં રેડયો; અને પાસે એક સ્વચ્છ રૂમાલ પાથરી તેના પર તે પાત્ર મૂક્યું. પછી તેણે 'જય કાલી માતાકી' એવો ત્રણ વાર ઉચ્ચાર કરી દેવીને નૈવેદ્ય સમર્પણ કર્યો. પછી તેણે તે પ્યાલો હાથમાં ધર્યો અને દેવીનું નામ લઈ તે ગટગટાવી ગયો.

પછી કેટલાક ગવૈયાઓ ગાવાને માટે આવ્યા. તેમણે ઘણીવાર સુધી ગાઈ બજાવીને દેવેંદ્રને ઉત્સાહિત કરવાનો પ્રયત્ન કર્યો. ત્યાર પછી દેવેંદ્રનીજ વયનો એક શાંત સ્વભાવનો તરૂણ ત્યાં આવ્યો. આ તેનો પિતરાઈ સુરેન્દ્ર હતો. સુરેંદ્ર સ્વભાવમાં દેવેંદ્રનો તદ્દન વિરોધી હતો. તોપણ દેવેંદ્ર તેના પર ઘણી પ્રીતિ રાખતો હતો. તેના સિવાય આ જગતમાં તે કોઇની પણ પરવા કરતો નહોતો. સુરેંદ્ર દરરોજ રાત્રે તેને મળવા માટે આવતો હતો. પરંતુ તેના મદિરાપાનથી કંટાળીને તે ત્યાં ઘણી થોડી વારજ બેસતો હતો. જ્યારે સર્વ લોકો ત્યાંથી નીકળીને પોતાને ઘેર ગયા ત્યારે સુરેંદ્ર દેવેંદ્રને પૂછ્યું "આજ આપની તબીયત કેમ છે?"

દેવેંદ્રે પ્રત્યુત્તર આપ્યો "આ જો! આ શરીર તો કેવળ રોગોનું પિયેરજ બની રહ્યું છે. તબિયત કોઇ વખત સારી અને કોઇ વખત બગડેલી એ પ્રમાણે રહે છે."

સુરેંદ્ર—"આપનુંજ શરીર આવું રહે છે. વારૂ, આજે કાંઈ તાવબાવ આવ્યો હતો કે?"

દેવેંદ્ર—"ના, તાવ તો આવ્યો નથી."

સુરેંદ્ર—"છાતીમાં કાંઈ વિકાર થયો છે?"

દેવેંદ્ર—"ના તે તો પૂર્વવત્‌જ છે."

સુરેંદ્ર—"તો આ ભયંકર વ્યસનથી દૂર રહેવાય તો શું ખોટું?

દેવેંદ્ર—"શું? મદ્યપાનથી દૂર રહેવાનું કહે છે? એ વિષે તેં આજ પર્યંત મને કેટલીવાર કહ્યું છે! તેનો કાંઇ ઉપયોગ થયો છે કે? મદ્ય તો મારો શાશ્વત મિત્ર જ છે. તે જો નહિ મળે તો એક કલાક પણ હું જીવી શકું નહિ"

સુરેંદ્ર—"પણ વારૂ એમ કેમ? દારૂ કાંઇ આપણી સાથેજ જન્મ્યો નથી. પરલોકમાં જતી વખત એ આપણી સાથે આવનાર નથી, તો પછી આમ કહેવાનું કારણ શું? પુષ્કળ લોકો તેને છોડી

દે છે, તો પછી આપ તેને શા માટે છોડતા નથી?"

દેવેન્દ્ર—"તેને છોડી દેવાથી આ જગતમાં મને એવો મોટો શો લાભ થનાર છે? જે કોઇ એને છોડી દે છે તેને પાછળથી સુખ મળવાની આશા હોય છે, તેથીજ તે છોડી દે છે. મને તો સુખ મળવાની લેશ પણ આશા નથી. તો પછી મારે તેને શા માટે છોડી દેવો?"

સુરેંદ્ર—'બીજો કાંઈ લાભ થવાની આશા ન હોય તો પણ તેમ કરવાથી તમારો જીવ તો બચશે. એ શું નાનોસુનો લાભ છે?"

દેવેંદ્ર—"જીવતા રહી જેને સુખી થવાની આશા હોય તે ભલે સુરાપાન છોડી દે. પરંતુ મને જીવતા રહેવાથી શો લાભ છે?"

આ ભાષણથી સુરેંદ્રની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં અને તેને અતિશય માઠું લાગ્યું. છેવટે તેણે દેવેંદ્રને સ્પષ્ટ રીતે કહ્યું કે "નિદાન મારે ખાતર તો છોડી દો." સુરેંદ્રના આ આગ્રહથી અને તેના પ્રેમયુક્ત ભાષણથી દેવેંદ્રની આંખમાંથી અશ્રુધારા ચાલી; અને તે બોલ્યો "તારા સિવાય આ જગતમાં કોઇ પણ મને સન્માર્ગે ચાલવાને માટે આગ્રહપૂર્વક કહેતું નથી. જો મારી—"

સુરેંદ્ર—"જો મારી–શું?"

દેવેંદ્ર—"જો મારી સ્ત્રીના મરણની હકીકત હું સાંભળીશ તોજ હું મદ્યપાન છોડીશ. નહિ તો હું જીવતો અને મુએો સરખોજ છું."

આથી સુરેંદ્રની આંખમાં પાણી આવ્યાં. તેને જણાઇ આવ્યું કે મારા મિત્રની આવી ખરાબ સ્થિતિ થવાનું કારણ માત્ર હેમવતીનો દુષ્ટ સ્વભાવજ છે; એ સિવાય બીજું કોઇ પણ કારણ નથી. અસ્તુ, ઇશ્વરેચ્છા; તેણે મનમાં હેમવતીને પુષ્કળ ગાળો દીધી. અને કેટલીક વાર પછી તે પોતાના મિત્રની રજા લઇને બહાર નીકળ્યો અને પોતાને ઘેર ગયો.



## પ્રકરણ ૬ ઠું.

સૂર્યમુખીએ કમળા પર મોકલેલો પત્રઃ—

"અનેક શુભાશીર્વાદ. વિ. વિ. હું તમારા પર વારંવાર પત્ર લખીને તમને કેટલો ત્રાસ આપું ? મને હવે પત્ર લખતાં પણ લાજ આવે છે. તમે તમારા ઘરનો સર્વ કારભાર ચલાવો છો અને પૂર્ણ સ્વામીત્વ ધરાવો છો, પરંતુ હું તો તમને મારી નાની બ્હેન પ્રમાણેજ ગણું છું. કારણ કે મેંજ તમને નાનાથી મોટાં કર્યાં છે. લખતાં વાંચતાં પણ મેંજ તમને શીખવ્યું હતું. પરંતુ હવે જ્યારે હું તમારા અક્ષરો જોઉં છું ત્યારે આ મારા કુતરા બિલ્લાડાના પગ તમારા તરફ મોકલતાં શરમાઉં છું. પરંતુ કરવું શું ? હવે જવા દો એ વાત.

મારી સ્થિતિ હમણાં એવી થઇ છે કે તેનું વર્ણન મારાથી થઈ શકતું નથી. જો હું મારી સ્થિતિ બીજાને કહું તો તેથી માત્ર દુઃખનીજ વૃદ્ધિ થશે. પરંતુ જો એ વાત અન્યને ન કહું તો કરૂં શું ? બ્હેન ! તમેજ મારાં વ્હાલાં અને પ્રિય ભગિની છો ! તમારા સિવાય મારા પર કોઈની પણ માયા નથી. વળી હું જે વાત તમને કહેવાની છું તે મારા સ્વામિના સંબંધમાંજ છે, તેથી તે વાત હું અન્યને નહિ પણ તમનેજ કહું છું.

અહો ! બહેન ! મેં જાણી જોઇનેજ મૃત્યુને આમંત્રણ કર્યું.

જો મેં કુંદાને માટે આટલી કાળજી કરી ન હોત, અને તેનું ગમે તે થયું હોત-તે મરી ગઈ હોત-તો તેમાં મને શી ખોટ જવાની હતી ? આટલાં બધાં માણસોની કાળજી દેવને હોય છે તો શું તેની એકલીનીજ સંભાળ તેણે ન રાખી હોત ? મારો પોતાનોજ નાશ કરવાને માટે મેં તેને મારે પોતાને ઘેર બોલાવી. હર ! હર ! જ્યારે તમે તેને તમારે ઘેર જોઇ હતી ત્યારે તે નાની છોકરી હતી, પરંતુ હમણાં તે સત્તર અઢાર વર્ષની થઇ છે. તે સુંદર છે એ વાત હું કબુલ કરૂં છું. પરંતુ તેનું સૌંદર્યજ મારો નાશ કરે છે. આ જગતમાં મારાં સુખનું સ્થાન માત્ર મારા પતિ છે; મને આ જગતમાં કાળજી રાખવા યોગ્ય વસ્તુ માત્ર મારા પતિ છે; તેજ મારૂં દ્રવ્ય છે; તેજ મારી આબરૂ છે; તેજ મારા પંચ પ્રાણ છે; સંક્ષેપમાં આ જગતનાં સર્વ સુખોનો–આલોક અને પરલોકના સુખોનો–આધાર મારા પતિજ છે; તેજ મારા આરાધ્ય દેવ છે; તેજ મારો સૌભાગ્ય ભંડાર છે.

બહેન, આવા મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય પતિને કુંદા મારી પાસેથી ખુંચવી લે છે. પતિપ્રેમને લીધેજ મને આ જગતમાં જીવંત રહેવાની વાસના છે. નહિ તો મારો શું ઉપયોગ છે ? તેને પણ કુંદા મારી પાસેથી ઝુંટવી લે છે. તેને માટે તમે કાંઈ પણ મનમાં લાવશો નહિ. હું તમને જરા પણ દોષ દેતી નથી. હું મારા નશીબનેજ દોષ દઉં છું. તેમને પણ શા માટે દોષ દઉં ? તે સજ્જન છે. તેના શત્રુ પણ કદિ તેને દોષ દઈ શકતા નથી. તે પોતાના મનની સ્થિરતા રાખવાને માટે પ્રયત્ન કરે છે, તે હું રોજ જોઉં છું.

જ્યારે જ્યારે કુંદા તેમની પાસે થઇને જાય છે ત્યારે તે ઉંચું મસ્તક કરીને તેના તરફ જોતા પણ નથી. અણછૂટકેજ તેની સાથે ભાષણ કરે છે; નહિ તો, એક શબ્દ પણ બોલતા નથી. વધારે તો શું ? પરંતુ તેના નામનો ઉચ્ચાર કરવાને સુદ્ધાં તેને

કંટાળો આવે છે. તેની સાથે તેઓ ક્રુરતાપૂર્વક વર્તે છે. તેનો કાંઇ અપરાધ ન હોય તોપણ વ્યર્થ તેને ધમકાવતાં મેં તેમને કેટલીક વાર જોયા છે.

તો પછી હું આટલું બધું મિથ્યા લખાણ કરવાની ખટપટ શા માટે કરૂં છું? એમ તમે પૂછશો. આ પ્રશ્ન જો એકાદ પુરૂષે કર્યો હોત તો તેને સમજ પાડવી કઠિન થઇ પડત. પરંતુ તમે સ્ત્રી છો, તેથી તમને સમજાવવાની આવશ્યકતા નથી. આ સર્વ લખાણનું રહસ્ય તમે સમજશો જ. જો તેઓ કુંદાને એક પરકીય સ્ત્રી ધારતા હોય તો પછી તેની સામે માથું ઉંચું કરીને જોવામાં શી હરકત છે! તેનું નામ લેતાં પણ તેમને આટલો બધો ત્રાસ શા માટે પડે છે? પોતે તેના પર અંતરમાં પ્રીતિ રાખે છે એમ તેઓ નમાં સમજે છે અને તેમને પોતાનું અંતઃકરણ ડંખે છે તેથીજ તેઓ વિના કારણ તેને ધમકાવે છે અને તેના પર ક્રોધાન્વિત થાય છે, તેમનો તે ક્રોધ તેના પર હોતો નથી, પરંતુ પોતાના ઉપરજ હોય છે, એ વાત હું સંપૂર્ણ રીતે સમજું છું.

જેને આ જગતમાં તેમના સિવાય અન્ય કોઈ પણ વસ્તુ દેખાતી નથી, જેણે તેમની આટલા વખત સુધી એકનિષ્ઠાથી સેવા કરી છે, જે તેના સમાગમમાં આટલી વાર સુધી રહી છે, જેને અંતર્બાહ્ય માત્ર તેજ દેખાય છે, એવી જે હું, તે તેમની માત્રછાયા પડેલી જોઇને તેમના હૃદયમાં શું છે તે સમજી જાઉં છું. મારી આગળ તે શું છૂપાવી શકશે? વિશેષ પ્રસંગે જ્યારે તેમનું મન સ્થિર હોતું નથી, ત્યારે તેમની દ્રષ્ટિ ચોતરફ ફરતી દેખાય છે. તેમની નજર ક્યાં હશે તે હું નહિ સમજતી હઇશ, એમ શું તમે ધારો છો? આ જ વખતે જો તેમની ઇષ્ટ વસ્તુ તેમની દૃષ્ટિએ પડે તો તેમને અતિશય ત્રાસ થાય છે અને તેઓ તેના તરફ બિલકુલ જોતા નથી, આ વાતનો મર્મ શું હું નથી સમજતી?

જમતાં જમતાં કોનો શબ્દ કર્ણપટ પર પડવાની તેઓ રાહ જોતા હશે વારૂ? અને કુંદાનો શબ્દ જ્યારે કાન પર પડે છે ત્યારે ત્વરિત ત્વરિત તેમના મુખમાં ગ્રાસ શા માટે જાય છે? આનું કારણ હું સમજી શકતી નથી. મારા પ્રિયતમનો ચ્હેરો નિત્ય પ્રકાશિત અને પ્રફુલ્લિત રહેવો જોઇએ; પરંતુ હમણાં તે છેક નિસ્તેજ અને ઉદાસ દેખાય છે, અને તેમનું ચિત્ત પણ સ્થિર નથી. જો કોઇ તેમની સાથે બોલવા લાગે તો તેના બોલવા તરફ તેમનું લક્ષ્યજ હોતું નથી. તેઓ ભળતેજ ઠેકાણે હા કહે છે અને ભળતેજ ઠેકાણે ના કહી દે છે. એનું એક ઉદાહરણ હું તમને કહું છું.

જો હું કોઈ વખત અતિ ક્રોધાન્વિત થઈને 'જીવ આપું કે?' એમ પૂછું, તો હું શું કહું છું તે પ્રત્યે જરા પણ લક્ષ ન આપતાં તેઓ ઠંડે પેટે કહે છે કે 'આપ' હું જ્યારે પૂછું છું કે તમારૂં ચિત્ત ક્યાં છે ત્યારે તેઓ કહે છે કે "મુકર્દમામાં મારૂં ચિત્ત રોકાયેલું છે." પરંતુ હું ખાત્રીપૂર્વક કહું છું કે તેમના મનમાં મુકર્દમાને રહેવાને લેશ પણ જગા મળતી નથી. આજ સુધી જ્યારે જ્યારે તેઓ મુકર્દમા વિષે વિચાર કરતા હતા ત્યારે ત્યારે તેમની મુદ્રા આનંદી લાગતી હતી, એવું મને પાકું સ્મરણ છે.

હું તમને એક બીજી વાત કહું છું: એક દિવસ અમારી વૃદ્ધ પાડોશણ કુંદાનું અકાલિક વૈધવ્ય, તેની નિરાશ્રિત સ્થિતિ વગેરે સંબંધે અત્યંત લાગણીપૂર્વક વાત કરતી હતી. એટલામાં એમની સ્વારી ત્યાં આવી પહોંચી. તે બાઇની વાત સાંભળી તેમની આંખમાંથી અશ્રુધારા ચાલી. એ ઘટના મેં ગુપ્ત રહીને પ્રત્યક્ષ મારી નજરે જોઇ. જ્યારે હું ગુપ્ત રીતે તેમની ચાલચલણ જોઉં છું એ વાતની તેમને ખબર પડી ત્યારે તેઓ ત્યાંથી બહાર નીકળી ગયા.

પેલે દહાડે મેં એક નવી દાસીને નોકરીમાં રાખી; તેનું નામ કુમુદા છે. આ દાસીને તેઓ કોઇ કોઇ વખત કુમુદા નામથી હાંક

મારે છે. અને કોઇ વખત કુમુદા ન કહેતાં માત્ર કુંદા કહીનેજ હાંક મારે છે. ત્યારે હવે તેના મનમાં કેટલો ગુંચવાડો પેદા થયો છે તેનો આપજ વિચાર કરો. વારૂ, આવી સ્થિતિ શા માટે થતી હશે ?

તેઓ મારા પર માયા રાખતા નથી, અથવા મારા પર ક્રોધ કરે છે, એમ હું જરા પણ કહેતી નથી. ઉલટા તેઓ મારા પર પહેલાં કરતાં અધિક પ્રેમ અને માયા બતાવે છે. પરંતુ આનું કારણ શું, તે તમે સારી પેઠે સમજો છો. હું મારી સ્ત્રીની સાથે કપટાચરણ કરૂં છું એ વાત તેઓ સારી પેઠે સમજે છે અને એ વિચાર નિરંતર તેમના મનમાં ઘોળાયા કરે છે. તેથીજ તેઓ મારા પર અધિક માયા બતાવે છે, પરંતુ તે સર્વ ઉપર ઉપરની માયા છે.

હવે મને ખાત્રીપૂર્વક એમ લાગે છે કે મારૂં નામ તેઓ સ્વપ્નમાં પણ સંભારતા ન હોય ! હવે તેમના હૃદયમાં મારે માટે જરા પણ જગા નથી. લક્ષ્ય અને પ્રીતિ એ ઉભય પરસ્પર ભિન્ન વસ્તુ છે. એ ઉભય વચ્ચેનો ભેદ સ્ત્રી જાતિને તરત સમજાઇ જાય છે.

બીજી એક ગમ્મત કહું છું તે સાંભળો. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર નામનો કલકત્તામાં એક મોટો પંડિત છે. તેણે વિધવા વિવાહના સમર્થન માટે એક ગ્રંથ લખીને પ્રસિદ્ધ કર્યો છે. હવે વિધવા વિવાહ પ્રચલિત કરનારને જો પંડિત કહેવામાં આવે તો મહામૂર્ખ કોને કહેવો ? થોડા દિવસપર ભટ્ટાચાર્ય નામના બ્રાહ્મણે તે પુસ્તક પોતાની સાથે આણી અમારા દિવાનખાનામાં પુષ્કળ વાદવિવાદ કર્યો હતો.

તે બ્રાહ્મણે વિધવા વિવાહના પ્રતિપાદનાર્થે પુષ્કળ ભવતિ ન ભવતિ કરી અને છેવટે તે પોતાની સંસ્કૃત શાળાના મકાનની મરામત કરાવવાને માટે એમની પાસેથી વીસ રૂપીઆ કઢાવી ચાલ્યો ગયો. બીજે દિવસે સાર્વભૌમ ઠાકુરે વિધવા વિવાહ વિરૂદ્ધ પોતાનો મત લખી જણાવ્યો. તેમને ઘેર તેમની કન્યાનું લગ્ન છે; તેને માટે

મેં સોનાની અંગઠી તૈયાર કરાવી છે. અસ્તુ; વિધવા વિવાહના સંબંધમાં બીજા કોઈનો અનુકૂળ મત નથી.

બહેન ! મેં તમને મારાં સર્વ દુઃખો લખી વ્યર્થ ત્રાસ આપ્યો અને તમારો અમૂલ્ય કાળ મિથ્યા ગુમાવ્યો તે બદલ હું તમારી ક્ષમા યાચું છું. આથી તમને ક્રોધ આવશે એ હું જાણું છું. પરંતુ બહેન, હું શું કરૂં વારૂ ? હું લાચાર થઈ તેથી મારે તમને લખી જણાવવું પડયું છે. જો હું મારાં દુઃખો તમને નહિ કહું તો અન્ય કોને કહું ? મારૂં હૃદય ખુલ્લું કરવાની મને બીજે કયાંય પણ જગા નથી.

હજી મેં મારી સઘળી હકિકત તમને લખી જણાવી નથી. પરંતુ આટલા પરથી જ જો આપ બે સમાધાનકારક શબ્દો લખી મોકલશો તો તેથી મારૂં અર્ધું દુઃખ ઓછું થશે એવી મને આશા છે. આ વિષે અન્ય કોઇને પણ વાત કરશો માં. વધારે શું કહૂં ? આપના સ્વામિને પણ આ પત્ર બતાવશો નહિ. હું તમને કસમ આપીને કહું છું. તમે થોડા દિવસ અહીંઆં આવીને મને મળી જશો કે ? જો તમે હમણાંજ આવશો તો મારાં ઘણાં દુઃખોની નિવૃત્તિ થઈ જશે. તમારા ઉભયના કુશલ સમાચાર સત્વર લખશો. પ્રેમ રાખજો. એજ વિનતિ.

તા૦ ૬૦—બીજી એક વાત એવી છે કે જો કદાચિત્ અહીં-આંથી કુંદાને દૂર કરવામાં આવે, તો પુનઃ એક વાર સુખી થવાની આશા છે. પરંતુ તેને શી રીતે દૂર કરવી ? તમે તેને તમારે ઘેર લઈ જશો ? તમને તો તેને લઈ જવામાં કોઈની બીતિ નથીને ?"

આ પત્રનો પ્રત્યુત્તર કમળા તરફથી નીચે પ્રમાણે આવ્યો:—

"સાષ્ટાંગ નમસ્કાર. વિ. વિ. વહાલી ભાભી ! આ તું શું લખે છે ? તું ઘેલી તો નથી થઇને ? મને તો તેમજ લાગે છે. નહિ તો તારા સ્વામી વિષે તને શંકા શા માટે આવે ? આટલા દિવસ પર્યંત તું મારા બંધુની સાથે રહી તોપણ હજી તેં તેમને બરાબર ઓળખ્યા

નથી, એ જોઇ મને ઘણું આશ્ચર્ય લાગે છે. કાંઈ સમજ રાખ અને તેના પર પૂર્ણ ભરોંસો રાખી વર્ત. જો તારાથી આ પ્રમાણે ન થાય તો પ્રાણ ત્યાગ કરવો એજ તારે માટે ઉત્તમ માર્ગ છે. હું કમળા તને જણાવું છું કે તારે જીવવાનીજ કાંઈ જરૂર નથી. જે સ્ત્રીને પોતાના પતિનો વિશ્વાસ આવતો નથી તેણે તો આ જગતમાંથી પોતાનું મ્હોં કાળું કરવું એજ ઉચિત છે."

× × × × ×

કુંદનંદિની નગેંદ્રના ઘરમાં રહીને મહાકષ્ટથી કાળક્રમણ કરતી હતી, એમ પાછળ જણાવવામાં આવ્યું છે જ. તે નિત્ય નગેંદ્રની દ્રષ્ટિ નીચે આવતી હોવાથી તેનું ભરયૌવન અને મોહક સૌંદર્ય જોઇને એનું મન કામવિકારથી પીડિત થવા લાગ્યું. રાતદિવસ તેને તે જ ચડસ લાગવાથી તેને કાંઈ સુઝ પડતી નહોતી. આ પ્રકારે કેટલાક દિવસ વ્યતીત થયા પછી તેની વૃત્તિમાં આસમાન જમીનનો ફરક પડી ગયો. ગ્રીષ્મ ઋતુમાં સંધ્યાની વેળાએ જે પ્રમાણે આકાશ ધીમે ધીમે વાદળથી ઘેરાઇને શ્યામ બનવા માંડે છે, તે પ્રમાણે નગેંદ્રના શુદ્ધ વર્તન પર ધીમે ધીમે મલીનતાનાં પડ ચઢવા માંડયાં.

તેથી સૂર્યમુખી મનમાં ને મનમાં અતિશય ઝુરવા લાગી, તે પોતાના મનમાંજ બોલતી કે આપણે કમળાએ આપેલો ઉપદેશ ગ્રહણ કરવો. મારા પતિના અંતઃકરણમાંના સારા માઠા વિચારો સંબંધે મારે શા માટે શંકા ધારણ કરવી? તેમનું મન તો પર્વતની પેઠે સ્થિર છે. માત્ર મારા મનમાંજ બ્રમનો પ્રવેશ થયો છે. કદાચ તેમની પ્રકૃતિજ બગડી હશે, એમ શા માટે ન કહી શકાય? હર હર! શી આ મારી કલ્પના! અરે, મારા વિચાર કેવા ઘેલછા ભરેલા છે!

નગેંદ્રના મકાનમાં એક કોટડીમાં એક સાધારણ અંગ્રેજી ઔષધ જાણનારો ડૉક્ટર રહેતો હતો. સૂર્યમુખી એ ઘરની સ્વામિની

હતી. તેથી તેને કોઈની સાથે બોલવું હોય તો દરવાજાની અંદરની બાજુએ બેસીને બોલતી. એક દિવસ તેણે ડૉક્ટરને બોલાવીને કહ્યું–

"ડૉક્ટર સાહેબ! એમની પ્રકૃતિ ઘણીજ બગડેલી દેખાય છે. તેમ છતાં તમે કેમ કાંઈ ઔષધોપચાર કરતા નથી?"

ડૉક્ટર બોલ્યો "શું કહો છો? આપના પતિ બિમાર છે? મને તો એ વાતની જરા ખબર પણ નથી, અને ક્યાંય એવી વાત સાંભળવામાં પણ નથી આવી?"

"શું તેમણે પોતાની પ્રકૃતિ વિષે તમને કાંઇ પણ વાત નથી કરી?"

"ના; તેમને થાય છે શું?"

સૂર્યમુખીએ જવાબ આપ્યો "તેમને થાય છે શું? એટલે? તમે ડાક્ટરનો ધંધો કરો છો ને? અને પૂછો છો મને? તેમને શું થાય છે એ જો તમને વિદિત ન હોય તો શું મને વિદિત હોય? શું થાય છે તે હું શી રીતે જાણું?"

સૂર્યમુખીના આ શબ્દો સાંભળી વૈદ્ય મોટા ગુંચવાડામાં પડયો અને બોલ્યો "હું હમણાં ને હમણાં જઈને એ વાતની ચોકસી કરૂં છું." તે જોસભેર ધસ્યો જતો હતો એટલે સૂર્યમુખીએ તેને પાછો બોલાવીને કહ્યું "તમે જઇને તેમને કાંઇ પ્રશ્ન પૂછશો માં. ઔષધ તૈયાર કરીનેજ જાઓ અને તેમને આપો."

આ રીતે પ્રકૃતિ જોયા સિવાય કોઈ માણસને ઔષધોપચાર કરવો એ તેને અતિ ચમત્કારિક લાગ્યું. તથાપિ તેના ઘરમાં ઔષધની ખોટ નહોતી. તેથી તરતજ તેણે પોતાના દિવાનખાનામાં જઇ સોડાક્ષાર, મદ્યાર્ક અને કેટલીક સાદી વનૌષધિ મિશ્રિત કરી તેનો રસ એક શીશામાં રેડયો અને તે પર "દિવસમાં ત્રણ વાર પીવી" એવું લેબલ ચ્હોંટી તે સૂર્યમુખીને આપી, અને "તેમને આ ઔષધ આપજો" એવી સૂચના કરી.

સૂર્યમુખી તે ઔષધની શીશી લઈને પોતાના પતિની પાસે ગઈ અને ઔષધ લેવા માટે તેને પ્રાર્થના કરવા લાગી. ત્યારે નગેંદ્રે તે શીશી હાથમાં લઈ તે પરની ચીઠ્ઠી વાંચી અને અતિ ક્રોધાન્વિત થઈ તેને જોરથી દૂર ફેંકી દીધી. તે શીશી એક બિલાડીને વાગી અને ફુટી ગઈ. તે ઔષધથી સ્નાન કરીને તે બિલાડી આરડતી આરડતી દૂર નાશી ગઈ.

આ કૃત્ય જોઇ સૂર્યમુખી બોલીઃ—

"પ્રાણનાથ ! આપને ઔષધ લેવું ન હોય તો પણ તમને શું થાય છે તે તો મને કહો. મને કહેવામાં શી હરકત છે ?"

નગેંદ્ર કંટાળાને બોલ્યો "શું થાય છે મને ? નકામી મને વારંવાર શા માટે ત્રાસ આપે છે ?"

"આપના શરીર તરફ તો જરા જુઓ. તે કેટલું કૃશ અને નિસ્તેજ થયેલું દેખાય છે ?"

પછી સૂર્યમુખીએ એક મોટો સ્વચ્છ આરસો આણીને તેની સન્મુખ ધર્યો. નગેંદ્રે જોરથી તે આરસો તેના હાથમાંથી ઝુંટવી લીધો અને બળપૂર્વક તેને જમીન પર ફેંકી દીધો. તેના તરતજ ફુટીને ટુકડેટુકડા થઇ ગયા.

તે જોઈ સૂર્યમુખી રોવા લાગી. નગેંદ્રને પણ અતિશય ક્રોધ છૂટયો અને તે ત્યાંથી નીકળીને બીજી તરફ ચાલ્યો ગયો. જતાં જતાં તેણે સામેથી ચાકર આવતો દીઠો. તેને પણ ક્રોધની ઝુમમાંજ તેણે જોરથી એક લાત ઝુડી કાઢી. તે લત્તાપ્રહારનો અવાજ સાંભળી જાણે તે લાત પોતાનેજ ન વાગી હોય તેમ સૂર્યમુખી બમણા જોરથી રડવા લાગી.

પૂર્વે નગેંદ્રનો સ્વભાવ અત્યંત શાંત હતો; પરંતુ હવે ક્ષુલ્લક કારણથી પણ તેને અતિશય ક્રોધ ચઢતો હતો.

આટલાથીજ પત્યું નહિ. એક દિવસ વાળુ કરવાનો વખત

અગ્યારનો વીતી ગયો હતો, પરંતુ નગેંદ્ર ઘેર આવ્યો નહિ, તેથી સૂર્યમુખી તેની વાટ જોતી બેસી રહી. છેવટે જ્યારે તે ઘેર આવ્યો ત્યારે તેની તે ક્રુદ્ધ મુદ્રા જોઇને તેને મોટું આશ્ચર્ય લાગ્યું. તેનો ચ્હેરો અને તેની આંખ અતિશય આરક્ત થઇ ગઈ હતી; કારણ કે તે વખતે તે અમલ ( સુરાપાન ) કરીને આવ્યો હતો. આ પહેલાં તે કદિ પણ અમલ કરતો નહોતો. આ પ્રકારની તેની ચર્ચા જોઇ સૂર્યમુખી ઘણીજ ગભરાઈ ગઇ. તે તેની આગળ એક શબ્દ પણ બોલી નહિ. તે દિવસથી તે રોજ અમલ કરવા લાગ્યો.

એક દિવસ તે ઉભય એકાંતમાં હતાં, ત્યારે સૂર્યમુખી આંખમાં પાણી લાવી તેને પાયે પડી અને ખોળો પાથરી બોલી:—

" પ્રાણેશ્વર ! મારે ખાતર આ નાદ છોડી દો. "

ત્યારે નગેંદ્ર ક્રોધથી બોલ્યો "મને શું નાદ લાગ્યો છે ? અને શું છોડી દેવાનું તું કહે છે ? "

"કયો નાદ તમને લાગ્યો છે તે તમે જાણતા નથી, તો હું તે શી રીતે જાણી શકું ? "

નગેંદ્રે ઉત્તર આપ્યો "હું દારૂબાજ છું, એ વાત તું જાણે છે જ. માટે હવે નિશાબાજ સ્વામીની સાથે તારે સંસાર માંડવો હોય તો માંડ. નહિ તો તે વાતની પણ મને દરકાર નથી. હવે મને વ્યર્થ ત્રાસ આપીશ નહિ, હું તને સ્પષ્ટ કહું છું."

પતિનું આ ભાષણ સાંભળી સૂર્યમુખીના નયનમાંથી અશ્રુની વૃષ્ટિ થવા લાગી, પરંતુ પોતાનો સ્વામી તે જોઇ ન શકે એટલા માટે તે ઓરડાના બીજા ભાગમાં જતી રહી. નગેંદ્રને પણ તેના બોલવા પર ક્રોધ છૂટયો હતો, તેથી તે પોતાનો ક્રોધ ચાકરો પર ખાલી કરવા લાગ્યો:

બીજે દિવસે પેઢીના મહેતાજીએ સૂર્યમુખી પર એવું કહેણ મોકલ્યું કે "આપની સર્વ દોલતનો નાશ થાય છે."

સૂર્યમુખીએ પૂછ્યું કે "એનું કારણ શું?" ત્યારે તેણે કહી મોકલ્યું કે "ઘરનો માલિકજ જ્યારે પોતાના કામ પ્રત્યે જરા પણ લક્ષ આપતો નથી ત્યારે હાથ નીચેનાં માણુસો ફાવે તેમ વર્તે તેમાં શી નવાઈ? કારણ કે જો ઘરનો સ્વામી પોતેજ પોતાની મિલકતની કાળજી નહિ રાખે ત્યારે હું ગમે તેટલું કહું પણ મારું કોણ સાંભળે?"

આના પ્રત્યુત્તરમાં સૂર્યમુખીએ જણાવ્યું કે "ઘરનો સ્વામી પોતાના જીવન પ્રત્યે લક્ષ આપશે તોજ તેનું રક્ષણ થશે, નહિ તો નહિ; મારી પોતાની દોલત (પતિ) નું રક્ષણ થશે એટલે બસ છે. છે. તેથી હું અત્યંત સુખી થઇશ. અન્ય દોલતને મારે શું કરવી છે?" પહેલાં નગેંદ્ર પોતાનાં સૂર્વ કામો બરાબર લક્ષ આપીને કરતો. પરંતુ હમણાં તે પ્રત્યે તેનું જરા પણ લક્ષ નહોતું. એક દિવસ તેના સર્વ ગણોતીઆઓ એકઠા થઇને તેની હવેલીના ચોગાનમાં આવ્યા અને કચેરીના દરવાજાની પાસે સર્વે હાથ જોડીને ઉભા રહી બોલ્યા "સરકાર! અમારી દાદ સાંભળો, અને અમને ન્યાય આપો. આપના કારકુનો અને ગુમાસ્તાઓનો જુલમ અમારાથી સહન થઇ શકતો નથી. અમે સર્વ ખાલી થઇ ગયા છીએ. આપ સરકાર જો અમારૂં રક્ષણ નહિ કરશો તો અમે કોની પાસે જઇશું?" આ સર્વ વાત નગેંદ્રે સાંભળી અને ત્યાંથી સર્વને હાંકી કાઢવાનો ચાકરોને હુકમ કર્યો. પૂર્વે જ્યારે તેના એક ગુમાસ્તાએ એક આસામીને મારીને તેની પાસેથી રૂશ્વતના પાંચ રૂપીઆ લીધા હતા, ત્યારે તેણે તે ગુમાસ્તાના પગારમાંથી દશ રૂપીઆ કાપી લઇને તે આસામીને આપ્યા હતા; અને આજે આ સ્થિતિ હતી!

નગેંદ્રના મિત્ર હરદેવ ઘોસલે નગેંદ્ર પર નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

"પ્રિય મિત્ર! તને હાલ શું થયું છે? અને તું કયી ખટપટમાં

છે? તેની કલ્પના પણ હું કરી શકતો નથી. હમણાં તારો પત્ર પણ મારા પર આવ્યો નથી; કદાચિત્ આવ્યો હશે તો માત્ર બે ત્રણ લીટીનોજ! અને તે પણ અસંબદ્ધ; તેનો અર્થ તો માથાકુટ કર્યાં છતાં પણ સમજી શકાય નહિ. તું મારા પર ગુસ્સે થયો છે કે કેમ? મારી કાંઇ કસુર હોય તો મને તે જણાવતો કેમ નથી? હું તારો મિત્ર છું, તેથી તને કહું છું. તું મુકર્દમામાં સફળ નહિ થયો હોય એમ લાગે છે. તો પછી તે વાત લખતો શા માટે નથી! જો તારા મનમાં કાંઈ પણ લખવાનો વિચાર ન હોય તો પણ માત્ર તારી પ્રકૃતિની ખબર તો લખી મોકલ"

નગેંદ્રે આ પત્રના ઉત્તરમાં નીચે પ્રમાણે લખ્યું:—

"મિત્ર! મારા પર ક્રોધ કરીશ મા; મારી દશા અતિ નિકૃષ્ટ થતી ચાલી છે."

હરદેવ અત્યંત શાણો હતો, તે આ પત્ર વાંચીને મનમાં બોલ્યો "આ શું? તે પૈસા સંબંધી મુંઝવણમાં આવી પડયો હશે? અથવા તેને કોઇ સાથે લડાઈ થઈ હશે? અથવા દેવેંદ્ર તો એના દુઃખનું કારણ થઈ પડયો ન હોય? છટ! તેવો તો કાંઇ સંભવ નથી. તો શું આ વિષયવાસનાનું પરિણામ છે? જે હો તે હો!"

સૂર્યમુખીએ કમળા પર એક બીજો પત્ર લખી મોકલ્યો, તેનો સારાંશ એ હતો કે:—

"બહેન! તું સત્વર આ તરફ ચાલી આવ. આ વખત તારા સિવાય મને અન્ય કોઈનો પણ આશ્રય નથી. માટે ત્વરિત નીકળી આવ."

આ પત્ર વાંચતાંની સાથે કમળા અતિશય ગભરાઈ ગઇ. તેનો ક્રોધ તેના અંગમાં સમાતો નહોતો, તેથી તેણે વિચાર કર્યો કે આ બાબતમાં મારા પતિનો અભિપ્રાય લેવો જોઇએ.

શ્રીશચંદ્ર તે વખતે ઘરની એક ખોલીમાં બેસી કચેરીનું કાંઇ

કામ કરતો હતો. તેની પાસેજ એક વર્ષનો છોકરો વર્તમાનપત્રને પકડી તેની સાથે રમતો ગાદીપર આળોટતો હતો. પ્રથમ તો સતીશચંદ્ર (છોકરાનું નામ) તેને ખાવા લાગ્યો. પરંતુ તે ખાઇ શકાતું નથી એમ જાણી તેણે તેને ભૂમિ પર પાથર્યું અને તે તેના પર બેસવાની તૈયારીમાં હતો.

એટલામાં કમળા ત્યાં આવી પહોંચી. તેણે પોતાના મસ્તક પર સાડીનો છેડો લઇ મસ્તક જમીન પર લાવી ભારે નમ્રતાથી શ્રીશચંદ્રને સાષ્ટાંગ નમસ્કાર કર્યા; અને હાથ જોડી બોલી "હે દેવાધિદેવ! હું અનન્ય ભાવે આપને શરણે આવી છું"

કેટલાક વખત પર તેની હવેલીમાં એક નાટક થયો હતો તેમાંનુંજ આ ભાષણ તેણે પોતાના પતિ આગળ વાપર્યું; તેથી શ્રીશચંદ્ર હસતો હસતો બોલ્યો "કેમ, પુનઃ કાંઇ કાકડી બાકડી ચોરાઇ ગઈ છે કે શું?"

કમળા બોલી "કાકડી પણ નહિ અને નારંગી પણ નહિ. આ ખેપમાં તો એક અમૂલ્ય વસ્તુ ચોરાઈ ગઈ છે."

"ક્યાં ચોરી થઈ?" શ્રીશચંદ્રે પ્રશ્ન પૂછયો.

"ચોરી વિષે પૂછો તો તે ગોવિંદપુરમાં થઇ છે. મારા બંધુની સોનાની પેટીમાં મૂકેલી એક ફુટેલી કોડી હતી તે કોઈ ભામટો ચોરી ગયો છે."

શ્રીશચંદ્ર તેનું આ અલંકારિક ભાષણ સમજી શક્યો નહિ, તેથી તે બોલ્યોઃ—

"તારા બંધુની સોનાની પેટી તે તેની સ્ત્રી સૂર્યમુખી. પરંતુ ફુટેલી કોડી તે શું?'

"સૂર્યમુખીની અક્કલ." કમળા બોલી.

શ્રીશચંદ્ર બોલ્યો—"કોડી ફુટેલી હોય તો પણ જો કોઇના મનમાં તે વતી ખેલવાનો વિચાર હોય તો તે ખેલી શકે છે. સૂર્ય-

મુખીને અક્કલ હો વા નહિ, પરંતુ તેણે તારા બંધુની પ્રસન્નતા સંપાદન કરી છે; અને તું ગમે તેટલી અક્કલ ખર્ચ કરશે તો પણ તેની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકશે નહિ. વારૂ, કુટેલી કોડી કોણ લઇ ગયું છે ?"

"તે કાંઇ હું જાણુતી નથી. પરંતુ કાલે તેનો પત્ર મારા પર આવ્યો તે પરથી મને જણાય છે કે તેની અક્કલ ચોરાઇ ગઈ છે નહિ તો એક સ્ત્રી એમ શા માટે લખે ?"

"તે પત્ર જોવાની મને રજા છે કે ?"

કમળા તે પત્ર પોતાના પતિના હાથમાં આપીને બોલી "સૂર્યમુખીએ આ પત્ર આપને ન બતાવવાને માટે મને કસમ આપ્યા છે, પરંતુ જો એ પત્ર આપને ન બતાવું તો મને ઠીક લાગે નહિ; મને અન્ન પણ સ્વાદિષ્ટ લાગે નહિ અને ઉંઘ પણ આવે નહિ; અને મને એમ લાગે છે કે કદાચ હું ગાંડી પણ થઇ જાઉં."

"જ્યારે તેણે મને આ પત્ર ન બતાવવાને માટે તને કસમ આપ્યા છે ત્યારે હું તે વાંચું તે પણ ઉચિત ન કહેવાય. અને તેમાંનો સાર પણ સાંભળવાની મારી ઇચ્છા નથી. હવે તારે શું કરવું છે તેજ માત્ર મને કહે."

ત્યારે તો એમ કરવાનું. સૂર્યમુખીની અક્કલ ગુમ થઇ છે, માટે તે પાછી આણી આપવી જોઇએ. એ કામ સતીશ્ચંદ્ર સિવાય અન્ય કોઇથી પાર પડે એમ નથી. એની મામીએ લખ્યું છે કે કૃપા કરીને સતીશ્ચંદ્રને ગોવિંદપુર મોકલી આપવો."

"ખરેખર ! સૂર્યમુખીની અક્કલ પાછી આણી આપવાને માટે આ વૈદ્યને ગોવિંદપુર મોકલવાનું કાર્ય ઘણું સુયોગ્ય છે. હું હવે સમજ્યો. એને એની મામીએ બોલાવ્યો છે. એ જાય તો એની માએ પણ સાથે જવું જોઇએ. ખરેખર, સૂર્યમુખીની અક્કલ ગુમ થઇજ હોવી જોઇએ. નહિ તો આ પ્રકારે તેણે સતીશ્ચંદ્રને આમંત્રણ

કર્યું ન હોત."

કમળા બોલી "માત્ર એકલા સતીશ્ચંદ્રનેજ બોલાવ્યો નથી, આપણ સર્વને બોલાવ્યાં છે."

"શું મને પણ બોલાવ્યો છે ? મને બોલાવવાનું શું કારણ ?"

"હું એકલી શી રીતે જઈ શકું વારૂ ? અમારો સામાન સાચવવાને માટે એકાદ જણ નહિ જોઇએ કે ?"

શ્રીશચંદ્ર બોલ્યો "માત્ર સામાન સંભાળવાને માટે સૂર્યમુખીએ પોતાના પતિના બનેવીને બોલાવ્યો ત્યારે તેનું કૃત્ય ગેરવાજબી જ છે. એક બે દિવસ સુધી તે કાર્ય કરવાને માટે મને કોઇ માણસ મળ્યો ન હોત કે ?"

આ સાંભળી કમળાને અતિ ક્રોધ છૂટયો. તેણે પોતાનાં ભવાં ઉંચાં ચઢાવ્યાં; તેના કપાળ પર કરચલી વળી; તે શ્રીશચંદ્રને કાંઇક ઉપહાસાસ્પદ શબ્દ બોલીઃ અને તે જે કાગળ લખતો હતો તે તેના હાથમાંથી ઝુંટવી લઇ તેના ટુકડેટુકડા કરી નાંખ્યા.

શ્રીશચંદ્ર હસીને બોલ્યો "વાહ ઠીક કર્યું; આમ કરવું તને શોભે છે કે ?"

કમળા ક્રોધથી ઝુમમાં બોલી "મને ફાવશે તેમ હું કરીશ."

પછી બન્ને વચ્ચે વિનોદયુક્ત ઝટાપટી ચાલી. કમળાએ પોતાના પતિને માત્ર મારવાનોજ બાકી રાખ્યો. તેણે પણ તેના કેશ ધરીને ચારેગમ ફેરવી. પછી કમળાએ તેનો ખડીયો ફેંકી દીધો. એમ થયા પછી એક બીજાંએ પરસ્પર ચુંબન કર્યાં. આ ઘટના જોઇ સતીશ્ચંદ્રને ખુબ ગમ્મત પડી. તે એમ જાણતો હતો કે મારા સિવાય ચુંબન લેવાની વસ્તુ બીજી કોઇ નથી. અને જ્યારે તેણે પોતાનાં માબાપને ચુંબનનો અપવ્યય કરતાં દીઠાં ત્યારે તે પોતાની માતાની સાડીનો પાલવ પકડીને ચુંબન–વ્યાપારમાં ભાગીદાર થવાને માટે આનંદથી ઉભો થયો.

જ્યારે તેનો અવાજ કમળાના કર્ણપટ પર અથડાયો ત્યારે તેને કેટલો બધો આનંદ થયો હશે! તેણે તેને પોતાની કેડ પર લીધો અને પુષ્કળ ચુંબનો કર્યાં. અને સતીશ્ચંદ્રે પણ તેમ જ કર્યું. પોતાને પોતાનો હિસ્સો મળ્યો એમ જાણી સતીશ્ચંદ્ર નીચે ઉતર્યો અને પોતાના પિતાની પાસેજ એક રંગીન કલમ પડી હતી તે પકડીને તેણે ઝટ દઇને પોતાના મોંમાં ઘાલી.

કૌરવ પાંડવના યુદ્ધમાં અર્જુન અને ભગદત્તની વચ્ચે ભારે ઝટાપટી થઇ. આ વિગ્રહમાં અર્જુન હતો વજ્રદેહી, અને ભગદત્ત હતો અજીત. તેથી અર્જુને શ્રીકૃષ્ણને પોતાની મદદે બોલાવ્યા. તેમણે ભગદત્તના પ્રચંડ પ્રહારો પોતાના વક્ષઃસ્થળ પર ઝીલી તેના શસ્ત્રાસ્ત્રનું બળ નષ્ટ કર્યું. તે પ્રમાણેજ સતીશ્ચંદ્રે પોતાના માબાપના તડાકા પોતાના ગાલ પર સહન કરી તેમની વચ્ચેનો પ્રેમકલહ નિવૃત્ત કર્યો અને તેમને શાંત કર્યાં.

ત્યાર પછી શ્રીશ્ચંદ્રે કમળાને પૂછયું:—

"ત્યારે તો ખરેખર જવું જ જોઇએ કે? તો પછી હું અહીંઆ એકલો શું કરૂં?"

કમળા બોલી "હું એકલી જઇશ, એમ તમને શા માટે લાગે છે? આપણે બંને જઈશું. પ્રાતઃકાળમાં કચેરીમાં જઇ ત્યાં સર્વ વ્યવસ્થા કરી શીઘ્ર ઘેર પાછા આવજો. જો આપને મોડું થશે તો (પુત્રને ચુંબન દઇ) મારો બચકુડો અને હું તમારી વાટ જોતાં બેસીશું."

"મને આવવાને માટે હાલ સવડ નથી. કારણ કે હમણાં મોસમ ચાલે છે. માટે તું એકલીજ જા."

કમળા પુત્રને ઉંચકી કેડ પર બેસાડી તેના પ્રત્યે બોલી "ચાલ ભાઇ! આપણે બન્ને જઇને રડતાં બેસીએ."

માતાનો અવાજ સાંભળી તે છોકરાએ મુખમાંની કલમ નીચે

પટકી અને આનંદથી એક મોટી કિકિયારી પાડી. એટલે કમળાનું રૂદન તો દૂર રહ્યું અને પુનઃ એક સરખો ચુંબન-વ્યાપાર ચાલ્યો. તે વ્યાપાર આટોપી લઇને કમળા બોલીઃ—

"ત્યારે હવે શો હુકમ છે?"

"તારે એકલીએજ જવું જોઇએ. મને આવવાની બિલકુલ નવરાશ નથી."

આથી કમળા મોં ચઢાવી એક ખુણામાં જઇને બેઠી, શ્રીશ-ચંદ્ર પણ તેની પાછળ પાછળ ગયો અને પોતાની શાહીવાળી કલમ વતી તેના કપાળમાં આડી ઊભી કાળી લીટીઓ કાઢી. પછી કમ-ળાએ હસીને પોતાના પતિને દ્રઢ આલિંગન દીધું અને તે બોલી "પ્રાણાધિક! મારી આપના પર કેટલી બધી માયા છે?" શ્રીશચં-દ્રને પણ તેને આલિંગન દેવું પડયું. તેથી કમળાના કપાળ પરની શાહીની લીટીઓ તેના કપાળ પર પણ અંકિત થઇ. આ રીતે આ વિગ્રહનો અંત આવ્યો.

પછી કમળા બોલી—"જો આપને આવવાની ફુરસદ ન હોય તો મારે માટે તૈયારી કરજો."

શ્રીશચંદ્ર બોલ્યો "તું પાછી કયારે આવશે?"

"એ શું પ્રશ્ન વારૂ? આપ સાથે આવતા નથી તેથી હું ત્યાં ઘણા દિવસ શી રીતે રહી શકીશ?"

છેવટે શ્રીશચંદ્રે કમળાને ગોવિંદપુર મોકલી આપી. પરંતુ તેના ગયા પછી તેનું ચિત્ત બિલકુલ કામકાજમાં લાગતું નહોતું. તેથી વેપારમાં મોટું નુકશાન થયું. આ વિષે બીજા કારકુનને પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે સર્વ અપરાધ શ્રીશચંદ્રનો છે. તે કામ પ્રત્યે બિલકુલ લક્ષ આપતો નથી. અને કાળજી વિના સ્વસ્થ બેસી રહે છે.

પોતાના ઉપર વિના કારણ દોષારોપ આવેલો જોઇ શ્રીશચંદ્રને

ઘણું ખરાબ લાગ્યું અને તે બોલ્યો "કદાચ એમ પણ હોય; કારણ કે તે વખતે મારી સ્ત્રી ઘેર નહોતી." આથી પેલો કારકુન બોલ્યો—"આ રાજેશ્રી પર રાણી સાહેબનો પૂર્ણ અમલ છે, તેથીજ એમ થયું."

આ ભાષણથી શ્રીશચંદ્રને એટલો બધો આનંદ થયો કે તેણે પોતાના ચાકરને હાંક મારી કહ્યું "ઘરમાં ભોજનની તૈયારી કરવાનું કહે; આ સર્વ જણ આજે આપણે ત્યાં જ જમવાના છે."



## પ્રકરણ ૭ મું.

જે પ્રમાણે ઉપવનમાં ચંપક–પુષ્પની સુકુમાર કલિકા પૂર્ણ-વિકાસ પામે છે ત્યારે સર્વત્ર સુવાસ પ્રસરી રહે છેઃ તે પ્રમાણે નગેંદ્રના ઘરમાં કુંદનંદિનીની યૌવન–કલિકા પૂર્ણ વિકાસ પામી હતી તેથી નગેંદ્રના હૃદયમાં તેનો સુગંધ પ્રવેશ પામી ગયો હતો, અને તે કારણથી તેની ચિત્તવૃત્તિ તન્મય થઈ ગઈ હતી. કમળા કલકત્તાથી પોતાને પિયેર ગોવિંદપુર આવી અને સૂર્યમુખીએ તેનું હસતું મુખ જ્યારે દીઠું ત્યારે તેની આંખમાંનાં અશ્રુબિંદુ કેટલેક અંશે સુકાયાં. કમળાએ પોતાના ભાઇના ઘરમાં પગ મૂકયો કે તરત જ તેણે સૂર્ય-મુખીની વેણી ગુંથવાનું કાર્ય પોતાના હાથમાં લીધું. કારણ કે હમણાં હમણાં સૂર્યમુખીએ વેણી ગુંથવાનું કામ સર્વાંશે છોડી દીધું હતું. આથી તેના કેશ યોગીની જટા જેવા જ બની રહ્યા હતા.

કમળાએ વેણી ગુંથતાં ગુંથતાં સૂર્યમુખીને પૂછયું “ભાભી! તારા અંબોડામાં એક બે ફૂલ ઘાલું કે?”

સૂર્યમુખીએ કમળાને ધીમે રહીને ચીમટી દીધી અને કહ્યું “ના, મારે પુષ્પની જરૂર નથી.”

આથી કમળાએ જાણી જોઇને મજાક કરવા માટે તેના અંબો-ડામાં ફૂલ ઘાલ્યાં અને ત્યાં જે કોઇ આવતું જતું હોય તેને સૂર્યમુખી તરફ આંગળી કરીને તે કહેતી કે “જરા જુઓ તો ખરાં, આ

ડોશી તો હવે અંબોડામાં ફૂલ ઘાલવા શીખી છે."

કમળા પોતાનું ઘર છોડીને આટલે છેટે આવી હતી તો પણ તેને જોઇને નગેંદ્રની વર્તણુંકમાં જરા પણ ફરક પડયો નહોતો. તે જ્યારે કમળાને મળ્યો ત્યારે તેણે માત્ર એટલુંજ તેને પૂછયું કે "કમળા! તું હમણાં કેમ આવી?" ત્યારે કમળાએ પોતાના છોકરા તરફ આંગળી કરી લજ્જાથી કહ્યું-"બાબુ મને અહીંઆં તેડી લાવ્યો."

એ સાંભળી નગેંદ્ર બોલ્યો "ખરેખર! એ લુચ્ચાને માર મારવો જોઇએ." એમ કહી તેણે ભાણેજને પોતાની કેડે લીધો અને તેને ઘડી બે ઘડી સુધી રમાડયો. તે કૃતજ્ઞ છોકરાએ પ્રેમનો બદલો વાળવાના ઉદ્દેશથી પોતાના મામાની મૂછો ખૂબ જોરથી ખેંચી. આથી નગેંદ્રને અત્યંત આનંદ થયો.

પોતાના ભાઈ અને ભોજાઇને મળીને કમળા જ્યાં કુંદા હતી ત્યાં ગઇ અને મજાકમાં બોલી "કેમ, કુંદા—નંદા—ચંદાબાઇ! તમારી પ્રકૃતિ તો સારી છે ને?"

આ શબ્દો સાંભળી કુંદા ચકિત થઇ અને કેટલીક વાર સુધી કમળા તરફ એક સરખી દ્રષ્ટિથી જોતી ઊભી રહી. ત્યાર પછી તે બોલી "મારી પ્રકૃતિ ઠીક છે; મને શું થવાનું હતું જે?" કમળા બોલી "તું મને બા કહેતી જા હંકે! નહિ તો જ્યારે તું સુતેલી હશે ત્યારે હું તારા ગાલ પર કાળો રંગ લગાડી જઇશ."

કુંદાએ કમળાને બા કહેવાની કબુલાત આપી. તે જ્યારે કલકત્તામાં હતી ત્યારે કમળાને કોઇપણ નામથી હાંક મારતી નહોતી. તે તેની સાથે વાર્તાલાપ પણ કવચિત જ કરતી હતી. કમળાનું અંતઃકરણ દયાળુ છે એવી જ્યારે તેની પૂર્ણ ખાત્રી થઇ, ત્યારે તેને તેની સાથે માયા લાગી. પરંતુ હમણાં ઘણા દિવસ થયાં તેનો મેળાપ થયો નહોતો તેથી કુંદા કમળાને વિસરવા લાગી હતી.

બન્ને માયાળુ સ્વભાવનાં હોવાથી તેમનો મેળાપ થતાં એક બીજા પરનો પ્રેમ પુનઃ જાગૃત થયો, અને અલ્પ સમયમાંજ તે દૃઢ થયો.

કમળાએ જ્યારે સૂર્યમુખીની આગળ પુનઃ કલકત્તા જવાની વાત કહાડી ત્યારે તે બોલીઃ–

"હમણાં કલકત્તા જવાની વાત કરશો નહિ. હજી થોડા દિવસ અહીંજ રહો. તમે જતાં રહેશો તો મારી દશા ઘણી બૂરી થશે. તમે અહીંઆં હો ત્યારે હું તમારા આગળ મારા દુઃખની વાત કરૂં છું તેથી મારા મનનું સમાધાન થાય છે."

"બહેન ! હું તારા કામની વ્યવસ્થા કર્યા વિના કલકત્તા જવાની નથી. તું તારા મનમાં દૃઢ વિશ્વાસ રાખ." કમળાએ કહ્યું.

"મારૂં કયું કામ ?" સૂર્યમુખીએ પ્રશ્ન પૂછ્યો.

"તારૂં શ્રાદ્ધ, વળી બીજું શું ?" પછી તે મનમાં બોલી "તારા દુઃખનું મૂળ ઉખેડી નાંખ્યા વિના હું કલકત્તા જવાની નથી."

કમળાએ કલકત્તા જવાની વાત કહાડી છે એમ જ્યારે કુંદાએ જાણ્યું ત્યારે તે પોતાની ખોલીમાં જઇ રડવા લાગી.

કમળાએ તેની પાછળ પાછળ ખોલીમાં જઇને જોયું તો તે ઓશિકા પર મસ્તક ટેકવીને રોતી માલૂમ પડી. તેણે એની પાસે જઈને એના વિખરાયલા કેશ પોતાના હાથે વ્યવસ્થિત કરીને બાંધ્યા. અંબોડો ગુંથીને લેવામાં કમળા નિપુણ હતી. એ કાર્યમાં તેની સ્પર્ધા કરી શકે એવું કોઇ નહોતું. પછી કુંદાનું માથું પોતાના ખોળામાં લીધું અને પોતાના પાલવથી તેનાં અશ્રુ લૂછી તે બોલી,

"કુંદા ! તું રડે છે કેમ વારૂ ?"

"તમે કલકત્તા કેમ જાઓ છો ?" કુંદાએ સ્હામો પ્રશ્ન કર્યો.

"ત્યારે શું તું તે માટે રડે છે કે ? એ માટે રડવાનું શું કારણ ?"

"મારી તમારા પર માયા લાગી છે તે માટે !!'

કમળા બોલી "બીજા કોઇની હારા પર માયા નથી કે વારૂ ?"

કુંદાએ આ પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. આથી કમળાએ પુનઃ પૂછ્યું "મારી ભોજાઇ તારા પર પ્રીતિ રાખે છે કે નહિ ? સત્ય જ બોલજે હં ! મારાથી કોઈ વાત ગુપ્ત રાખીશ મા."

કુંદાએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ.

"મારા ભાઇ તારા પર પ્રીતિ રાખે છે કે નહિ ? (ઉત્તર ન મળે !) બ્હેન, જ્યારે આપણી બંનેની પરસ્પર પ્રીતિ છે તો આપણે બેઉ કલકત્તા જઇશું. આ વાત તને રૂચે છે કે નહિ ? (ઉત્તર મળ્યો નહિ ) બોલની તું મારી સાથે આવશે કે નહિ ?"

કુંદા માથું હલાવી બોલી "હું કલકત્તા આવનાર નથી."

અત્યાર સુધી કમળાની મુદ્રા આનંદી લાગતી હતી, પરંતુ આવો ઉત્તર સાંભળીને તેની મુદ્રા એકદમ ગંભીર થઇ ગઇ. તે પોતાના મનમાં બોલી "એનું ચિત્ત કાંઇ સ્વસ્થ હોય એમ લાગતું નથી. મારા ભાઇના જેવીજ એની સ્થિતિ પણ થયેલી લાગે છે. પરંતુ તેમને આના કરતાં વિશેષ દુઃખ થાય છે. આ સમયે તે (શ્રીશચંદ્ર) પણ અહીંઆં નથી. ત્યારે સલાહ તે હું કોની લઉં ?"

ત્યાર પછી તેણે કુંદાને હૃદયસરસી ચાંપી અને પ્રેમથી મસ્તક તથા પીઠપર હાથ ફેરવી બોલી "કુંદા હું તને જે પ્રશ્ન પૂછું તેનો તું સાચો ઉત્તર આપશે ?"

"શું પ્રશ્ન પૂછો છો ?" કુંદા બોલી.

"હું ગમે તે પ્રશ્ન પૂછીશ. હું તારા કરતાં વયે મોટી છું. હું તારા પર બ્હેન જેવો પ્રેમ રાખું છું. માટે તું મારાથી કોઇપણ વાત ગુપ્ત રાખીશ મા. તું જે વાત કહેશે તે હું કોઈની આગળ પણ પ્રગટ કરીશ નહિ." પરંતુ તે મનમાં બોલી "જો હું તે વાત કોઈની આગળ કહીશ તો તે (પતિ શ્રીશચંદ્ર) અને બાબુ (સતીશચંદ્ર) ની આગળ કહીશ ખરી." થોડીવારે કુંદા બોલીઃ—

"તમે મારી પાસે શું ઉત્તર માગો છો વારૂ ?"

"તારી મારા બંધુ પર પ્રીતિ લાગી છે એ વાત ખરી કે નહિ, બોલ વારૂ ?" કમળાએ આખરે દઢતાથી પડદો ફોડી દીધો.

કુંદાએ એ પ્રશ્નનો ઉત્તર જ્યારે 'ના' આપ્યો ત્યારે કમલાને ઘણું દુઃખ થયું. તે મોટે સાદે બોલી "હં, હું સમજી. તું તેને ચાહે છે એ વાત સર્વથા સત્ય છે. તને તો તેથી જરા પણ નુકશાન થતું નથી, પરંતુ તેથી ઇતર મનુષ્યોને પુષ્કળ દુઃખ વેઠવાં પડે છે."

કમલાના આ શબ્દો સાંભળી કુંદા પોતાનું મસ્તક ઉંચું કરી કમલાના મુખ પ્રતિ જોવા લાગી. કમલા આ મૌનવ્રતનો ગૂઢાર્થ સમજીને બોલી "ગાંડી, મારા બંધુની પ્રીતિ તારા પર છે એ વાત તું સમજતી નથી કે ?"

કુંદાએ પોતાનું મસ્તક કમલાના હૃદય પર મૂકયું અને અશ્રુધારાથી તેની સાડી ભીંજાવી દીધી. તેને રોતી જોઇને કમલા પણ તેની સાથે રોવા લાગી. પ્રેમનો પ્રતાપ કેવો હોય છે તે કમલા સ્વાનુભવથી સારી પેઠે જાણતી હતી તેથી વિધવા કુંદાનું દુઃખ જોઈ તેનું અંતઃકરણ પણ આર્દ્ર બન્યું. તેણે એક વાર પુનઃ પોતાના પાલવથી કુંદાનાં અશ્રુ લૂછયાં અને તેને પૂછયું "કુંદા! તું મારી સાથે કલકત્તા આવે છે?"

આ પ્રશ્ન સાંભળી કુંદાની આંખમાંથી પુનઃ અશ્રુધારા ચાલવા લાગી. કમલાએ તેને કહ્યું "બ્હેન! એક વખત તું મારા બંધુની દ્રષ્ટિથી દૂર થશે એટલે તે તને ધીમે ધીમે વીસરવા લાગશે અને તું પણ તેને વીસરી જશે. નહિ તો તું પોતે, મારો ભાઇ, મારી ભોજાઇ એ સર્વ નાશ પામશો અને સમસ્ત કુળનું નિકંદન જશે."

કુંદા હજી રુદન કરતી હતી. પુનઃ કમલા તેને ઉદ્દેશીને બોલી "તું મારી સાથે આવે છે કે નહિ? અરે, મારા ભાઈની

અને મારી ભોજાઇની સ્થિતિ કેવી થશે તેનો વિચાર જરા મનમાં આણ."

ઘણીવારે પછી કુંદા પોતાની આંખો લૂછીને બોલી "ચાલો હું તમારી સાથે આવું છું."

કુંદાએ આટલી વાર સુધી કાંઇ પણ ઉત્તર ન આપ્યો અને હવે 'હું આવું છું' એમ કહ્યું, એનું કારણ શું હશે? એ વિચારે કમલાના મનમાં ઘણી ગુંચવણ ઉત્પન્ન કરી. આખરે તે એવા નિર્ણય ઉપર આવી કે કુંદાએ મારા ભાઇના કુટુંબના સુખને માટે પોતાના સુખનું બલિદાન આપવાનો વિચાર કર્યો છે.

આ સમયે પેલી વૈષ્ણવી વૈરાગિની ભિક્ષા માંગતી માંગતી પુનઃ નગેંદ્રના મહાલયના આંગણામાં આવી અને સ્ત્રીઓની બેસવાની જગ્યા આગળ જઇ ભજન ગાવા લાગી.

સૂર્યમુખી પણ તે સ્થળે જ ઉભી હતી. તેણે વૈરાગિનીનું ભજન સાંભળવાને માટે કમળાને બોલાવી. કમળા પોતાની ભોજાઇના નિમંત્રણનો સ્વીકાર કરી તરત આવીઃ કુંદાને પણ પોતાની સાથે લેતી આવી. વૈરાગિની એક ભજન બોલી. ભજન સમાપ્ત થતાં કમળા તેના પર ક્રોધિત થઇ બોલીઃ—

"વૈરાગિની! આગ લાગો તારાં ભજનને! અને આગ લાગો તારાં મુખને! તને શું બીજું કાંઇ સારૂ ભજન ગાતાં આવડતું નથી?

વૈરાગિની બોલી "કેમ વારૂ? આ ભજનને શું થયું?"

કમળા અધિક સંતપ્ત થઇ બોલી "સૂર્યમુખી! એક બાવળનો કાંટો લાવ અને તે આના અંગમાં કેવું સુખ આપે છે તેનો એને અનુભવ કરાવ."

સૂર્યમુખી ધીમે રહીને નમ્રતાપૂર્વક બોલી "તેં જે ગાયન ગાયું છે તે પ્રકારનાં ગાયનો અમને પસંદ પડતાં નથી. ઘર સંસારને લાગુ પડે એવું કોઇક ગાયન ગા."

"ઠીક છે" એમ કહીને વૈરાગિની એક બીજું ગાયન બોલી.

પરંતુ તે ગાયન સાંભળીને તો કમળાને અગાઉ કરતાં પણ વધારે ક્રોધ ચઢ્યો અને તે સૂર્યમુખીને કહેવા લાગી "તને જો આવાં ગાયન પસંદ પડતાં હોય તો તું એ સાંભળવા બેસ અહીંઆં. જો, હું તો આ ચાલી ઉઠીને. મને તો આ ગાયન સાંભળી છેક કંટાળો આવ્યો છે."

આ પ્રમાણે બોલી કમળા ત્યાંથી જતી રહી. પછી સૂર્યમુખી પણ કંટાળીને ત્યાંથી ચાલી ગઈ. અન્ય સ્ત્રીઓમાંથી જેને તેનાં ગાયન રુચ્યાં હતાં તે ત્યાં બેસી રહી અને બીજીઓ ઉઠી ગઈ. કુંદા ઉઠી ગઇ નહિ, ને ત્યાંજ બેસી રહી. જો કે તે આ વૈરાગિનીના ગાયનનો ગૂઢાર્થ સમજી નહોતી. કારણ કે તેણે તે ગાયન સંપૂર્ણ સાંભળ્યાં પણ નહોતાં. તે વખતે તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. તેથી તે જ્યાં બેઠી હતી ત્યાંજ બેસી રહી.

કમળા અને સૂર્યમુખી બેઉ ઉઠી ગયા પછી તે વૈરાગિની કાંઇ ગાયન બોલી નહિ; પરંતુ અહીં તહીંની ગામગોષ્ટિ કરવામાંજ તેણે વખત ગાળ્યો. ગાયન બંધ પડવાથી કુંદા સિવાયની બીજી સ્ત્રીઓ ઉઠી ગઈ. કુંદાના પગ જાણે ત્યાંજ કોઇએ બાંધી રાખ્યા ન હોય તેમ તે ત્યાંજ બેસી રહી. તે ત્યાંથી જરાપણ ખસી નહિ. કુંદાને એકલી જોઇને તે વૈરાગિની તેની સાથે ખુલ્લા દિલે વાર્તાલાપ કરવા લાગી. પરંતુ કુંદાનું લક્ષ તે તરફ ન હોવાથી તેણે થોડા શબ્દ સાંભળ્યા અને ઘણા નહિ પણ સાંભળ્યા.

કુંદા અને વૈરાગિની પરસ્પર કાંઈ ગુપ્ત વાત કરે છે એમ સૂર્યમુખીએ દૂરથી જોયું, તેને જણાયું કે તે બેઉ જણાં વાર્તાલાપ કરવામાં અતિશય ગરક થઈ ગયાં છે તથા પરસ્પર કાંઇક સંકેત પણ કરે છે ત્યારે તેણે કમળાને હાંક મારી અને તેને આ સર્વ બતાવ્યું. તે જોઇ કમળા બોલી:—

"અંહં! એમાં શું થયું? એ તો માત્ર વાતોજ કરે છે. વળી એની સાથે વાત કરનાર સ્ત્રી છે, કાંઈ પુરૂષ નથી."

સૂર્યમુખી બોલી "તે પુરૂષ છે કે સ્ત્રી તે કોણ કહી શકે એમ છે? મને તો એમ લાગે છે કે એ સ્ત્રીનો વેષ ધારણ કરીને કોઇ પુરૂષજ આવેલો છે. હું હમણાંજ એની તપાસ કરાવું છું. જુઓ કુંદા કેટલી દુષ્ટ છે?"

"ભાભી, ક્ષણભર થોભો. હું એક બાવળની શુળ લાવું છું અને કાંટા કેવા વાગે છે તે હું એને બતાવું છું."

આ પ્રમાણે કહીને કમળા બાવળની સોટી લેવા ગઇ. જતાં રસ્તામાં તેને સતીશચંદ્ર મળ્યો. તેણે પોતાની મામીની કંકાવટી ઉઘાડી હતી અને તેમાંથી કુમ્ કુમ્ કાઢી પોતાની છાતી, નાક, મુખ હાથ, પગ વગેરે સર્વ અંગો રંગી મૂકયાં હતાં. આથી કમળાનું મન પોતાના પુત્રમાં રોકાયું અને વૈરાગિની, કુંદા તથા બાવળની શૂળનું તેને સ્મરણ રહ્યું નહિ.

આ તરફ સૂર્યમુખીએ પોતાની હીરા નામની દાસીને તેડાવી મંગાવી. હીરાનું નામ પૂર્વે એક વાર આવ્યું છે જ. છતાં આ સ્થળે તેની વિશેષ માહિતી આપવી જરૂરની છે. નગેંદ્ર તથા તેનો પિતા પોતાના ઘરમાં સુશીલ અને કૂળવાન દાસી રાખવાની ઘણી કાળજી રાખતા હતા. એટલા માટે તેઓ અધિક પગાર આપીને ઉચ્ચ વર્ણની દાસી રાખતા હતા. આથી દાસીઓ પણ ઉમંગથી કામ કરતી હતી. વળી તેમને સુખ મળતું, તેમનું માન જળવાતું, વગેરે કારણથી ઘણી ઉચ્ચ કૂળની રંક સ્ત્રીઓ તેને ત્યાં દાસી તરીકે રહેતી હતી.

હીરા આવી દાસીઓમાં મુખ્ય હતી. ઘણી દાસીઓ કાયસ્થ ક્ષત્રિય જાતની હતી. હીરા પણ કાયસ્થ જાતિનીજ હતી. તેની દાદી પ્રથમ આ ઘરમાં નોકરીએ રહી હતી અને તેની સાથે હીરા

પણ નાની હતી ત્યારથીજ આવતી હતી. જ્યારે હીરા મોટી કામ કરવા લાયક થઈ ત્યારે તેની દાદીએ નોકરી છોડી દીધી અને પોતે રળેલાં દ્રવ્યથી એક નાનું સરખું ઘર બાંધી ગોવિંદપુરમાંજ રહી. ત્યારથી હીરા નગેંદ્રના ઘરમાં નોકરીએ રહી. આ વખતે તેની વય વીસ વર્ષની હતી. તે સર્વ દાસીઓ કરતાં નાની હતી. છતાં ચતુરાઈ, ઉદારતા વગેરે ગુણો હીરામાં વિશેષ પ્રમાણમાં હતા.

ગોવિંદપુરના સર્વ માણસો હીરા બાળવિધવા છે એમ જાણતાં હતાં. પરંતુ તેનો પતિ કોણ હતો ને કયારે મરી ગયો એ વાત કોઈ જાણતું નહોતું. હીરાના ચારિત્ર્ય વિષે કોઇને કદિ પણ શંકા ગઇ નહોતી. તે વિધવા હતી તો પણ હંમેશાં સૌભાગ્યવતી સ્ત્રીના જેવો શણગાર રાખતી હતી. તેનો દેખાવ સુંદર હતો. તેનો રંગ શ્યામ હતો. ડોળા મોટા હતા અને તે કદે ઠીંગણી હતી. તેનો ચ્હેરો અભ્રાચ્છાદિત ચંદ્ર સમાન હતો. એનો કેશ કલાપ નાગની ફેણની પેઠે શોભતો હતો.

સૂર્યમુખી તરફથી તેડું આવ્યું ત્યારે હીરા એકલી એકાંતમાં બેસી કાંઇ ગાયન ગાતી હતી. તે બડી ઠઠ્ઠાખોર બાઈ હતી. અંધારામાં બેસીને અન્ય નોકરોને બ્હીવરાવવા, કોઇને નિદ્રાગ્રસ્ત હોય ત્યારે તેનું મુખ ચુનાથી અથવા શાહીથી રંગી કાઢવું, આવું કેટલુંક ટીખળ કરવાની ટેવ હીરામાં હતી. તે વિષે વધુ વર્ણન પાછળ આવશે. હમણાં તો માત્ર એટલુંજ કહેવું બસ થશે કે તે જો ક્યાંક અત્તર અથવા ગુલાબજળ જોતી તો તે જરૂર ચોરી જતી. અસ્તુ !

સૂર્યમુખીએ હીરાને પોતાની પાસે બોલાવીને કહ્યું:—

"તું પેલી વૈષ્ણવી વૈરાગિનીને ઓળખે છે કે ?"

હીરા બોલી "ના, હું પાડોશીના ઘરની પેલી તરફ કદિ પણ ગઇ નથી, તો પછી વૈષ્ણવી વૈરાગિનીને હું ક્યાંથી ઓળખું ?

ઠાકૂરમહેલ વાળી બાઇઓને પૂછી જુઓ. તેઓ કદાચ તેને ઓળખતી હશે. કારણ કે ત્યાં ભિક્ષુકો પુષ્કળ આવે છે. કરૂણા અથવા શીતલા એ બેમાંથી કોઇ પણ તેને ઓળખતું હશે.

'તે કાંઈ ભિક્ષુક નથી. ગમે તે હો, પરંતુ એ કયાં રહે છે, કુંદાની સાથે આટલી બધી વાત એ શા માટે કરે છે, એ સર્વ મારે જાણવું છે. જો તું એ બાબતની તપાસ કરીને મને કહેશે તો હું તને એક બનારસી સાળુ આપીશ અને એક વખત નાટક જોવા મોકલીશ.

આ શબ્દો સાંભળી હીરાનું મન જરા લલચાયું. તેણે સૂર્યમુખીને પ્રશ્ન કર્યો: —

"હું કયારે તપાસ કરવા જાઉં?"

"જ્યારે તને ફાવે ત્યારે જા. પરંતુ જો હમણાં તું તેની પુંઠે પુંઠે જશે તો તને તેનો પત્તો જલદી લાગશે. પણ તું જો તેની પુંઠે હમણાં જાય તો તેને કે અન્ય કોઇને સંશય ન આવે એની સાવચેતી રાખજે."

આ સમયે કમલા ત્યાં આવી પહોંચી. તેણે સૂર્યમુખીએ શોધી કાઢેલી યુક્તિ પસંદ કરી અને હીરા પ્રત્યે બોલી;—

"જો તારાથી બને તો બાવળની સોટી વતી તેને ખૂબ ફટકાવી કાઢજે."

"તે સર્વ હું કરીશ. તે વિષે જરા પણ ચિંતા કરશો નહિ. પરંતુ, બાઈસાહેબ માત્ર બનારસી સાળુથી મને સંતોષ થતો નથી." હીરા લટકો કરીને બોલી.

"તો પછી તને બીજું શું જોઇએ છે?"

કમલા બોલી "ભાભી! એને એક ફાંકડો જેવો વર જોઇએ છે. એનું લગ્ન કરાવી આપો એટલે બસ."

"ઠીક; ત્યારે તને શ્રીશચંદ્ર ઠાકુર જોઇએ? બોલી દે, ઝટ

જવાબ દે. તારી ઇચ્છા હોય તો તે પ્રમાણે કમલા બ્હેન સર્વ વ્યવસ્થા કરશે."

હીરાએ ઉત્તર આપ્યો "જોઇશું પાછળથી; પરંતુ મારા મનમાં ધારેલો પતિ તો ઘરમાંજ છે. પછી વર શોધવાને માટે દૂર જવાની શી જરૂર છે?"

"તે વળી કોણ?" સૂર્યમુખીએ પૂછ્યું.

"મૃત્યુ; બીજો કોણ?" હીરાએ ઉત્તર આપ્યો.



# પ્રકરણ ૮ મું.

તે દિવસે સંધ્યાકાળે કુંદનંદિની બાગમાંના તળાવના ઓવારા ઉપર બેઠી હતી. તળાવ ઘણું મોટું હતું. તેમાં પાણી સર્વદા નિર્મળ રહેતાં હતાં અને લીલાં દેખાતાં હતાં. આ તળાવની પાછળ એક સુંદર પુષ્પ ઉદ્યાન હતું અને તેના મધ્ય ભાગમાં એક સફેદ સ્ફટિકનું બાંધેલું સુંદર મકાન હતું. ઓવારાના પગથીઆંની બન્ને બાજુએ બકુલ વૃક્ષો શોભી રહ્યાં હતાં.

કુંદા આ સમયે એક બકુલ વૃક્ષની નીચે બેઠી હતી. તેની પાસે અન્ય કોઇ પણ માણસ નહોતું. છેક સંધ્યાકાળ થઇ જવાથી અંધારૂં થવા આવ્યું હતું. કુંદા તળાવના સ્વચ્છ પાણીમાં પડેલું તારાનું પ્રતિબિંબ અનિમિષ દૃષ્ટિથી જોતી હતી. તે પ્રતિબિંબની વચ્ચે સ્થળે સ્થળે કમળનાં ફૂલો પણ દૃષ્ટિગોચર થતાં હતાં. તળાવની બીજી ત્રણ બાજુએ આંબા, ફણસ, બોરડી, નારંગી, નાળિએરી, તાડ વગેરે વૃક્ષોની હારો આવી રહી હતી. રાત્રિના અંધારામાં એ હારો ઉંચી ભીંત સમાન લાગતી હતી.

વચ્ચે વચ્ચે વૃક્ષ પરનાં પક્ષિના કર્કશ ધ્વનિ સિવાય અન્ય કોઇ પણ પ્રકારનો અવાજ કર્ણગોચર થતો નહોતો. શીતળ મંદ વાયુ પાણીને કિંચિત્ કંપાવતો હતો અને તેથી તળાવમાંનાં કમળની પાંખડીમાં જળબિંદુઓ ભરાઈ જતાં હતાં. પવનથી પાણી હાલતું

હોવાથી જળમાં પ્રતિબિંબિત થયેલું આકાશ પણ જાણે હાલતું હોયને, તેમ દેખાતું હતું. પવન વૃક્ષોનાં પાંદડાંમાંથી પસાર થતાં મંદ ધ્વનિ ઉત્પન્ન કરતો હતો તેજ અવાજ માત્ર કુંદાને કર્ણગોચર થતો હતો. બાકી સર્વ સૃષ્ટિનો જાણે લય થયો હોય એવોજ ભાસ થઈ રહ્યો હતો.

બકુલ કુસુમના મધુર સુવાસથી આસપાસની હવા સુગંધિત બની હતી. વળી પવનની લહરોમાં બીજાં પુષ્પોનો સુગંધ પણ મિશ્રિત થયો હતો. હમણાં વસંતઋતુ ચાલતી હોવાથી ચારે તરફ નાનાં મોટાં વૃક્ષો પ્રફુલ્લિત થઇ રહ્યાં હતાં. આ દેખાવ જોઈને મનુષ્યના હૃદયમાં અત્યંત ઉત્સાહનો પ્રાદુર્ભાવ થતો હતો. તિમિર તો કહે મારૂં કામ. પ્રકાશનું તો નામ નિશાન પણ નહોતું. વૃક્ષ પરથી આમ તેમ પતંગીઆં ઉડતાં હતાં. તેમનો પ્રકાશ કદિ કદિ દ્રષ્ટિગોચર થતો હતો. સમુદાયમાંથી છુટાં પડેલાં પક્ષિઓ દોડી દોડીને પોતાના માળા તરફ જતાં હતાં, અને કરૂણ સ્વરે પોકાર કરતાં હતાં.

ચારે તરફના ઘોર અરણ્યમાંથી શિયાળવાંનો કર્કશ ધ્વનિ કર્ણગોચર થતો હતો. આકાશમાં સફેદ વાદળાંઓ આમથી તેમ જતાં દષ્ટિગોચર થતાં હતાં. થોડીવારમાં બે ત્રણ તારા તૂટી પડતા દષ્ટિગોચર થયા.

આ વખતે કુંદા ઓટલાના એક પગથીઆ પર બકુલ વૃક્ષની નીચે બેઠી હતી. તે અતિશય દુઃખથી પીડિત હોવાથી અત્યંત ચિંતામાં ડૂબી ગઇ હતી. તેના મનમાં વારંવાર અનેક વિચારો આવતા હતા. તે મનમાં બોલી “ હે દેવ ! મારૂં સમસ્ત કુટુંબ નષ્ટ થયું છે. મારાં પિતા, માતા, ભાઇ સર્વે ગયાં ! પણ હું એક અભાગિની મુઇ નહિ. જો મારૂં મૃત્યુ થયું હોત તો હું આવા નિર્જન ભયંકર સ્થળે મારાં દુઃખનો અંત લાવવાને શા માટે આવી હોત ? સારા માણસોને મરણ પછી સ્વર્ગમાં તારાની જગાજ

મળતી હશે !"

પિતાના મરણને દિવસે તેને જે સ્વપ્ન આવ્યું હતું તે સ્વપ્નનું સ્મરણ કુંદાને નહોતું. તેના મનમાં એવો વિચાર આવતો હતો કે "મારી માતા મરણ પામ્યા પછી આકાશની ચાંદરણી થઇ હશે. આથી તે પોતાનાજ મનને પૂછવા લાગી " સદ્‌ગુણી માણસો મરણ પામ્યા પછી તારા થાય ખરા કે ? જો આ વાત સત્ય હોય તો મારાં સર્વ આપ્તજનો તારા થયાં હશે ? જો એમ હોય તો આ અગણિત તારામાં તે કયે સ્થળે વિરાજતાં હશે ? હું તેમને શી રીતે ઓળખી શકીશ ? અને વારુ હું અહીંઆં રોતી બેઠી છું તે તેઓ જોઇ શકતાં હશે કે ?"

" પરંતુ હવે જવા દો તે વિચાર. હવે તે વિષેનો વિચાર હું મનમાં આણીશજ નહિ. એ વિચારો આવવાથી મને ઉલટું વિશેષ દુઃખ થાય છે. પરંતુ શોક અને દુઃખ વ્હોરી લેવામાં પણ શો ફાયદો ? હું ગમે તેટલી રડું તો પણ મારૂં સાંત્વન કોણ કરનાર છે ? વિધાતાએ મારા નશીબમાં દુઃખજ લખ્યું છે; નહિ તો મારી મા-

અરે પણ ફરી એ વિચાર શા માટે ? નહિ, નહિ, એ વિચાર જવા દો. વારૂ હું મરણ પામું તો શી હરકત છે ? મારા મરણથી કોને દુઃખ થનાર છે ? પરંતુ મરવું તે શી રીતે ? મારે પાણીમાં પડી જીવ આપવો કે વિષ ખાઈને મરવું ? આ રીતે હું મરણ પામીશ તો મને તારાની જગા મળશે કે ? હું કોઈને જોઇ શકીશ કે ? હું દરરોજ જોઈશ કે ! કોને જોઇશ ? કોને ?

મારાથી નામ દેવાતું નથી. કેમ ? મારાથી નામ શા માટે દેવાતું નથી ? અહીંઆં મારા શબ્દો કોઈ સાંભળી જશે એવી બ્હીક રાખવાની કાંઇ પણ જરૂર નથી. તો પછી હું આટલી બધી ડરૂં છું શા માટે ? એક વાર પણ તે નામનો—તે પવિત્ર નામનો—તે પ્રિય નામનો ઉચ્ચાર કરીને મારા મનને મનાવું કે નહિ ? મનમાં પણ

મારાથી તે નામ લેવાશે કે નહિ?—નગેંદ્ર! મારા પ્રાણપ્રિય નગેંદ્રરાજ, લે મારી બાઇ! હું એ નામનો ઉચ્ચાર કેટલી વાર કરૂં છું? એ નામનો ઉચ્ચાર કરતાં જાણે કંટાળો તો આવતોજ નથી! શ્રમ તો થતોજ નથી! પરંતુ તેનો શો ઉપયોગ? એમણે સૂર્યમુખીની સાથે લગ્ન કર્યું તેના કરતાં મારી સાથે કર્યું હોત તો કેવું સારૂં!

પરંતુ, નહિ! એ વિચાર જ શા માટે? પાણીમાં ડૂબીને પ્રાણ આપવો એજ સારૂં છે. પરંતુ જીવ આપ્યા પછી મારી સ્થિતિ કેવી થશે? કાલે સવારે મારૂં અંગ ફુલી જશે અને હું પાણીમાં તરતી રહીશ. પછી આ વાત આખા ગામમાં પ્રસરશે. અને જેમણે આજ સુધી મારા નખ પણ જોયા નથી તે મારૂં અસ્તવ્યસ્ત થયેલું આખું શરીર જોશે. પછી સર્વે જણ આખું ગામ વાત કરશે કે કુંદાએ આખરે જીવ આપ્યો.

મેં જીવ આપ્યો છે એ વાતની ખબર જ્યારે નગેંદ્રને પડશે ત્યારે તેઓ મારે વિષે શું ધારશે?...પાણીમાં પડી જીવ આપવો એ કાંઈ મને ઠીક લાગતું નથી. પ્રાણ આપવાથી મારૂં શરીર ફુલી જશે અને તેઓ જ્યારે મને જોશે ત્યારે હું સર્વથા કદરૂપી લાગીશ. ત્યારે બીજો શું ઉપાય કરવો? શું વિષ ખાઇને મરવું? ઠીક! પરંતુ વિષ પણ કયી જાતનું લેવું? મને વિષ ક્યાં મળશે? અને તે કોણ આણી આપશે? ઠીક! ધારો કે મળ્યું, પરંતુ તે મારાથી ખવાશે કે? ખવાશે; પરંતુ હું તે આજે ખાનાર નથી. તેઓ મારા પર પ્રીતિ કરે છે એટલોજ વિચાર મનમાં આણી મારા મનનું સમાધાન કરી લઉં એટલે થયું.

પરંતુ મારાપર તેમનો પ્રેમ છે એમ શા પરથી ધારૂં છું?... એ વિષે કમલા બ્હેન આજેજ બોલતાં હતાં. પરંતુ એ વાત તેમણે શી રીતે જાણી? એ વિષે તેમને પ્રશ્ન કરવાની મારી હામ ચાલતી નથી...તો પછી ખરી વાત જાણવી શી રીતે? હું તેમને ગમતી

હઇશ કે ? મારા પર તેમની ખરેખરી પ્રીતિ હશે કે ? મારામાં એવી તે શી વસ્તુ છે કે જે તેમને પસંદ પડે ? હું કે મારૂં રૂપ ? રૂપ-રૂપ જોવાની મને ઇચ્છા છે."

આ પ્રમાણે બોલી તે પગથીઆં ઉતરીને નીચે ગઇ અને પાણીમાં પોતાનું પ્રતિબિંબ કેવું દેખાય છે તે જોવા લાગી. પરંતુ અંધકારને લીધે પાણીમાં કાંઈ દેખાતું નહોતું. આથી તે નિરાશ થઇને અગાઉ જે સ્થળે બેઠી હતી તે સ્થળે જઇને પુનઃ બેઠી.

"એવા વિચારજ મારે શા માટે કરવા જોઇએ ? સૂર્યમુખી મારા કરતાં અધિક સુંદર છે. ચંદ્રા, ભામા અને પ્રમદા પણ મારા કરતાં વિશેષ સ્વરૂપવાન છે. વધારે તો શું ? પરંતુ હીરા પણ મારા કરતાં વિશેષ દેખાવડી છે. જો કે તેનો વર્ણ શ્યામ છે તો પણ તેનો ચ્હેરો ઘણોજ મોહક છે. માટે તેમને મારૂં રૂપ તો પસંદ પડયું નહિજ હોય.

ત્યારે શું મારો સ્વભાવ તેમને ગમ્યો હશે ? જરા વિચાર કરી જોઉં. છટ ! તે પણ પસંદ પડયો નથી. મારામાં કોઇ પણ એવો મોહક ગુણ દેખાતો નથી. મને સારૂં લગાડવાને માટેજ કમલાએ મને એ પ્રમાણે કહ્યું હશે. વારૂ, તેઓ મારા પર શા માટે પ્રીતિ કરે ? નથી મારામાં ગુણ કે નથી રૂપ ! તો પછી કમલા બ્હેન મારી પ્રશંસા શા માટે કરતી હતી ? કોણ જાણે.

ગમે તે કારણ હો. પરંતુ હું હમણાં જીવ તો આપતી નથીજ. તે વિષે હું વિચાર કરી જોઇશ. આમાં ખરૂં શું અને ખોટું શું તેનો હું વિચાર કરીશ. પરંતુ હું કલકત્તે તો જઇ શકનાર નથીજ. ત્યાં તો નહિજ નહિજ જાઉં. જો ત્યાં જઇશ તો એઓ કદિ પણ મારી દ્રષ્ટિએ પડનાર નથી. માટે હું ત્યાં નહિજ જાઉં.

પરંતુ અહીંઆં રહીને પણ શું કરૂં ? જો કમલાની વાત ખરી હોય તો મારા પર ઉપકાર કરનાર અનેક જણને મારે લીધે

અતિશય દુઃખ થતું હશે. સૂર્યમુખીના મનમાં મારે વિષે અનેક કાળા ધોળા વિચારો હશે. હા, હું એ વાત સારી પેઠે સમજી શકું છું. એ વાત ખરી હોય કે ખોટી, તોય હું કલકત્તા તો જનાર નથીજ. તેમનું મુખ છોડીને મારાથી જઈ શકાય એમ છે જ નહિ.

ત્યારે હવે મારે માટે બીજો શું ઉપાય રહ્યો છે? મારે જીવ આપવો એજ મારે માટે યોગ્ય છે. જો મારા ભાગ્યમાં આત્મઘાત લખ્યો હશે તો તેમજ થશે. હવે જીવીને શું સુખ જોવાનાં હતાં? જીવવાથી દુઃખનીજ વૃદ્ધિ થાય છે. અહો પિતાજી! આ જગતમાં દુઃખ સહન કરવાને માટેજ મને એકલીને તમે મૂકી ગયા કે? હર હર! હે દેવ! મેં પૂર્વ જન્મે એવો તે શો અપરાધ કીધો હશે કે તેં મારા પર આવા દુઃખના પ્રસંગ આણ્યા? તું એટલો બધો નિર્દય શા માટે થયો છે? તને મારા પર દયા આવતી નથી? હે તાત! હે તાત!"

આ પ્રમાણે બોલી કુંદા કપાળે હાથ દઈ મોટે સાદે રોવા લાગી. એટલામાં તેને પેલા સ્વપ્નનું સ્મરણ થયું. તેનું સ્મરણ થતાંની સાથેજ જાણે વિદ્યુલ્લતાનો આચકો લાગ્યો ન હોય તે પ્રમાણે તે દિગ્મૂઢ બની ગઈ પછી તે રોતી રોતી બોલી.

"આહા! મને તે સ્વપ્નનું તો છેકજ વિસ્મરણ થયું હતું. એ સ્વપ્ન હું કેમ ભૂલી ગઈ હઈશ? મારા ભાગ્યમાં શું છે તે મારી માતાએ મને પૂર્વથીજ કહી રાખ્યું હતું. અને દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ પણ બતાવી રાખ્યો હતો. ત્યારે વારૂ તેજ વખતે હું તેની સાથે શા માટે ગઈ નહિ? હું શા માટે મરણ પામી નહિ? હશે, જે થયું તે થયું, પરંતુ હવે હું વિલંબ કરનાર નથી. બસ એજ નિશ્ચય!"

આ પ્રમાણે બોલી તે ધીમે ધીમે પગથીઆં ઉતરી નીચે જવા લાગી. ગમે તેવી પણ કુંદા સ્ત્રી એટલે ડરપોક—અધીરી તો ખરીજ.

પ્રત્યેક પગથીઉં ઉતરતાં તેને ભીતિ લાગતી હતી. પ્રત્યેક પગથીઉં ઉતરતાં તેનું શરીર થર થર કંપતું હતું. છતાં માતાની આજ્ઞાનું પાલન કરવા માટે તેણે પોતાના મનને દ્રઢ કર્યું. તે પગથીઆં ઉતરી છેક પાણીની નજીક ગઇ.

એટલામાંજ કોઈ માણસે આવી તેના ખભા પર ધીમેથી હાથ નાંખ્યો. તે મનુષ્ય બોલ્યો "કુંદા! એ તું શું કહે છે?" કુંદાએ ચારે તરફ દ્રષ્ટિ ફેંકી. ઘોર અંધકાર હોવા છતાં તેણે નગેંદ્રને ઓળખ્યો.

તે દિવસે કુંદાએ જીવ આપવાનો વિચાર માંડી વાળ્યો.

થોડીવાર પછી નગેંદ્ર બોલ્યો. "કુંદા! કાલે તો તું કલકત્તા જવાની છેને? તું રાજીખૂશીથી જાય છે કે?"

રાજીખૂશી? હાય! કુંદા પોતાની આંખમાંનાં અશ્રુ લૂછવા લાગી. પરંતુ કાંઇ બોલી નહિ; નગેંદ્ર પુનઃ બોલ્યો "કુંદા! પ્રિય કુંદા! તું શા માટે જાણી જોઇને દુઃખ વ્હોરી લે છે વારૂ? મારૂં કહ્યું સાંભળ. જો, મેં આટલા દિવસ સુધી તારૂં વિરહ દુઃખ કેટલું સહન કર્યું છે તે મારાથી કહી શકાતું નથી. હવે મારાથી એ વિરહ દુઃખ સહન થઇ શકનાર નથી. એ દુઃખમાંથી હું બચ્યો શી રીતે તેજ મને સમજ પડતી નથી. મેં ધૈર્ય ધારણ કરીને આટલા દુઃખના દિવસ કાઢ્યા, પરંતુ તેથી મારી સ્થિતિ કેવી થઇ છે તે તો જો. પ્રિયે! તારે ખાતર હું વ્યસની બન્યો તારે ખાતર હું ઉન્મત્ત થયો, લોકો મને ભ્રષ્ટ પણ કહેવા લાગ્યા. હવે બાકી તે શું રહ્યું? પરંતુ હવે હું તને સ્પષ્ટ જણાવું છું કે હવે મારાથી ધૈર્ય ધારણ કરી શકાશે નહિ. હું કાંઈ તને કલકત્તા જવા દેનાર નથી. કુંદા! જો. હાલમાં વિધવાવિવાહની છૂટ છે. જો તારી ઇચ્છા હોય તો તારી સાથે લગ્ન કરવાને હું તૈયાર છું."

હવે કુંદાએ મુખ ખોલ્યું. તે બોલી "નહિ."

"કુંદા! તું 'નહિ' શા માટે કહે છે? વિધવાવિવાહ ભ્રષ્ટ અને શાસ્ત્ર વિરૂદ્ધ છે એમ તને લાગે છે?"

"નહિ."

"ત્યારે તો પછી ના શા માટે કહે છે? બોલ, બોલ, તું મારી પત્ની થશે કે નહિ? મારા પર પ્રીતિ કરશે કે નહિ?"

કુંદા બોલી "નહિ."

ત્યારે નગેંદ્રે જાણે તે સહસ્ત્ર મુખે બોલતો ન હોય તે પ્રમાણે તેને પુષ્કળ હૃદયદ્રાવક શબ્દોથી વારંવાર વિનવી. તોપણ કુંદાનું 'નહિ' ગયું નહિ. આથી નગેંદ્રે તળાવનાં સ્વચ્છ શીતળ પાણી તરફ દ્રષ્ટિ કરી અને મનમાં બોલ્યો ."ત્યારે શું આપણે હવે જીવ આપવો?"

કુંદા મનમાં બોલી "વિધવા વિવાહ શાસ્ત્ર સમ્મત છે એ વાત ખરી, પરંતુ હું 'નહિ' કહું છું તેનું કારણ જૂદુંજ છે."

તો પછી તેણે પાણી તરફનો માર્ગ શા માટે ન પકડ્યો? તેને જીવ આપવામાં શી હરકત હતી?



## પ્રકરણ ૯ મું.

દેવેંદ્રનાથ વૈષ્ણવી વૈરાગિનીને વેશે નગેંદ્રના મહાલયમાં ગયો હતો એ પાછળ જણાવવામાં આવ્યું છે. ત્યાં જઇ કુંદનંદિનીને જે કાંઈ કહેવાનું હતું તે કહી તે તરતજ પાછો ફર્યો. તેણે પોતાના ઉપવનગૃહમાં જઈ તે વેશ ઊતારી નાંખી પોતાનો નિત્યનો પોષાક પહેરી લીધો. અતિશય શ્રમ પહોંચ્યો હતો તેથી તેણે ઘડીભર વિશ્રાંતિ લીધી. ત્યાં તેનો ચાકર તૈયારજ હતો. તેણે તેની સમક્ષ હુક્કો આણ્યો. પરંતુ તેથી દેવેંદ્રના મનનું સમાધાન થયું નહિ. તેણે પોતાના ચાકરને દારૂ આણવાની આજ્ઞા કરી. ચાકર દારૂ લાવ્યો એટલે તેણે પોતાના મનની તૃપ્તિ થઈ ત્યાં સુધી તે ગટગટાવ્યો.

દારૂબાજી ઉડતી હતી તેવામાં તેનો પ્રિય મિત્ર સુરેન્દ્ર ત્યાં આગળ આવ્યો અને તેની નિકટ જઇને બેઠો. ખબર અંતર પુછયા પછી સુરેન્દ્ર બોલ્યો “આજે તમે ક્યાં ગયા હતા ?”

દેવેન્દ્ર બોલ્યો “આટલી વારમાંજ તને કેવી રીતે ખબર પડી ?”

સુરેન્દ્ર બોલ્યો “આ તમારી બીજી ભૂલ છે. તમને એમ લાગે છે કે તમે જે કાંઈ કરો છો તે કોઈ જાણતું નથી. પરંતુ એ વાત તો આખા ગામમાં પ્રસરી ગઈ છે.”

“આ વાત ગુપ્ત રાખવાની મારી જરા પણ ઇચ્છા નથી.”

“તમે આ કામમાં કાંઇ ઇજ્જત મેળવતા નથી. તમે જ્યાં

સુધી જરા મનમાં શરમાતા હો ત્યાં સુધીજ તમારી સુધરવાની આશા, નહિ તો નહિ. જો મને આશા ન હોત તો હું પણ બોલ્યો ન હોત. પરંતુ હવે મારી તે આશા નષ્ટ થતી જાય છે. જો તમારા મનમાં જરા પણ શરમ હોત તો તમે વૈરાગિનીનો વેષ ધારણ કરીને આખા ગામમાં હિંડ્યા હોત કે?"

દેવેંદ્ર હસીને બોલ્યો "હું કેવી ખૂબસુરત વૈરાગિની બન્યો હતો? મારો ઠાઠ જોઇને તું તો મોહજ પામી ગયો હશે, નહિ વારૂ?"

'મેં તમને તે તિરસ્કરણીય વેશમાં મુદ્દલ જોયાજ નથી. નહિ તો તમને ચાબુકના સપાટા કેવા હોય છે તેનું ભાન કરાવી દીધું હોત."

ત્યાર પછી સુરેન્દ્રે તેના હાથમાંથી મદ્યનું પાત્ર ખુંચવી લીધું અને તે બોલ્યો "હવે તમે જ્યાં સુધી શુદ્ધિમાં છો ત્યાં સુધી હું તમને શિખામણનાં બે વચનો કહું છું, તે જરા સાંભળો. પછી તમારી મરજીમાં આવે તેમ કરજો."

"મિત્ર! આજે તું મારા પર આટલો બધો ગુસ્સે શા માટે થયો છે? મને લાગે છે કે તને હેમવતીનો પવન લાગ્યો છે, તેમ નહિ હોય તો તું આ પ્રમાણે બોલેજ નહિ."

આ શબ્દો તરફ જરા પણ લક્ષ આપ્યા વિના સુરેન્દ્ર બોલ્યો "ઠીક. આવો ચમત્કારી વેષ ધારણ કરીને કોનો ઘાત કરવાનો વિચાર રાખ્યો છે?"

"પેલા સ્કૂલ માસ્તરનાં લગ્ન એક અપ્સરા સમાન સુંદર કન્યાની સાથે થયાં હતાં, એ વાત તો તું જાણતો હશેજ. હવે તે સ્ત્રી વૈધવ્ય દુઃખ સહન કરે છે. અને તે ગોવિંદપુરમાં નગેંદ્રને ઘેર રહે છે. તેનેજ મળવાને માટે હું ગયો હતો."

સુરેન્દ્ર બોલ્યો "ત્યારે તો એમ જણાય છે કે હમણાં તમારાં દુર્વ્યસનો બહુ વધી પડ્યાં છે. શું હજી તમારી તૃપ્તિ થઇ નથી

કે તમે અનાથ બાળવિધવાની પાયમાલી કરવા ઇચ્છો છો?" તે અતિશય સંતાપથી બોલ્યો "દેવેંદ્ર, આ તરફ જો. તું એટલો પાપી, નષ્ટ, અને ભ્રષ્ટ,—ટુંકામાં તું એવો હરામખોર થઈ ગયો છે કે હવે તારી સાથે મિત્રના રાખવી એ સાવ મૂર્ખાઈ છે.

સુરેન્દ્ર આ શબ્દો એટલા આવેશથી બોલ્યો કે તે સાંભળી દેવેન્દ્ર તો ગેંગેંફેંફેં થઇ ગયો, અને તે બોલ્યો 'મિત્ર, મારા પર ગુસ્સો કરીશ મા, મારૂં મન જ મારે સ્વાધીન નથી, ત્યારે હું શું કરૂં? એ સ્ત્રીને પ્રાપ્ત કરવા સિવાયની બીજી સર્વ વાતને હું લાત મારીશ. મેં પ્રથમ જ્યારથી તેને તારાચરણના ઘરમાં જોઇ ત્યારથીજ હું તેના મોહપાશમાં લુબ્ધ થઇ ગયો છું. એવું રૂપ તો ક્યાં પણ દ્રષ્ટિગોચર થતું નથી. જેમ એકાદ જ્વર–પીડિત મનુષ્ય પાણીને માટે વ્યાકુળ થાય છે, તે પ્રમાણે હું તેને જોઇને કામથી વ્યાકુળ થઇ ગયો છું. તેનો મેળાપ કરવાને માટે મેં કેટલો બધો વલોપાત કર્યો છે તેનું મારાથી વર્ણન પણ થઈ શકે એમ નથી. પરંતુ હજી સુધી તેમાં મને સફળતા પ્રાપ્ત થઇ નથી. આ વૈષ્ણવી વૈરાગિનીને વેશે જ્યારે હું તેની પાસે ગયો ત્યારેજ માત્ર તેનો મેળાપ કરી શક્યો. ખરેખર! તે એક સુશીલ સ્ત્રી છે."

"જ્યારે તે સુશીલ છે ત્યારે તારે ત્યાં જવાનું શું પ્રયોજન?"

"ફક્ત તેના મુખનું દર્શન કરવાને માટેજ હું ત્યાં જાઉં છું. મારો અન્ય કોઈ પણ હેતુ નથી. અહાહા! તેની સાથે બોલવાથી, તેની સમક્ષ ગાવાથી અને તેનું દર્શન કરવાથી મારા મનને કેવો સંતોષ થાય છે તે હું તને શી રીતે કહી શકું?"

સુરેન્દ્ર બોલ્યો "જો, હું તને સત્ય વાત સ્પષ્ટ કહું છું. ઠઠ્ઠા મશ્કરી સમજીશ નહિ. જો આ ખરાબ ટેવ તું આજથી છોડી દેશે નહિ તો હું તારી સાથે મૈત્રિ રાખીશ નહિ તેમજ બીજો કોઈ પણ પ્રકારનો વ્યવહાર રાખીશ નહિ. અને હું તને આ કહી રાખું છું

કે આજ પછી હું તારો વૈરી થઇશ."

સુરેન્દ્ર! આ જગતમાં મારો ખરો મિત્ર માત્ર તુંજ એકલો છે. તારૂં મન દુભાવવા કરતાં મારી અર્ધી દોલત જાયતો તે સહન કરવાને હું તૈયાર છું. તથાપિ હું કબુલ કરૂં છું કે કુંદાને મેળવવાની આશાનો પરિત્યાગ કરવા કરતાં તારો ત્યાગ હું ખુશીથી કરીશ."

"ત્યારે તો એમજ નક્કી કે અત્યાર પછી હું તારી સંગતિ કદિ પણ કરીશ નહિ. બસ એજ મારો નિશ્ચય થઇ ચૂક્યો છે."

આ પ્રમાણે બોલી સુરેન્દ્ર ખિન્ન વદન કરી ત્યાંથી ચાલ્યો ગયો. દેવેંદ્રને પણ પોતાનો એક મિત્ર ઓછો થયો તેટલા માટે દુઃખ તો થયું અને તે કેટલીક વાર સુધી ચિંતાતુર થઈ બેસી રહ્યો. તેને ઘણો પશ્ચાત્તાપ થયો. પરંતુ અંતે તે બોલ્યો "અંઃ! છો ગયો તો! આ જગતમાં બીજાની કાળજી રાખનાર કોણ છે? જેને માથે પડે તેજ સહન કરે છે."

ત્યાર પછી તેણે ફરી એક વાર કાચપાત્ર મદ્યથી ભર્યું અને એક ક્ષણમાં તેને ગટગટાવી ખાલી કરી મૂક્યું. તે મદ્યના અમલથી તેનું અંતઃકરણ તરતજ આનંદમય બની ગયું. તેને એટલો બધો નશો ચડી ગયો કે તેણે પોતાની આંખ મીંચી દીધી અને તે જંગલી ગાયનો આરડતો આમતેમ નાચવા લાગ્યો. થોડીવારે બહારથી તેના ગાયનનો ઉત્તર કોઇ આપતું હોય એમ તેને જણાયું. બહારથી અવાજ આવતો સાંભળી દેવેંદ્ર મોટેથી ઘાંટો પાડીને બોલ્યોઃ "તું કોણ છે? ભૂત કે ડાકણ? છે કોણ?"

એટલામાં એક સ્ત્રી હાથની બંગડી બજાવતી ખખડાવતી ઘરમાં આવી. તે જઇને દેવેન્દ્રની પાસે બેઠી.

આ હીરા હતી; તેનો પોશાક છેક સાદો હતો. સાદાં વસ્ત્ર, હાથમાં ચાર ચાર બંગડીઓ અને ગળામાં સુતરના દોરા વતી બાંધેલું

એક સોનાનું તાવીજ હતું. તેણે પગમાં સાંકળાં પહેર્યાં હતાં, તેને આખે શરીરે અત્તરનો સુવાસ પ્રસરી રહ્યો હતો.

દેવેંદ્ર આ ડાકણના મુખ પાસે દિવો લઇ ગયો અને તેને બરાબર નિહાળીને જોઈ. પરંતુ તે તેને જલદી ઓળખી શકયો નહિ. તે ધીમેથી બોલ્યોઃ

"તું કોણ છે ? કયાંથી આવી છે ?" ત્યાર પછી તે બીજી તરફ દિવો લઇ જઇને બોલ્યો "તું વંત્રી છે !" અંતે તેના પગમાં ઉભા રહેવાની શક્તિ રહી નહિ તેથી તે બોલ્યો "આજે તું જતી રહે. આવતી અમાસની રાત્રે હું તારી યથાયોગ્ય પૂજા કરીશ, જા."

આ શબ્દો સાંભળી તે ડાકણ (હીરા) હસીને બોલી "વૈષ્ણવી માજી ! આપની પ્રકૃતિ તો સારી છે ને ?"

દેવેન્દ્ર દારૂની ઝુમમાં બોલ્યો "અહો, તું નગેન્દ્રના ઘરની વંત્રી હોય એમ લાગે છે." તે પુનઃ તેના મુખ આગળ દિવો લઇ ગયો અને તેની આસપાસ બે ચાર વાર તે દીપક ફેરવી તેને બરાબર નિહાળીને જોઇ. છેવટે દિવો નીચે મૂકી દઈ તે બોલ્યો "ખરેખર ! હું તને ઓળખું છું. મેં તને કયાંક જોઇ છે."

"વાહવા ! વાહવા ! ખૂબ કરી ! બહુ સારી વાત છે ! હીરાનો જય જયકાર થાઓ !" આ પ્રમાણે ત્રણ વાર બોલી તે આનંદાવેશમાં પોતાની ઓરડીમાં આમથી તેમ નાચવા લાગ્યો.

પછી તેણે હીરાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને એક હાથમાં મદ્યપાન લઇ તેને અનુલક્ષીને પ્રેમગીતો ગાવા લાગ્યો.

હીરાને પાકી સમજ પડી ગઇ હતી કે વૈષ્ણવી વૈરાગિની અને દેવેન્દ્ર એકજ વ્યક્તિ છે. પરંતુ દેવેંદ્ર નગેંદ્રને ઘેર શા ઉદ્દેશથી આવ્યો હતો તે સમજી શકી નહોતી. અને એ જાણવાને માટેજ ખાસ તે દેવેંદ્રને ઘેર આવી હતી. તેને ઘેર એકલી આવવાની હિમ્મત

માત્ર તેનામાંજ હતી.

તે દેવેંદ્ર પ્રત્યે બોલી "હું શા ઉદ્દેશથી અહીંઆં આવી છું એ આપ જાણો છો ? ગઇ કાલે અમારા શેઠના ઘરમાં એક ચોર દાખલ થઇ મોટી ચોરી કરીને નાસી ગયો છે તે ચોરને પકડવાને માટે હું અહીંઆં આવી છું."

"તમે કહો છો તે વાત સત્ય છે હુંજ તમારા શેઠના ઘરમાં ચોરી કરવાને ગયો હતો પરંતુ કાંઇ હીરામાણેકના અલંકારો અને દ્રવ્ય ચોરવાનો મારો ઇરાદો નહોતો. હું તો માત્ર પુષ્પ લાવવાને માટે જ ગયો હતો."

"તે પુષ્પ કયું ? કુંદા પુષ્પ જ કેની ?"

"વાહવા ! વાહવા ! હા, હા, તેજ, તેજ તે કુંદાજ. કુંદા દેવીકી જય ! કુંદાદેવીકી જય ! કુંદાદેવીકી જય ! તે દેવી અતિ પૂજ્ય છે !"

હીરા બોલી 'હું કુંદાની પાસેથીજ આવી છું, સમજ્યા ?"

"વાહવા ! બહુ સારૂં થયું ! બોલ, બોલ, બોલ, સત્વર બોલ તેણે તારી સાથે શું સંદેશો કહાવી મોકલ્યો છે ? હા, હવે હું સમજ્યો ! તે શા માટે સંદેશો ન મોકલે ? આજ ત્રણ વર્ષ થયાં તેની સાથે મને પ્રીતિ થઇ છે."

આ શબ્દો સાંભળી હીરાને બહુજ આશ્ચર્ય લાગ્યું પરંતુ તે હજી પણ દેવેંદ્ર કનેથી વધુ હકિકત કઢાવવાનો ઇરાદો રાખતી હતી. તેથી તે બોલી "આપની પ્રીતિ તેના પર ત્રણ વર્ષ થયાં ચોંટી છે એ વાત મને વિદિત નહોતી. તેના પર તમારી પ્રીતિ કેવા પ્રસંગથી થઇ ?"

"પ્રસંગ કાંઇ મોટો કે આશ્ચર્યકારક નથી. તારાચરણની સાથે મારે દોસ્તી હોવાથી મેં તેને કહ્યું કે 'તારી પત્ની સાથે એક વખત મને મુલાકાત કરાવી આપ.' તેણે મારી માંગણીનો સ્વીકાર કર્યો

અને તે પ્રમાણે કર્યું. જ્યારથી તેની સાથે મને મુલાકાત થઇ ત્યારથીજ તેના પર મારી પ્રીતિ ચોંટી છે."

"પછી શું થયું ?" હીરાએ પ્રશ્ન કર્યો."

"ત્યાર પછી ઘણા દિવસ સુધી તારી શેઠાણીની ઈતરાજીને લીધે મેં તેનું દર્શન કર્યું નહોતું. પરંતુ આખરે વૈષ્ણવી વૈરાગિનીનો વેશ ધારણ કરીને મેં તારા શેઠના મહાલયના દરવાજામાં પ્રવેશ કરી તેને જોઇ. છોકરી અતિ બીકણ છે. તે મુખમાંથી શબ્દજ કાઢતી નથી. પરંતુ આજે તો યુક્તિ પ્રયુક્તિઓ લડાવી મેં તેના પેટમાં પેસી તેની સાથે વાર્તાલાપ કર્યો. આથી હવે મારો ઉદ્દેશ પાર પડશે એવી મારી ખાત્રી થઇ છે. હું અવશ્ય તેને વશ કરીશ. મારૂં નામ દેવેંદ્ર છે. અન્યનાં અંતઃકરણ કેવી રીતે જીતી લેવાં તે તારે શીખવું હોય તું મારી પાસેથી શીખ."

હીરા બોલી "હવે ઘણું મોડું થઇ ગયું છે, માટે હું આપની રજા લઉં છું." આમ કહી તે મંદ હાસ્ય કરીને ઉઠી અને ચાલતી થઈ. દેવેંદ્ર મદ્યની ધૂનમાં તેમ ને તેમ પડી રહ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં હીરા નગેંદ્રને ઘેર ગઈ અને દેવેંદ્રની સર્વ હકિકત સુર્યમુખીને કહી સંભળાવી. ત્રણ વર્ષ થયાં તેણે કુંદા પર કરેલી પ્રીતિ; તેની પ્રાપ્તિને માટે તેણે લીધેલો વૈષ્ણવી વૈરાગિનીનો વેશ, વગેરે સર્વ હકિકત તેણે કહી દીધી. તે સાંભળીને સૂર્યમુખીની સૌમ્ય મુદ્રા પણ ક્રોધથી એકદમ લાલ બની ગઈ અને તેના કપાળ પર કારમી કરચલીઓ દેખાઇ.

કમલાએ પણ હીરાના મુખથી આ સર્વ હકિકત સાંભળી.

પછી સૂર્યમુખીએ કુંદાને તેડી લાવવાને માટે એક દાસીને મોકલી. જ્યારે તે આવી ત્યારે તેણે તેને કહ્યું "કુંદા! પેલી વૈષ્ણવી વૈરાગિની કોણ હતી ? તે વાતની પાકી ખબર મેં કઢાવી છે અને તે તારો યાર છે એમ પાકે પાયે મારા જાણવામાં આવ્યું છે. આ

પરથી તારો ખરો સ્વભાવ કેવો છે તે હું જાણી ગઇ છું. તારા જેવી સ્ત્રીને અમે અમારા ઘરમાં રહેવા માટે જગ્યા આપતાં નથી. માટે આજે ને આજે તું આ ઘરમાંથી નીકળ. નહિ તો હીરા તને લાકડીના સપાટા મારી, ચોટલો પકડીને બહાર કાઢશે."

આ શબ્દો સાંભળી કુંદા થર થર કંપવા લાગી. તેના સર્વાંગે પ્રસ્વેદ છૂટયો અને તેને મૂર્છા આવી. તે જમીન પર પડવાની તૈયારીમાં હતી એટલામાં કમળાએ તેના તરફ જોયું અને તરતજ હીરાએ તેનો હાથ પકડી બચાવી. તે તેને તેની ઓરડીમાં મૂકી આવી.

ઓરડીમાં ગયા પછી કેટલીક વારે કુંદા શુદ્ધિમાં આવી; કમળાએ વિવિધ પ્રકારે તેને સમજાવી અને તેને કહ્યું "કુંદા! સૂર્યમુખી ગમે તેમ બોલી હોય પરંતુ હું તેનો એક પણ શબ્દ સત્ય માનતી નથી. માટે તું તારા દિલમાં જરા પણ ડર રાખીશ નહિ."



## પ્રકરણ ૧૦ મું.

મધ્ય રાત્રિ વીતી ગઈ છે. ઘરમાંનાં સર્વ માણસો ભર નિદ્રામાં પડ્યાં છે. ક્યાંય પણ હાલચાલ દેખાતી નથી. આ સમયે કુંદાએ ધીમેથી પોતાની ખોલીનું દ્વાર ઉઘાડયું અને પગલાંનો જરાપણ અવાજ કર્યા વિના તે બહાર નીકળી.

તે સત્તર વર્ષની યુવતિએ ફક્ત એક સાડી અને એક ચોળીભેર નિબિડ અંધકારમાં સૂર્યમુખીના ઘરનો ત્યાગ કર્યો અને મોટું મન કરી તેણે એકલીએ આ અગાધ જગત રૂપી સમુદ્રમાં ભૂસ્કો માર્યો. આજ સુધી કુંદાએ કદિ પણ ઘરની બહાર પગ મૂકયો નહોતો. આથી ઘરની બહાર નીકળ્યા પછી કયે રસ્તેથી ક્યાં જવું તેની તેને સમજ પડતી નહોતી.

મહાલયની છાયા લાંબે સુધી પડી હતી; આથી તેને બરાબર માર્ગ સુઝતો નહોતો. તે અંધારામાં માર્ગ કરવાની આશાથી ઘણી વાર સુધી આમ તેમ ભટકી ત્યારે તેને સ્મરણ થયું કે નગેંદ્રની ખોલીમાં દિવો હમ્મેશાં બળતો રહે છે. નગેંદ્રની ખોલી ક્યાં હતી તે તે સારી પેઠે જાણતી હતી. અને બીજું કાંઈ ન બને તો તેની ખોલીમાંનો પ્રકાશ પણ પેટ ભરીને જોવો એવો વિચાર કરી તે તે તરફ ચાલવા લાગી.

તે ખોલીની કાચની બારીઓ બંધ હતી, પરંતુ તેમાંથી પ્રકાશ

સ્પષ્ટ રીતે દેખાતો હતો. પતંગ વગેરે જીવ જંતુઓ બહારથી દીપકની પાસે જવાના પ્રયત્ન કરતાં હતાં, પરંતુ કાચની બારીઓ તેમની આડે આવતી હતી, આથી તેઓ અંદર પ્રવેશી શકતાં નહોતાં. કુંદાને આ જંતુઓની ઘણીજ દયા આવી.

કુંદાની પ્રકાશલુબ્ધ આંખો દીપક તરફ એક સરખી લાગી રહી હતી. તે દીપકના પ્રકાશની તરફથી પોતાની દ્રષ્ટિ બીજી તરફ ફેરવી શકતી નહોતી. તેના તરફ એક સરખી રીતે જોઇ રહેવાને માટે તે પાસે આવેલા એક લીમડાના વૃક્ષની નીચે બેઠી. આસપાસ જીવ જંતુઓ ઉડતાં હતાં તેની તરફ પણ હવે તે કદિ કદિ પોતાની દ્રષ્ટિ ફેંકવા લાગી. આકાશમાં કાળાં વાદળાં એકની પાછળ એક એ પ્રમાણે ચાલતાં હતાં. વચ્ચે વચ્ચે કોઇ કોઈ તારા દ્રષ્ટિગોચર થતા હતા.

મહાલયની ચારે તરફ ગગન પર્યંત ઉંચાં ગયેલાં વૃક્ષો આવી રહ્યાં હતાં. રાત્રિને સમયે તેમના ભયંકર આકાર જોવાથી જાણે તે ભૂતોજ છે કે શું ? એવો ભાસ થતો હતો. પવનની લ્હેરકી આવતાં વૃક્ષનાં પાંદડાં હાલીને તેનો મંદ ધ્વનિ થતો તેથી આ ભૂતો પોતાની પિશાચ ભાષામાં કુંદાનાં મસ્તક પર અરસપરસ કાંઈ વાતો કરે છે કે શું એમ લાગતું હતું. મહાલયની કેટલીક બારીઓ પવનના સપાટાથી દિવાલની સાથે અફળાતી હતી. મહાલયની ટોચ પર કેટલાંક ઘુવડો આવી બેઠાં હતાં અને ભયંકર નાદ કરતાં હતાં.

કોઇ કોઇ વખત ગામનાં કુતરાંઓ બીજાં અન્ય પ્રાણીઓને જોઇને ભસતાં હતાં અને તેની પાછળ દોડતાં હતાં. કોઇ કોઇ વાર ઝાડની સુકી શાખાઓ પાંદડાં વગેરે પવનથી તૂટી પડતાં અને ટપ એવો મંદ ધ્વનિ કરતાં. ત્યાંથી થોડા અંતર પર નાળીયેરીનાં વૃક્ષોનાં ઝુંડનાં ઝુંડ રૂવાબભેર પવનથી હાલતાં હતાં. મધ્યે મધ્યે તાડ વૃક્ષોનાં મોટાં પાંદડાંનો ખડખડાટ કર્ણગોચર થતો હતો.

નગેંદ્રની ખોલીમાંનો પ્રકાશ બહાર નીકળી જક્ષો પર પડયો હતો. જંતુઓના સમુહ આવીને બારીઓના કાચની સાથે અથડાતા હતા અને નિરાશ થઇને પાછા ફરતા હતા, કુંદા આ સર્વ ચમત્કારી દશ્ય જોતી ત્યાંજ બેસી રહી.

એટલામાં ચડપ દઇને એક બારી ઉઘડી અને દિવાના પ્રકાશમાં એક પુરૂષની મૂર્તિ દેખાઇ. આહાહા ! આ મૂર્તિ જોઈને કુંદાને કેટલો બધો આનંદ થયો. તે નગેંદ્રનીજ મૂર્તિ હતી..

નગેંદ્ર ! જો તને કુંદ પુષ્પ પ્રાપ્ત થાય તો તારા મનની કેવી અવસ્થા થાય વારૂ ? તને બારી આગળ ઉભેલો જોવાથી તેના હૃદયમાં જોરથી ધબકારા થાય અને તે ધબકારા તારા સાંભળવામાં આવે તો તારા મનની સ્થિતિ કેવી થાય વારૂ ! તે ધબકારા સાંભળ્યા છતાં તું એક બાજુ ખસી જાય તો શું કુંદાનું સર્વ સુખ નાશ પામ્યું છે એમ લાગે ?

નગેંદ્ર ! હમણાં પ્રકાશથી તું થોડો દૂર છે; માટે તું કુંદાની દૃષ્ટિએ બરાબર પડે એવી રીતે દીપક મૂક. જો, કુંદા અતિ રાંકડી અને અધીરી છે ! તું તેજ દશામાં થોડી વાર ઉભો રહે કે જેથી કુંદા તને પોતાના મનની તૃપ્તિ થાય ત્યાં સુધી જુએ. નગેંદ્ર ! સાંભળ. જો, ઘુવડો ભયંકર શબ્દ બોલે છે. જો તું એ સ્થળેથી જરા પણ દૂર જશે તો કુંદા અતિ ગભરી બની જશે.

પણે જો. આકાશમાં પવનના સપાટાથી વાદળાં એક બીજા સાથે અથડાય છે, થોડીવારમાં વૃષ્ટિ થશે. તો પછી કુંદાનાં શરીરનું સંરક્ષણ કોણ કરશે ? તેને કયાં આશ્રય મળશે ! તેં બારી ઉઘાડી છે તેથી હજારો જીવ જંતુઓ તારી ખોલીમાં પ્રવેશી ગયાં છે. કુંદા પોતાના મનમાં બોલે છે " જો મારાં સદ્દભાગ્ય હોય અને મેં પુણ્ય કર્યાં હોય તો મને આવતો જન્મ જંતુનો મળજો." કુંદા ધારે

એ રીતે જીવ જંતુઓને નગેંદ્રની ખોલીમાં જવાનો માર્ગ

મળે છે તેવી રીતે જંતુનો અવતાર મળવાથી મને પણ ત્યાં જવાનો માર્ગ મળશે. હવે હું દુઃખથી દબાઇ ગઈ છું, તો મારું મરણ શા માટે થતું નથી ? જો એક વાર આ જીંદગીમાંથી છૂટકો થાય તો તરત જંતુનો અવતાર મળે ! '

હવે બારી પુનઃ બંધ કરીને નગેંદ્ર ખોલીમાં અદ્રશ્ય થઈ ગયો. હે દુષ્ટ ! હે કૃતઘ્ન ! તેં કેવો અપરાધ કર્યો છે ? રાત્રિએ જાગરણ કરવાનું તને કાંઇ પ્રયોજન નથી. જા ઉંઘ ! કુંદા મરે છે; મરવા દે તેને. તને દુઃખમાંથી મુક્ત કરવાને માટે તે આનંદપૂર્વક મરણ પામશે. હવે બારીમાંથી પ્રકાશ આવતો બંધ થયો.

છેવટે કુંદા છેક નિરાશ થઇને બારી તરફ જોતી અને આંખ લૂછતી લૂછતી ત્યાંથી ઉઠી અને સામેનાજ માર્ગે ચાલવા લાગી, તે રસ્તે ચાલતી હતી તે વખતે પવનથી ઝાડનાં પાંદડાં ખડખડ અવાજ કરતાં હતાં, તે જાણે 'તું ક્યાં જાય છે ?' એવો પ્રશ્ન તેને ન કરતાં હોય તેવો ભાસ થતો હતો. તાડપત્રોનો ખરખર અવાજ પણ જાણે તેજ પ્રશ્ન કરતો હોય એમ જણાતું હતું. ઘુવડોનો ભયંકર નાદ પણ તેજ પ્રશ્ન પૂછતો હતો. બિચારી ગાંડી જેવી કુંદાએ એક વાર પુનઃ તે બારી તરફ દ્રષ્ટિ ફેંકી અને તે ચાલતી થઇ.

હે પાષાણ હૃદય સૂર્યમુખી ! ઉઠ ! તેં આ શું અનર્થ કર્યો છે તેનો વિચાર કર, અને તારા ગૃહનો ત્યાગ કરી જનાર કુંદાને પાછી બોલાવી આણ.

કુંદા ઘણે દૂર નીકળી ગઇ. આકાશમાં પુનઃ વાદળાં દોડાદોડ કરવા લાગ્યાં અને સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું.

તરતજ મેઘગર્જના થવા લાગી અને વિદ્યુત્ પણ ચમકારા કરવા લાગી. ખૂબ પવન વાયો અને જલવૃષ્ટિ થવાની તૈયારી થઇ કુંદા ! કુંદા ! તું ક્યાં ચાલી જાય છે ?

પ્રચંડ પવન છૂટયો; પ્રથમ પવનનો સૂસવાટો થયો અને ચારે તરફ ધૂળજ ધૂળ થઇ રહી. પવનના સપાટાથી વૃક્ષ નીચે તૂટી પડયાં. ઝરમર ઝરમર વર્ષાદ થવા લાગ્યો અને પછી એકદમ મૂશળધાર વૃષ્ટિ થવા લાગી. કુંદા તું માત્ર એકજ સાડી ભેર કયાં જાય છે ?

વિદ્યુત્ ચમકતી હતી. હવે એક ઝુંપડી દ્રષ્ટિગોચર થવા લાગી. આ ઝુંપડીની ભીંત માટીની હતી અને તેનું છાપરૂં તાડપત્રોનું બનાવવામાં આવ્યું હતું. કુંદા આ ઝુંપડીની પાસે આવીને તેનાં બારણાંની સાથે અઢેલીને બેઠી. એટલે અવાજ સાંભળી તે ઝુંપડીની માલિક જાગ્રત થઈ, પરંતુ તેને લાગ્યું કે કદાચ પવનના સપાટાથી પણ એ અવાજ થયો હશે.

પણ દ્વારની અંદરની બાજુએ નજીકમાંજ એક કુતરો સુતેલો હતો તે જાગ્રત થઇને મોટેથી ભસવા લાગ્યો. આથી તે ઝુંપડીની માલિક બાઈ તરતજ શય્યામાંથી ઉઠીને ઉભી થઇ. તેને લાગ્યું કે કોઇ માણુસ આવ્યું હશે. તેણે ગભરાઈને બારણું ઉઘાડયું. બહાર એક રંક સ્રીને ઉભેલી જોઇને તેણે પૂછયું: “અહીં કોણ ઉભું છે ?”

ઉત્તર કાંઇ પણ મળ્યો નહિ.

પુનઃ તેણે પ્રશ્ન કર્યો “બાઈ, તું કોણ છે ?”

કુંદા બોલી “બ્હેન ! ભારે તોફાન થયું છે, તેથી હું અહીં ઉભી છું.”

“શું ? શું ? ફરી બોલ ?”

કુંદા પુનઃ તેના તેજ શબ્દો બોલી.

તે ઝુંપડીવાળીએ અવાજ ઓળખી તેને ઘરમાં લીધી. કુંદા વર્ષાદમાં ભીંજાયેલી હોવાથી થર થર કાંપતી હતી, તેથી તેની ટાઢ ઉરાડવાને માટે તે ઝુંપડીવાળીએ સગડી સળગાવી તેની આગળ મૂકી. સગડીના પ્રકાશથી કુંદાને જણાયું કે ઝુંપડીની રહેનારી બીજી કોઇ

નહિ, પણ નગેંદ્રની દાસી હીરાજ છે.

હીરાએ કુંદાની બહુ સારી બરદાસ્ત કરી. તેણે એને બદલવાને માટે બીજાં વસ્ત્રો આપ્યાં અને તેને એક સ્વચ્છ પથારી સુવાને માટે આપી. પછી તે બોલી "તું દુઃખમાંથી મુક્ત થવાને માટે નગેંદ્રના ઘરમાંથી નીકળી છે એ વાત હું જાણું છું. તું જરા પણ ડરીશ નહિ હું આ વાત કોઇને પણ કહેનાર નથી. તું સુખેથી બે દિવસ મારા ઘરમાં રહે."

હીરાની ઝુંપડોની આસપાસ ઉંચી દિવાલ હતી અને આ દિવાલની અંદરના ભાગમાં બે નાની ઝુંપડીઓ હતી. તેમાં જે ઓરડીઓ હતી તેની ભીંત પર પુષ્પો, પક્ષિઓ તથા દેવોનાં સુંદર ચિત્રો ચિતરેલાં હતાં. તે ઝુંપડીના આંગણામાં મોટા મોટા તાંદળજાની ભાજીના છોડ ઉગેલા હતા અને તેની આસપાસ ગુલાબ, મોગરા વગેરે પુષ્પ વૃક્ષો આવી રહ્યાં હતાં. નગેંદ્રના માળીએ પોતાના શેઠના બાગમાંથી આ છોડવાઓ આપ્યા હતા. આના બદલામાં હીરા માળીનો હુક્કો ભરી આપતી.

જે બે ઝુંપડીઓ વપરાશમાં હતી તેમાંની એકમાં હીરા પોતે સુતી હતી અને બીજીમાં તેની દાદી સુતી હતી. આથી હીરાએ પોતાની ઝુંપડીમાંજ કુંદાને માટે પથારી પાથરી હતી. કુંદા તે પર સુતી ખરી. પરંતુ તેને નિદ્રા આવી નહિ. ત્યાં ગુપ્ત રહેવાનો તેનો વિચાર હતો, તેથી તેણે હીરાને કહ્યું કે: "કાલે સવારે તું કામ પર જાય ત્યારે આ ખોલીનાં દ્વારને તાળું દેતી જજે; જેથી હું તારી દાદીની દ્રષ્ટિએ પડું નહિ."

હીરાએ કહ્યું "વારૂ."

બીજે દિવસે સવારે જ્યારે હીરાની દાદી સ્નાન કરવાને માટે નદીએ ગઇ ત્યારે હીરાએ ખોલીનું તાળું ઉઘાડી કુંદાને ન્હવરાવી જમાડી દીધી. તે કામ થયા પછી પાછું તે ખોલીને તાળું મારી

હીરા પોતાને કામે ગઇ. રાત્રે તે પાછી આવી અને આગલા દિવસની પેઠે બિછાનાં પાથરીને બન્ને જણ સુઇ રહ્યાં.

કુંદા અને હીરા પોતપોતાની જુદી પથારીઓ પર સુતી હતી. એટલામાં દ્વારની બહારની કડીનો ખડખડ અવાજ થયો. આ અવાજ સાંભળી હીરાને બહુ આશ્ચર્ય લાગ્યું. ચોકી કરનારા સિપાઇઓ કોઇ કોઈ વખત 'સાવધ રહેજો' એવી સૂચના કરવા માટે કડી ખખડાવતા ખરા પરંતુ તે લોકો આવી ધીમી રીતે કદિ ખખડાવતા નહોતા.

અવાજ સાંભળીને હીરા ઉઠી અને બહાર નીકળીને જોવા લાગી તો એક સ્ત્રી ઉભી હતી. તેને જોઇને હીરા ગાભરીજ બની ગઈ. પરંતુ થોડીવારમાં તેને ઓળખીને બોલી "અહો, માલતી કે? બહુ સારૂં થયું. મારો દિ' ઉઘડયો જણાય છે."

માલતી ગોવાલણ દેવીપુરમાં દેવેંદ્રની પડોશમાં રહેતી હતી. માલતી ઘણી આનંદી સ્ત્રી હતી. તેની ઉમ્મર ત્રીસ ઉપરની હતી. અત્યારે તેણે એક આછું વસ્ત્ર પહેર્યું હતું. તેના હાથમાં બંગડીઓ હતી. પાન ખાધેલું હોવાથી તેના હોઠ લાલ બની ગયા હતા. ચ્હેરો સાધારણ રીતે સુંદર હતો. ગાલ પર નાનાં નાનાં લાલ ચાઠાં જણાતાં હતાં. તેનું નાક લાંબું અને કંઈક ચપટું હતું. કપાળ પર અને હાથ પર છુંદણાં પાડેલાં હતાં. તેણે અત્યારે મ્હોંમાં પાનનો ડુચો મારેલો હતો.

માલતી કાંઇ દેવેંદ્રના ઘરમાં દાસી તરીકે નહોતી, તેમજ તેનો એને કાંઇ આશ્રય પણ નહોતો, છતાં પણ જ્યારે તેને કાંઈ કામ સોંપતો ત્યારે તે કરતી ખરી. જે કામ બીજાના હાથે કરાવવા જેવું ન હોય તે કામ તે એને સોંપતો હતો.

એને જોઇને ધૂર્ત હીરા બોલી "અરે માલતીબાઇ! હમણાં તું શા માટે આવી છે?"

માલતીએ ધીમેથી તેના કાનમાં કહ્યું "દેવેંદ્રે તને બોલાવી છે."

હીરા હસીને બોલી "એમાં તને કાંઇ લાભ થશેજ ને ?"

"તને ફાવે તે તું બોલ પરંતુ તને હમણાં ને હમણાં બોલાવી છે, માટે ચાલ જલદી મારી સાથે."

હીરાના મનમાં જવાની મરજી હતીજ, તેથી તે કુંદા પ્રત્યે બોલી–"શેઠે મને બોલાવી છે, માટે શું કામ છે તે પૂછવાને મારે ત્યાં જવુંજ જોઇએ" આ પ્રમાણે કહી તેણે તે ખોલીમાંનો દીપક બુઝાવી નાંખ્યો અને શરીરને અલંકારોથી સજ્જ કર્યું. પછી હીરા અને માલતી એક શૃંગાર રસનું ગાયન ગાતાં ગાતાં ત્યાંથી બહાર પડ્યાં.

હીરા એકલીજ દેવેંદ્રના દિવાનખાનામાં ગઇ. દેવેંદ્રે જો કે મદ્યપાન કર્યું હતું તો પણ તે છેક ભાન ખોઇ બેઠો નહોતો. હજી તે થોડી શુદ્ધિમાં હતો. હીરાની સાથે આ વખતે તે જૂદીજ રીતે વર્ત્યો. તે તેને 'બેસ' વગેરે કાંઇ ન કહેતાં એકદમ બોલ્યો:—

"મેં તે દિવસે સંધ્યાકાળે એટલો બધો અમલ કીધો હતો કે તું શું બોલી હતી તે હું લેશ પણ સમજ્યો નહોતો. તે દિવસે રાત્રિને સમયે તું શા માટે આવી હતી તેજ પૂછવાને માટે મેં આજે તને તેડવાને માણસ મોકલ્યું હતું. તે વખતે તેં મને કહ્યું હતું કે 'મને કુંદાએ મોકલી છે,' પરંતુ બીજી વાત મને સાંભરતી નથી. વારૂ, તેણે તારી સાથે શું સંદેશો મોકલ્યો હતો ? મને લાગે છે કે તે વખતે હું શુદ્ધિમાં નહોતો, તેથી તેં તેની કહેલી બીજી વાત મને કહી નહોતી. માટે હમણાં તે મને કહે."

"તેણે મારી સાથે કાંઇ પણ સંદેશો મોકલ્યો ન હતો." હીરા બોલી.

"ત્યારે તું શા માટે આવી હતી ?"

"હું આપનાં દર્શન કરવાને આવી હતી, બીજું કાંઇ કારણ નહોતું."

આ સાંભળી દેવેંદ્રને હસવું આવ્યું. પછી તે બોલ્યો "હીરા,

તું ખરી ચતુર સ્ત્રી છે, હં! નગેંદ્રને આવી ચતુર દાસી મળી તે માટે ભાગ્યશાળીજ માનવો જોઇએ; કુંદાએ તને મોકલી હતી એ વાત સાચી નથી, પણ ઢોંગ માત્ર છે. તું વૈરાગિનીની તપાસ કરવાને માટે આવી હતી. વૈરાગિનીનો વેષ ધારણ કરવામાં મારો શો હેતુ હતો તે તું સમજી ગઈ છે. હું નગેંદ્રને ઘેર શા માટે ગયો હતો તેની તપાસ કરવાને માટે તું અહીંઆં આવી હતી. અને તેં તારો હેતુ થોડે ઘણે અંશે સાધ્ય પણ કર્યો છે. જો, મારો ઉદ્દેશ ગુપ્ત રાખવાનો મને બિલકુલ વિચાર નથી. તેં તારા સ્વામીનું કાર્ય બજાવ્યું અને તે માટે તને ઇનામ પણ મળ્યું છે, એમાં જરા પણ સંશય નથી. હવે મેં પણ તારે માટે એક કામ કાઢ્યું છે. આ કામ જો તું સંપૂર્ણ રીતે પાર પાડશે તો હું પણ તને ઉત્તમ બક્ષિસ આપીશ."

દેવેંદ્રની માંગણી સાંભળતાંજ હીરાના ડોળા લાલચોળ થઇ ગયા અને ક્રોધથી તેના હોઠ થરથર કંપવા લાગ્યા. દેવેંદ્ર બોલતો બંધ થયો એટલે તે ઉઠી અને બોલી:—

"તમે મને દાસી સમાન ગણી આ કામ સોંપ્યું છે. હવે એનો ઉત્તર આપવાની મારામાં શક્તિ નથી. હું મારા શેઠને આ વાત કહીશ એટલે તેઓ પોતેજ એનો ઉત્તર આપને આપશે."

આ પ્રમાણે કહીને તરતજ તે ઘરમાંથી બહાર નીકળી ચાલી ગઇ.

દેવેંદ્ર કેટલોક વખત સુધી મનમાં ને મનમાં ગુંચવાયો અને ઘણો ગભરાયો. પછી જીવને કાંઇક આરામ આપવાના ઉદ્દેશથી તેણે પુનઃ સુરાદેવીની ઉપાસના કરી અને તેની ધૂનમાં તે ગાયન ગાવા લાગ્યો.



# પ્રકરણ ૧૧ મું.

બીજે દિવસે હીરા નિયમ પ્રમાણે નગેંદ્રને ત્યાં કામે ગઇ. ત્યાં બે દિવસ થયાં કુંદાનો પત્તો લાગતો નહોતો તેથી ભારે ગરબડ મચી રહી હતી. કુંદાએ ક્રોધના આવેશમાં નગેંદ્રના ઘરનો ત્યાગ કર્યો એ વાત ઘરનાં નાનાં મોટાં સર્વ માણસો જાણી ગયાં હતાં, તેમજ કેટલાંક પાડોશીઓએ પણ એ વાત જાણી હતી.

નગેંદ્રે તો માત્ર એટલુંજ જાણ્યું હતું કે કુંદા ઘરમાંથી નીકળીને ચાલી ગઇ છે. પરંતુ નીકળીને ચાલી જવાનું કારણ શું તે તેને કહ્યું નહોતું. તેણે એમ માન્યું કે મેં એને જે વાત કહી તેથી હવે આ ઘરમાં રહેવું ઉચિત નથી એમ ધારીને તે અહીંથી નીકળી ગઈ હશે. "પરંતુ જો એમ હોય તો તે કમળાની સાથે કલકત્તે શા માટે ગઇ નહિ ?"

નગેંદ્રનો સ્વભાવ હમણાં હમણાં ઘણો ક્રોધી બની ગયો હતો તેથી તેની પાસે જવાની કોઇની હામ ચાલતી નહોતી. સૂર્યમુખીના હાથથી કાંઇ અપરાધ બન્યો હોય એમ તે ધારતો નહોતો. તેણે ઘણા દિવસ થયાં એની સાથે બોલવાનો વ્યવહાર છોડી દીધો હતો, તેથી કુંદા સંબંધી કોઇપણ વાતચિત તેની સાથે કરી નહિ. માત્ર તેણે એક દાસીને મોકલીને પાડોશનાં ઘરોમાં કુંદાની શોધ કરાવી.

કુંદા ઘર છોડી ચાલી ગઇ એથી સૂર્યમુખીને પણ ઘણું દુઃખ

થયું. અને જ્યારે કમળાએ ખાત્રીપૂર્વક જણાવ્યું કે દેવેંદ્રના બોલવા પર વિશ્વાસ રાખવો ઉચિત નથી ત્યારે તો ખાસ કરીને સૂર્યમુખીને ઘણુંજ દુઃખ થયું. ગયા ત્રણ વર્ષ દરમ્યાન દેવેંદ્રને નગેંદ્રના ઘર સાથે કશો સંબંધ ન હતો. છતાં તેની વર્તણુંક પ્રગટ થયા વિના રહી નહિ, અને વળી કુંદાનું વર્તન એવું હતું કે તેના પર શંકા લાવવાને જરા પણ અવકાશ નહોતો. દેવેંદ્ર તો પક્કો દારૂબાજ છે અને તે અસત્ય બોલે એમાં કાંઈ શક નથી એવો વિચાર આવતાં સૂર્યમુખીનું દુઃખ બમણું વધી ગયું. વળી તેના પતિની હાલની ઉદાસીનતાને લીધે પણ તેના દુઃખમાં વિશેષ વૃદ્ધિ થઈ. તે કુંદાને પુષ્કળ ગાળો દેવા લાગી. હજારો વાર તેણે પોતાની જાતને ઠપકો આપ્યો. છતાં કુંદાની શોધ કરવાને માટે તેણે કેટલાંક માણસો પણ મોકલ્યાં.

આ પ્રકારની ગડબડ ચાલી રહી હતી તેથી કમળાએ કલકત્તા જવાનો વિચાર મુલતવી રાખ્યો. તેણે કુંદા ચાલી ગઇ તે માટે કોઇને પણ ગાળો દીધી નહિ, તેણે સૂર્યમુખીને પણ કાંઇ ઠપકો આપ્યો નહિ. તેણે પોતાના ગળામાંથી સુવર્ણનો હાર કાઢયો અને નોકર વર્ગને તે બતાવી બોલી “જે કુંદાને શોધી કાઢી તેને અહીં પાછી તેડી લાવશે તેને હું આ હાર આપીશ.”

હીરાને કુંદા વિષેની સર્વ માહિતી હતી તો પણ તેણે એક શબ્દ પણ પોતાના મુખમાંથી કાઢયો નહિ. કમળાએ બક્ષિસ આપવા માટે જે હાર બતાવ્યો હતો તે દેખી તેનું મન તો જરા લલચાયું પરંતુ તેણે પોતાની લાલચ મનમાં ને મનમાં દાબી દીધી. હીરા પોતાનું સર્વ કામ આટોપી બપોરે પોતાને ઘેર ગઈ અને પોતાની દાદી સ્નાન કરવા બહાર ગઇ હતી તે ગાળામાં તેણે કુંદાને જમાડી દીધી. પછી રાત્રે રોજના નિયમ પ્રમાણે જૂદી જૂદી પથારી પાથરી તે પર સુતી. પરંતુ બન્નેને ઉંઘ આવી નહિ. કુંદા દુઃખને

લીધે જાગતી હતી અને હીરાના મનમાં તેના દુઃખનો વિચાર નિરંતર ઘોળાયા કરતો હતો તેથી તે જાગતી હતી. હીરા એવી પાકી હતી કે કોઈ પણ વિચાર તે બહાર પ્રદર્શિત કરતી નહોતી; મનમાં ને મનમાં રાખતી હતી.

હીરા મનમાં બોલી "હવે આપણે શું કરવું વારુ? ઈશ્વરે મને અનાયાસે આ તક આપી છે. તો તે જાણી બુઝને શા માટે ગુમાવવી? એક તરફ જોતાં જો હું કુંદાને ફરી નગેંદ્રને ઘેર પહોંચાડું તો કમળા મને સુવર્ણહાર ભેટ આપશે અને સૂર્યમુખી પણ કાંઇક ઈનામ આપશે. બીજી તરફ જોતાં જો હું દેવેંદ્રને ત્યાં કુંદાને લઇ જાઉં તો તે પણ મને મોટું ઇનામ આપ્યા વિના રહેશે નહિ. પરંતુ મારાથી તેમ બની શકશે નહિ.

વારુ દેવેંદ્રને એકલી કુંદાજ સ્વરૂપવાન શા માટે લાગે છે? જો મને પણ એના જેવુંજ ખાનપાન, વસ્ત્રાલંકાર અને સર્વ પ્રકારના રાજવૈભવ મળ્યા હોય તો હું પણ એના જેવીજ સુંદર હોઉં. કુંદાના જેવી સાદી ભોળી સ્ત્રી કદિ પણ દેવેંદ્રના ગુણ પારખી શકનાર નથી. કાદવ સિવાય કમળ થતાં નથી. દેવેંદ્રની કામવાસના [illegible] આવવાનું કારણ માત્ર એકલી કુંદાજ છે. અસ્તુ. જેના નસીબમાં જે હોય તે થાય.

પરંતુ હું શા માટે ક્રોધે ભરાઉં છું? હું વિના પ્રયોજનેજ મારા મનને ત્રાસ શા માટે આપું છું? આટલા દિવસ સુધી પ્રેમનો તો હું માત્ર એક શબ્દજ જાણતી હતી. એથી વધુ મહત્વ હું તેને આપતી નહોતી. પરંતુ હવે તેમાં મને કાંઇક રહસ્ય જણાય છે. હું આટલા દિવસ સુધી કહેતી હતી કે "જો કોઇ મારા પર પ્રેમ રાખતો હોય તો ભલે રાખે, હું તો કોઇના પર પ્રેમ કરી શકીશ નહિ." પરંતુ મારૂં ભાગ્ય બોલતું હતું કે "ધીરી બાપુડી! ધીરી! ધીમે ધીમે તને સર્વ સમજાશે." બીજાની ચોરી શોધી કાઢવા જતાં

હું મારૂં અંતઃકરણ ખોઈ બેઠી છું.”

દેવેન્દ્રનો વિચાર આવતાં તે બોલી–“અહાહા! શું તેની બોલવાની છટા! કેવું સુંદર સ્વરૂપ! આ જગતમાં તેના જેવો સ્વરૂપવાન પુરુષ બીજો કોઇ હશે કે? અને તેજ મને કુંદાને આણી આપવાનું કહે છે. એ કામ કરવાને માટે શું તેને બીજું કોઈ મળતું નથી? મને તે વખતે રીસ તો એવી ચઢી હતી કે તેને ત્યાં ને ત્યાંજ એક બે લપડાક ચ્હોંડી કાઢી હોત! કારણ કે હું તેનું મુખ જોવાને અને તેની સાથે વાર્તાલાપ કરવાને માટેજ તેને ઘેર ગઇ હતી. પરંતુ તેનું મન બીજી તરફ લાગેલું હતું, ત્યારે મને ક્રોધ નહિ છુટે વારુ? હું પ્રેમબદ્ધ થઇને ગઈ હતી તેથી તેને એક બે લપડાક ચોઢી કાઢવામાં મને આનંદજ થયો હોત!

“પરંતુ હવે જવા દે એ વાત. એ માર્ગે જવામાં બહુ મોટું જોખમ છે. માટે એવો વિચારજ હવે કરવો નહિ. આ જગત્માં ઘણા દિવસથી હું સુખથી પરાંગમુખ થઇ છું, એમ છતાં પણ હું દેવેંદ્ર ને કુંદાનો મેલાપ થવા દેનાર નથી. તેનું નામ લેતાંજ મારો પિત્તોજ ઉછળી આવે છે. તે તેની દૃષ્ટિએ પણ પડે નહિ એવો બંદોબસ્ત હું કરીશ. પરંતુ એ કેમ થશે? કુંદા જ્યાં પહેલાં હતી ત્યાંજ હું એને મૂકી આવીશ એટલે પછી એનું દર્શન પણ તેને દુર્લભ થઈ પડશે. તે વૈષ્ણવી બનશે કે વાસુદેવ બનશે, પરંતુ તેને દરવાજાની અંદર પેસવાની પરવાનગીજ મળવાની નથી. એટલા માટે કુંદાને ફરી નગેંદ્રને ઘેરજ લઈ જવી એજ માર્ગ ઠીક છે.

વળી મારા મનમાં એક બીજો હેતુ છે. પરંતુ ઈશ્વર તે સાધવા દેશે કે નહિ તે કોણ જાણે. સૂર્યમુખી પર મને એટલો ક્રોધ શા માટે છૂટે છે? તેણે મારૂં કાંઇ પણ બગાડયું નથી. ઉલટું તે મારા પર પ્રેમ રાખે છે અને મારા પર તેની કૃપા પણ ઘણી છે. તો પછી હું તેના પર શા માટે કોપાયમાન થાઉં છું વારૂ?

સૂર્યમુખી સુખમાં છે અને હું દુઃખમાં છું એટલા માટે હું તેના પર ક્રોધિત થતી હઈશ ? કે તે મોટી કૂળવાન છે અને હું હલકી છું તે માટે ? તે સ્વામિની છે અને હું દાસી છું તે માટે હશે ? કોઈ કહેશે કે ઇશ્વરે તેને મોટા કૂળમાં મોકલી તેમાં તેનો શું અપરાધ ? અને તારે તેને શા માટે દુઃખ દેવું જોઇએ ? તો મારો ઉત્તર એ છે કે ઈશ્વર મને દુઃખ દે છે તેમાં મારો શું અપરાધ છે ? તેને દુઃખ દેવાની મારી જરા પણ ઇચ્છા નથી. પરંતુ તેને દુઃખ દેવાથી જો મારૂં હિત થતું હોય તો મારે મારૂં હિત શા માટે ન સાધી લેવું ?

સ્વાર્થ તરફ કોણ દુર્લક્ષ કરે છે ? હાલ મારે પૈસાની ઘણી જરૂર છે. હવે મારે પારકી ગુલામગીરી કરવી નથી. પરંતુ મને પૈસા કયાંથી મળશે ? નગેંદ્રના ઘરમાંથીજ, વળી બીજે કયાંથી ? માટે ત્યાંથી પૈસા કઢાવવાને માટે યુકિત રચવી જોઇએ.

નગેંદ્રનું મન કુંદા પર રીઝા થયું છે એ વાત સર્વને વિદિત છેજ. તેને તેનો ઘણો નાદ લાગ્યો છે. મોટા લોકો જે જે કામ કરવાનું મનમાં આણે છે તે કર્યા સિવાય કદિ પણ રહેતા નથી. વચ્ચે માત્ર સૂર્યમુખીનું વિઘ્ન છે. જો પતિ પત્ની વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થાય તો પછી સૂર્યમુખીને કોઈ પણ માણસ માન આપનાર નથી. હવે જોઉં તો ખરી કે એ ઉભયની વચ્ચે ખટરાગ ઉત્પન્ન થાય છે કે નહિ ?

જો આ આ કાર્ય સાધ્ય થાય તો પછી નગેંદ્રના માર્ગમાં જરા પણ વિઘ્ન રહેશે નહિ. હાલ તો કુંદા છેક આવી ભોળી સ્ત્રી છે. પરંતુ હું એને ચતુર કરીશ એટલે તે તરતજ મારા તાબામાં આવશે. મને તેની પુષ્કળ જરૂર છે. હું તેને ફાવે તેમ નાચ નચાવીશ. કદિ છોડનાર નથી. જો નગેંદ્રની કુંદા પર ખરેખરી પ્રીતિ હશે તો તે તેના કહેવા પ્રમાણે જરૂર કરશે. અને હું જેમ કુંદાને કહીશ

તેમ તે કરશે. આ રીતે તેની પ્રીતિનું ફળ મને મળશે.

જો હવે મારે લોકોની ગુલામગીરી કરવી ન હોય તો મારે આજ માર્ગ સ્વીકારવો જોઈએ; એ સિવાય બીજો રસ્તોજ નથી. હું કુંદાને નગેંદ્રનેજ સ્વાધીન કરીશ. પરંતુ એકદમ કરવાની નથી. હું તેને થોડા દિવસ સુધી તેની નજરથી દૂર રાખીશ અને શું થાય છે તે જોઈશ. વિરહથી પ્રીતિ દૃઢ થાય છે. જો એ બંનેને થોડાક દિવસ સુધી એક બીજાંથી દૂર રાખવામાં આવશે તો તેમની પ્રીતિ મજબુત થશે. અને એમ થશે એટલે હું કુંદાને લઇ જઈને નગેંદ્રને સ્વાધીન કરીશ.

આટલું કરવા છતાં પણ જો સૂર્યમુખીનું નસીબ ફુટે નહિ તો તે અતિ કઠિન છે એમ સમજવું જોઈએ. હવે એટલા વખતમાં કુંદાને પાઠ ભણાવીને મારી ઇચ્છાને અનુકૂળ કરવી જોઇએ. પરંતુ પ્રથમ તો મારે મારી ડોસીને બીજે ક્યાંક મોકલી દેવી જોઇએ. નહિ તો મારાથી કુંદાને ઘરમાં ગુપ્ત રાખી શકાશે નહિ."

આવા વિચાર કરી હીરા પોતાનો ઉદ્દેશ સફળ કરવાના પ્રયત્ન કરવા લાગી. તેણે કાંઇક ભળતુંજ બહાનું કાઢીને પોતાની ડોસીને પોતાના એક સગાને ઘેર મોકલી દીધી અને કુંદાને પોતાના ઘરમાં સંતાડી રાખી.

હીરાની આટલી બધી મમતા અને કાળજી જોઈ કુંદા પોતાના મન સાથે બોલવા લાગી " હીરા જેવું માણસ મને ક્યાંય પણ મળનાર નથી. ખૂદ કમળા પણ મારા પર આટલી માયા રાખતી નહોતી."

હવે હીરાની ખાત્રી થઈ કે " કુંદા મારા કહેવા પ્રમાણે જરૂર કરશે પરંતુ જ્યાં સુધી હું સૂર્યમુખીને નગેંદ્રની દૃષ્ટિમાં વિષ સમાન બનાવી મૂકીશ નહિ, ત્યાં સુધી કાંઈ પણ કાર્ય સિદ્ધ થનાર નથી." આવો વિચાર કરી, જે બે અંતઃકરણોમાં અત્યાર પર્યંત જરા પણ

ભેદભાવ નહોતો તેમાં તૂટાતૂટ કરાવવાને માટે હીરા પ્રવૃત્ત થઈ.

× × × × × ×

એક દિવસ હીરા મોટે મળસ્કે ઉઠી નગેંદ્રની હવેલીમાં કામ કરવા ગઇ. હવેલીમાં કૌશલ્યા નામની એક દાસી હતી. એ દાસી હીરા પર બહુ દ્વેષ રાખતી હતી. કારણ કે, હીરા મુખ્ય દાસી હતી અને સૂર્યમુખીની પણ તેના પર ઘણી કૃપા હતી. થોડું કામ કર્યાં પછી હીરા કૌશલ્યાને કહેવા લાગી—

"અરે કૌશલ્યા, મને આજે કોણ જાણે શું થાય છે! કાંઇ ચેન પડતું નથી. આજનો દિવસ મારા ભાગનું કામ તું કરશે?"

કૌશલ્યાને હીરાનો ઘણો ધાક હતો. જો એનું કામ કરીશ નહિ તો એ મને કાંઈ નુકશાન કરશે એવી તેને બ્હીક હતી. તે હીરાને કહેવા લાગી.

"અરે વાહ! એમાં તે વળી પૂછવું શું? હું તમારૂં કામ જરૂર કરીશ. તબીયત તો કોઇ વખત સૌની બગડી આવે. એવે વખતે એક બીજાને મદદ કરવી એ સૌની ફરજ છે અને વળી આપણે તો એકજ ઘરનાં માણસ રહ્યાંઃ તો તમારૂં કામ એક દિવસ હું કરી લઇશ તેમાં મને શું જોર પડવાનું હતું?"

પરંતુ કહેવત છે કે "ખેતી કરવી તો રાખવું ગાડું અને લડાઈ કરવી તો બોલવું આડું" હીરા આજે છીંડું ખોળવા માંગતી હતી. તે તરતજ મોઢું ચઢાવી બોલીઃ—"એટલે તારા મનમાં એમ કે હું બિમાર પડું તો ઠીક. કેમ?"

કૌશલ્યા આશ્ચર્ય પામીને બોલી "મેં તમને બિમાર પડવાનું ક્યારે કહ્યું?"

"હં! હવે તું જુઠું બોલે છે, કેમ? મારી તબીયત બગડે તેમાં તને શું પંચાત? હું મરી જાઉં તો ઠીક. ખઈને? તારા મનમાં એમ છે કે એ માંદી પડે તો હું બાઇસાહેબને બતાવું કે

જુઓ એનું કામ હું કેવી કરૂં છું, મારી એના પર કેટલી બધી પ્રીતિ છે! રાંડ તુંજ બિમાર શા માટે પડતી નથી? મને શા માટે બિમાર કરે છે?"

"પરંતુ બાઇ, તું આટલી બધી ગુસ્સે શા માટે થાય છે? મને રોગ થાય, હું બિમાર પડું, પછી કાંઈ? પરંતુ જો, મૃત્યુ કોઇને પણ છોડનાર નથી. તું પણ મરનાર છે અને હું પણ મરનાર છું. તો પછી મિથ્યા ગાળ શા માટે દે છે?"

"હં, હવે હું સમજી. તું મારા પર દ્વેષ કરે છે; ખરૂંને? મારૂં ચલણ તારાથી સહન થઈ શકતું નથી. તું દ્વેષ રાખીનેજ મર. રાંડ, આજેજ મરને. રાંડ લુચ્ચી! રાંડ દદ્દા! જો તારાથી મારો અધિકાર સહન ન થઈ શકતો હોય તો તારા ડોળા ફોડી નાંખ."

હીરાનાં આ વચનો કૌશલ્યાથી સહન થઈ શક્યાં નહિ. આથી તેણે પણ સામી તેવીજ ગાળો ભાંડી. કૌશલ્યા ગાળો ભાંડવામાં કુશળ હતી. આથી હીરા અંતે હારી ગઇ.

હવે હીરા સૂર્યમુખી કને ફરિયાદ કરવા ગઈ. તે જતી હતી તે વખતે જો કોઇએ તેના મ્હોં તરફ નજર કરી હોત તો તેને તે પર ક્રોધનાં ચિન્હો જરા પણ દેખાયાં ન હોત. તેની મુદ્રા ઉલટી આનંદી બની હતી. પરંતુ જ્યારે તે સૂર્યમુખીની પાસે આવી ત્યારે તેણે પોતાની આંખ લાલચોળ બનાવી દીધી અને સ્ત્રી જાતિને સહજ રડી દઈ અશ્રુપાત કરવાનું જે શસ્ત્ર ઈશ્વરે આપ્યું છે તેનો ઉપયોગ કરી સર્વ હકીકત કહી સંભળાવી.

સૂર્યમુખીએ તે બાબતની પૂરી તપાસ કરી. ફરિયાદીની બધી હકિકત સાંભળી લેતાં "આમાં બધો અપરાધ હીરાનો જ છે." એમ એને માલૂમ પડયું. છતાં હીરાને સારૂં લગાડવાને ખાતર તેણે કૌશલ્યાને જરા ધમકી આપી.

પરંતુ આટલાથી સંતુષ્ટ ન થતાં હીરા બોલી "બાઈ, કાં તો તેને રજા આપો કે કાં તો મને બરતરફ કરો." આ સાંભળી સૂર્યમુખી તેના પર બહુ ગુસ્સે થઈ અને બોલી "હીરા! તુંજ મોટી કજીઆખોર બાઇ છે. તેંજ કજીઆની શરૂઆત કરી અને તુંજ મને તેને કાઢી મૂકવાનું કહે છે. અપરાધ સઘળો તારો છે. કૌશલ્યાનો જરા પણ દોષ નથી. તું કહે છે તેવો અન્યાય હું કદિ કરનાર નથી. જો તારી મરજી હોય તો તું સુખેથી જા. તને કોઈ ના કહેતું નથી. અને હું પણ તને કહેતી નથી કે તું રહે."

બસ, હીરાને આટલુંજ જોઇતું હતું. "ઠીક છે. ત્યારે, હુંજ જાઉં છું" એમ બોલી તે રોતી રોતી ચાલી ગઈ.

બહાર ઓટલા પર નગેંદ્ર બેઠો હતો ત્યાં જઇ તે પોતાની આંખ લૂછવા લાગી. નગેંદ્ર એકલોજ હતો, હીરાને રડતી જોઇને તેણે પૂછ્યું:—

"હીરા! તું રડે છે કેમ?"

"બાઇસાહેબે મને ચઢેલો પગાર લઇને ચાલી જા એમ કહ્યું."

નગેંદ્ર આશ્ચર્યચકિત થઇ બોલ્યો "પરંતુ કારણ શું છે તે કાંઇ સમજાય?"

"મને રજા મળી છે, બાઇસાહેબે મને બરતરફ કરી છે."

"તેં એવો અપરાધ તે શો કર્યો?"

"કૌશલ્યાએ મને ગાળો ભાંડી. એટલા માટે હું બાઇસાહેબ કને ફરિયાદ લઇને ગઈ. તેમણે તેનુંજ કહેવું ખરૂં માન્યું અને મને રજા આપી."

નગેંદ્ર માથું હલાવી બોલ્યો "હીરા! એ ઘટના બિલકુલ સંભવિત નથી. જે સાચું હોય તે કહે."

હીરા ત્રાગું કરી બોલી "ખરૂં પૂછો તો હવે મારાથી આ ઘરમાં રહી શકાશે નહિ."

"કેમ વારૂ ?"

"હમણાં હમણાં બાઇની વૃત્તિ તદ્દન બદલાઇ ગઈ છે, તે કોને શું કહેશે ને શું નહિ તેનો કાંઈ મેળ રહ્યો નથી." હીરાએ ઉત્તર આપ્યો.

આ સાંભળી નગેંદ્ર અત્યંત ક્રોધિત થઇ મોટેથી બોલી ઉઠયો "તારા બોલવાનો અર્થ શું ? જે હોય તે સ્પષ્ટ રીતે કહી બતાવ."

હીરાના મનમાં જે ઘોળાયા કરતું હતું તે હવે તે નગેંદ્રની પાસે જઇને કહેવા લાગી. તે બોલીઃ—

પેલે દિવસે બાઈસાહેબે કુંદાબહેનને જેવાં ફાવે તેવાં વચનો સંભળાવ્યાં. તેથીજ કુંદાબા આ ઘરનો ત્યાગ કરીને ચાલી ગયાં છે. મને પણ એવી બ્હીક લાગે છે કે કોઈ દિવસ મારા પર પણ આવોજ પ્રસંગ આવશે. અને તે મારાથી સહન થઈ શકનાર નથી. માટે એવો પ્રસંગ આવે તે પહેલાં આબરૂ ભેરજ નીકળી જઇએ તે સારૂં !"

"તું શું કહે છે તે હું કાંઇ સમજી શકતો નથી." નગેંદ્ર બોલ્યો

"શેઠજી, લજ્જાને લીધે મારાથી બોલી શકાતું નથી."

નગેંદ્રના કપાળ પર કરચલીઓ પડી. તે હીરા પ્રત્યે બોલ્યો "હીરા, તું આજે ઘેર જા. હું તને કાલે બોલાવું ત્યારે આવજે."

બસ હીરાના ધાર્યા પ્રમાણે થયું. આ પરિણામ લાવવાને માટેજ તેણે કૌશલ્યાને ગાળ દેવા માંડી હતી.

નગેંદ્ર ઉઠીને સૂર્યમુખીની પાસે ગયો. હીરા પણ તેની પાછળ પાછળ પગનો અવાજ ન થાય તેમ ગઈ. નગેંદ્રે સૂર્યમુખીને પૂછયું "તેં હીરાને રજા આપી છે કે ?" સૂર્યમુખી બોલી-"હા." તે પછી તેણે બનેલી સર્વ બીના તેને કહી સંભળાવી.

તે સાંભળી નગેંદ્ર બોલ્યો "તે વાત હવે રહેવા દે પરંતુ તું

કુંદાને શું બોલી હતી?"

"હું—હું શું-તેને શું બોલી હતી?"

"તેં તેને કાંઇક અપશબ્દો કહ્યા છે?"

સૂર્યમુખી થોડીવાર સુધી સ્તબ્ધ રહી બોલી "પ્રિયતમ, આપજ મારી સર્વ દોલત છો. આપજ મારા આરાધ્ય દેવ છો. મારાં સુખદુઃખ, ભૂત, ભવિષ્ય, વર્તમાન, આપજ છો. હું આપનાથી કયી વાત ગુપ્ત રાખું? હું કુંદાની સાથે ગુસ્સાભેર બોલી હતી, પરંતુ આપને ક્રોધ ચઢશે એવા ભયથી તે વાત મેં આપને કરી નહિ. મારો એ અપરાધ આપ ક્ષમા કરો. હું આપને સર્વ વાત કહું છું."

ત્યાર પછી તેણે વૈષ્ણવી વૈરાગિનીની તપાસથી માંડીને ઠેઠ કુંદાને મ્હેણાં સંભળાવ્યાં હતાં ત્યાં સુધીની સર્વ હકીકત કહી સંભળાવી. છેવટે તે બોલી "કુંદા જતી રહી તે માટે મને બહુ ખેદ થાય છે. તેની શોધ કરવા માટે મેં ચોતરફ માણસો પણ મોકલ્યાં છે. જો મને તેનો પત્તો લાગ્યો હોત તો મેં તેને પાછી ઘેર આણી હોત."

"એમાં તારો કાંઇ અપરાધ નથી. કોઇ આબરૂદાર ગૃહસ્થની સ્ત્રી અપરાધી મનુષ્યને જાણી બુઝીને પોતાનાં ઘરમાં આશ્રય આપે નહિ. તો પણ તેના પરનો આરોપ ખરો છે કે ખોટો એ વિષે જો તેં જરા વિચાર કર્યો હોત તો શું ખોટું થાત? તારાચરણના ઘરની વાત તને ખબર નથી? ત્રણ વર્ષ પર દેવેંદ્રને કુંદાની સાથે બોલવાની છૂટ મળી હતી એ વાત તારા સાંભળવામાં નથી આવી ને દારૂડીઆ માણસનું બોલવુંજ તેં સત્ય માન્યું?" નગેંદ્ર બોલ્યો.

"તે વખતે તે કલ્પના મારા મનમાં આવી નહોતી. પરંતુ હવે મને લાગે છે કે દેવેંદ્રનું કહેવું ખોટું છે. તે વખતે મારૂં મન સ્વસ્થ: નહોતું."

આ પ્રમાણે બોલીને તે નગેંદ્રને પગે પડી અને પોતાના બે હાથ વતી તેના પગ મજબુત રીતે પકડીને પોતાનાં અશ્રુ વતી તે ભીંજવવા લાગી. પછી બોલી "પ્રાણેશ્વર ? મારા મનની વાત હું કદિ પણ આપનાથી ગુપ્ત રાખીશ નહિ. હું આપને તે સર્વ કહેવા ઇચ્છું છું."

"કહેવાની કાંઇ જરૂર નથી. હું જાણું છું. તારા મનમાં એવો સંશય છે કે મારૂં મન કુંદા ઉપર ચોંટયું છે. અને તારાથી એ સહન થઇ શકતું નથી."

આ સાંભળી સૂર્યમુખી પોતાના પતિના પગ પર માથું મૂકીને રોવા લાગી. તેણે પોતાનું નિસ્તેજ વદન ઉંચું કર્યું અને સર્વ દુઃખોમાંથી મુક્ત કરનાર પોતાના પતિના મુખનું અવલોકન કરીને તે બોલી:—

"હું તે શું બોલું? મને કેટલું દુઃખ થયું છે તે હું આપને શું કહું ? મારાં મરણથીય આપને દુઃખ થશે, એમ ધારીનેજ હું મરી ગઈ નહિ. નહિ તો આપના અંતઃકરણમાં બીજી સ્ત્રીએ પ્રવેશ કર્યો છે એમ જાણતાંજ મેં પ્રાણ આપવાનો નિશ્ચય કર્યો હતો."

નગેંદ્ર ઘણી વાર સુધી સ્તબ્ધ રહ્યો. પછી તે દીર્ઘ શ્વાસ છોડી બોલ્યો "વ્હાલી સૂર્યમુખી ! આ મારોજ અપરાધ છે. તારો અપરાધ તલભાર પણ નથી. મેંજ તારી સાથે અયોગ્ય વર્તન કર્યું છે. મારૂં મન તને વિસરી જઈને કુંદા તરફ દોડયું, તે કેમે કરતાં પાછું આવતું નથી. પ્રિયે ! હું શું કરૂં ? મારો ઇલાજ ચાલતો નથી. વ્હાલી, એથી મને કેટલું દુઃખ થયું છે અને હજી કેટલું થાય છે તે હું તને શું કહું ? તને એમ લાગતું હશે કે હું મારા મનને રોકવાને પ્રયત્ન કરતો નથી. પરંતુ એમ માનવાનું કશું કારણ નથી. હું તને સાચેસાચું કહું છું કે હું ગમે તેટલો પ્રયત્ન કરૂં છું તો પણ મારૂં મન કુંદા પરથી ઉઠતું નથી. મેં જાતે મારા

મનને જેટલો ઠપકો આપ્યો છે તેટલો ઠપકો તું પણ આપી શકનાર નથી. હું મહા પાપી છું. મારૂં પોતાનું મન હું પોતે સ્વાધીન રાખી શકતો નથી."

આ શબ્દો સૂર્યમુખીથી સહન થઇ શકયા નહિ. તેણે હાથ જોડી અતિ નમ્ર ભાવે પ્રાર્થના કરી કહ્યું:—

"પ્રાણેશ ! હવે આપ બસ કરો. હવે આ શબ્દો મારાથી સાંભળી પણ શકાતા નથી. આપનો એક એક શબ્દ વજ્રની પેઠે લાગી મારા હૃદયને ચૂર્ણ કરે છે. મારા નસીબમાં જે લખ્યું હતું તે થયું. તેમાં આપનો જરા પણ દોષ નથી. પરંતુ હવે વધુ સાંભળવાની મારી ઇચ્છા નથી. અને વધુ સાંભળવું એ મારે માટે યોગ્ય પણ નથી."

નગેંદ્ર બોલ્યો "સૂર્યમુખી, ના, ના; તારે સાંભળવુંજ જોઇએ. હું આટલા દિવસ હમણાં કહું, હમણાં કહું એમ ધાર્યા કરતો હતો. માટે હવે મને મન ખોલીને બોલવા દે. પ્રિયે ! હવે હું આ ઘરનો ત્યાગ કરીશ. તું એમ ન ધારીશ કે હું પ્રાણ વિસર્જન કરીશ. હું નિકળીને કયાંક ચાલ્યો જઇશ, મારૂં ઘર અને મારૂં કુટુંબ—એથી હવે મને જરાયે સુખ થતું નથી. મને આ સર્વ સંસાર વિષ સમાન લાગે છે. હવે મને તારા સહવાસથી પણ સુખ થતું નથી. હવે હું તારો પતિ કહેવાવાને યોગ્ય નથી. હવે મારા તરફથી તને કોઈ પણ પ્રકારનો ત્રાસ થશે નહિ. હું કુંદાને શોધી કાઢીશ અને તેની સાથે કોઈ બીજે ઠેકાણે ચાલ્યો જઇશ. તું આ ઘરની માલિક તરીકે આ ઘરમાંજ રહે. 'મારો પતિ મરી ગયો છે' એમ માનીને તું વિધવા તરીકે રહે. કારણ કે જ્યારે તારો પતિ આટલો અધમ, નીચ અને પાપી છે ત્યારે તેને મરેલોજ માનવો જોઇએ. હું આટલો અધમ છું છતાં પણ તને નિરાશ કરીશ નહિ. હું હવે જાઉં છું. જો કદાચ મને કુંદાની વિસ્મૃતિ થશે તો હું ફરી

તારી પાસે આવીશ. નહિ તો મારો અને તારો આ છેલ્લો મેળાપ સમજી લે."

આ શબ્દો સાંભળી સૂર્યમુખીનું હૃદય ભગ્ન થઇ ગયું. હવે તે બિચારી આ શબ્દોનો ઉત્તર શું આપી શકે? થોડીક વાર સુધી નીચે જમીન તરફ જોઇને પાષાણની મૂર્તિ સમી તે ઉભી રહી. પછી ધબ દઇને ભોંય પર તૂટી પડી, અને મુખ પર સાડીનો પાલવ ઢાંકીને રોવા લાગી.

જેમ એકાદ ક્રૂર વાઘ તે મારેલાં જનાવરની અંતકાળની યાતના જોતો સ્વસ્થ ઉભો રહે તે પ્રમાણે નગેંદ્ર સૂર્યમુખી તરફ દ્રષ્ટિ નાંખીને સ્વસ્થ ઉભો રહ્યો. તે પોતાના મનમાં બોલવા લાગ્યો "ઇશ્વરેચ્છા હશે તો આજે કે કાલે એ મરશે. તેમાં હું તે શું કરીશ! એને બદલે હું મરવાની ઇચ્છા કરૂં તો પણ શું તેમ બનશે કે? અને પળ ભર ધારી લો કે હું કદાચ મુઓ તો પણ મારાં મરણથી સૂર્યમુખીનો પ્રાણ શી રીતે બચશે?"

નહિ, નહિ, નગેંદ્ર! તારા મરણથી સૂર્યમુખીનો પ્રાણ બચનાર નથી એ વાત સાચી; પરંતુ તારે તો મરવું એજ ઠીક છે.

થોડીવારે સૂર્યમુખી ઉઠીને બેઠી થઇ અને નગેંદ્રના પગ મજબુત રીતે પકડીને બોલી:

"આપ મારી એક પ્રાર્થના સ્વીકારો."

"બોલ, શું છે?"

"આપ, એક માસ વધુ આ ઘરમાં રહો. એટલામાં જો કયાંય પણ કુંદાનો પત્તો લાગે નહિ તો આપ ખુશીથી જજો. હું આપના માર્ગમાં વિઘ્ન નાંખીશ નહિ."

નગેંદ્ર ઉત્તર આપ્યા વિના એમનેએમ ચાલ્યો ગયો. એણે એક મહિના સુધી રહેવાનું કબુલ કર્યું છે એમ સૂર્યમુખી સમજી. તે જતો હતો તે તરફ સૂર્યમુખી એક સરખી દ્રષ્ટિ નાંખી ઉભી

રહી અને પોતાના મનમાં બોલી. "પ્રાણેશ! આપના પગનો કાંટો કાઢવાને માટે હું મારો જીવ આપવાને તૈયાર છું. છતાં પણ શું આપ આ ઘરનો ત્યાગ કરશો? ત્યારે આપ મોટા કે હું મોટી?"



# પ્રકરણ ૧૨ મું.

હવે હીરાની નોકરી તો જાણે ગઈજ. પરંતુ નગેંદ્રને ઘેર તેનું જવું આવવું બંધ થયું નહિ. તેના ઘરની સર્વ હકિકત જાણવાને માટે તેના ઘરનાં જે જે માણસો મળે તેની સાથે કાંઇ ને કાંઇ નિમિત્ત કાઢીને તે વાત કરતી. આથી સૂર્યમુખી સાથે નગેંદ્રની વર્તણુંક કેવી હતી તે તે સહજ જાણી ગઇ. કદાચ તેને કોઇ મળતું નહિ તો તે કાંઇ બહાનું કાઢીને તેની હવેલીમાં જતી અને ત્યાં નોકર લોકોના ઘરમાં જઈ તેમની સાથે અહીં તહીંની વાતોના તડાકા મારતી. આ પ્રમાણે વાતચિત કરતાં પોતાને જે જાણવું હોય તે જાણી લીધા પછી તે ચાલી જતી. આ પ્રકારે ઘણા દિવસો નીકળી ગયા. પરંતુ એક દિવસ એક દુઃખકારક ઘટના બની.

હીરા અને દેવેંદ્ર એ બેનો મેલાપ પહેલાં થયો હતો એ વાંચકો જાણે છેજ. તે દિવસથી માલતી ગોવાલણ રોજ હીરાના ઘરમાં જવા આવવા લાગી પરંતુ આ વાત હીરાને ગમતી નથી એમ માલતી સારી પેઠે સમજી ગઇ હતી. હીરાના ઘરની એક ઓરડી હમ્મેશાં બંધ રહેતી હતી, એ પણ તે જાણી ગઇ હતી. આ ખોલીનાં દ્વાર પર હમ્મેશાં તાળું રહેતું હતું.

પરંતુ એક દિવસ માલતીએ અકસ્માત આવીને જોયું તો તે

ખોલીનાં બારણે તાળું જણાયું નહિ. આથી તેણે સાંકળ કાઢીને ધીમેથી તેને ધક્કો માર્યો. પરંતુ અંદરથી સાંકળ મારેલી હોય એમ લાગ્યું. આથી તેણે એવો તર્ક કર્યો કે અંદરના ભાગમાં કોઇ માણસ હોવું જોઇએ. પ્રથમ તો તેને એમ લાગ્યું કે અંદર હીરાનો કોઈ યાર હશે. પણ માલતી હીરાની સર્વ હકિકત જાણતી હતી. આથી એ કલ્પના પણ તેને ખરી લાગી નહિ.

પછી તેના મનમાં એક બીજી કલ્પના આવી. તેને એમ લાગ્યું કે નગેંદ્રના ઘરમાંથી કુંદા નાસી ગઇ છે એમ સાંભળવામાં આવ્યું છે; તો કદાચ તેજ અહીં આવી હોય તો? તેણે સાચું જુઠું પારખી કાઢવા માટે તરતજ એક ઉપાય યોજ્યો.

હીરાએ નગેંદ્રના શિકારખાનામાંથી એક હરણ લાવીને પાળ્યું હતું. આ હરણ બહુ તોફાની હોવાથી તેને એ હંમેશાં બાંધી રાખતી હતી. માલતીએ તેને ચરવા જવા દેવા માટે છોડી મૂક્યું. તે ઠેકડા મારતું મારતું દૂર નાસી ગયું. તેની પાછળ હીરા પણ પકડવા માટે દોડી.

હીરા હરણની પાછળ ગઇ તે તકનો લાભ લઈ માલતી ધીમા સાદે બોલી—"અરે હીરા? અરે હીરા! તું રડે છે શા માટે? તને શું થયું છે?" આમ બોલી તે મોટેથી રોવા લાગી.

પછી તે કુંદાની ખોલીનું દ્વાર જોરથી ખખડાવીને બોલી– "કુંદાબાઈ! જલદી બહાર આવો. બહાર આવો. આ હીરાને શું થયું છે? જુઓને એ કેવી રડે છે?"

કુંદા આ સાંભળી ઘણી ગભરાઇ, અને બારણું ઉઘાડી બહાર આવી. તે જોઇને માલતી ખડખડ હસી પડી અને આનંદથી ગેલ કરતી ચાલી ગઈ.

કુંદાએ ફરી ખોલીમાં જઈ દ્વાર બંધ કરી દીધું. હીરાની આગળ તેણે આ વાત મુદ્દલ કરી નહિ. કારણ કે તેને એમ લાગ્યું

કે જો હું આ વાત એને કરીશ તો એને કોણ જાણે શું શું શંકા આવશે અને મારા પર ક્રોધે ભરાશે.

માલતીએ જઇને આ સર્વ બીના દેવેંદ્રને કહી સંભળાવી. આથી દેવેંદ્રે બીજે દિવસે હીરાને ઘેર જઇ સર્વ વાતનો નિકાલ કરવાનો નિશ્ચય કર્યો.

આ વેળા કુંદાની સ્થિતિ પાંજરામાં ગોંધી રાખેલાં પક્ષીના જેવી હતી. તેના મનમાં શાંતિ જરા પણ ન હતી. પાણીના બે ઝરા એક સ્થળે મળે એટલે જેમ મોટી નદી બની જાય છે તેવીજ આ વખતે કુંદાના મનની સ્થિતિ હતી. એક તરફ લજ્જા, અપમાન અને સૂર્યમુખીએ કાઢી મૂકી તેનું દુ:ખ અને બીજી તરફ નગેંદ્ર પરની અત્યંત પ્રીતિ. આ બે મોટા પ્રવાહના સંગમથી પ્રીતિનો પ્રવાહ અધિક પ્રબળ થયો. અપમાન અને સૂર્યમુખીના મર્મભેદક શબ્દોથી થતું દુ:ખ ઉત્તરોત્તર કમી થતું ચાલ્યું. તેના હૃદયમાં સૂર્યમુખી નામને તો ઠામ પણ મળવું મુશ્કેલ થઈ પડયું. તેનું મન અંતર્બાહ્ય નગેંદ્રમય થઇ ગયું.

તે મનમાં બોલી કે “ઘર છોડી દેવાની આટલી બધી ઉતાવળ મેં શા માટે કરી ? સૂર્યમુખીના બે શબ્દોથી મને શું થયું હોત ? તે સાંભળીને બેસી રહી હોત તો કેવું સારૂં થાત ! જો ત્યાંજ રહી હોત તો રોજ એમનાં મુખનું દર્શન કરવાનું તો મળત ને ? હવે એઓ મારી દ્રષ્ટિએ જરા પણ પડતા નથી. વારુ, હું ફરી ત્યાં જાઉં ! જો સૂર્યમુખી કાઢી મૂકે તો. હું જાઉં...”

કુંદાના મનમાં રાત દિવસ આવા જ વિચારો આવતા હતા. અંતે તેણે કાં તો નગેંદ્રને ઘેર પાછું જવું, અથવા તો જીવ આપવો; એવો નિશ્ચય કર્યો. ભલે સૂર્યમુખી કાઢી મૂકે, પણ એક વાર શું થાય છે તે જોવું એવો તેણે ઠરાવ કર્યો.

પરંતુ મારે એમના આંગણામાં પગ પણ શું બહાનું કાઢીને

મૂકવો ?' એ એક ગંભીર પ્રશ્ન ઉભો થયો. એકલી જવામાં તેને લાજ લાગતી હતી. 'જો હીરા મારી સાથે આવે તો જાઉં...' પરંતુ હીરાને આ વાત કહેવાની તેની હિમ્મત ચાલતી નહોતી.

આખરે કુંદાથી નગેંદ્રનો વિરહ સહન થઇ શકયો નહિ. એક દિવસ મળસ્કે હીરા ગાઢ નિદ્રામાં હતી તે વખતે તે ઉઠી અને ધીમે રહીને ઓલીનું દ્વાર ઉઘાડી બહાર નીકળી.

કૃષ્ણપક્ષ પૂરો થઈ હમણાંજ શુકલપક્ષનો આરંભ થયો હતો. આથી નક્ષત્રોનો ઝાંખો પ્રકાશ પૃથ્વી પર પડતો હતો. વૃક્ષોની નીચે તો પુષ્કળ અંધકાર હતો. પવન એટલો શાંત હતો કે ઝાડનાં પાંદડાં જરા પણ હાલતાં નહોતાં; માર્ગમાં કુતરાં ઉંઘી રહેલાં હતાં. ચારે તરફ એવો ભાસ થતો હતો કે જાણે આખું બ્રહ્માંડ લયજ ન પામ્યું હોય !

કુંદા અનુમાનથી રસ્તો શોધી કાઢી જેમ તેમ કરીને નગેંદ્રના આંગણા સુધી ગઈ. ત્યાં જવામાં તેનો હેતુ બને તો નગેંદ્રના મુખનું દર્શન કરવાનોજ હતો; એ સિવાય બીજો કાંઇ હેતુ નહોતો. નગેંદ્રના મુખનું દર્શન કરવા માટે તેનું મન તલપી રહ્યું હતું. જ્યાં સુધી તે હીરાના ઘરમાં ગોંધાઈ રહી હતી ત્યાં સુધી તેણે પોતાના મનની ઇચ્છા જેમ તેમ દાબી રાખી હતી. અત્યારે રસ્તે ચાલતાં તે બોલી "હું એમના મકાનની ચારે તરફ ફરીશ. એઓ ખડકીની પાસે, મંદિરમાં, બાગમાં, રસ્તામાં અથવા ગમે ત્યાં મારી દ્રષ્ટિએ પડશે જ પડશે."

નગેંદ્રને મળસ્કામાં ઉઠવાની ટેવ હતી. આથી ગમે ત્યાંથી પણ કુંદાની દ્રષ્ટિએ તે પડે એવો સંભવ હતો. તે મૂર્તિનું એક વાર દર્શન કર્યા પછી હીરાને ઘેર પાછા જવું એવો કુંદાનો વિચાર હતો. પરંતુ તે હવેલીની પાસે ગઈ ત્યારે બાગમાં, રસ્તામાં, ખડકીમાં કે કયાંય પણ કોઈ દેખાયું નહિ. કુંદાને લાગ્યું કે "હજી

તેઓ ઉઠયા નહિ હશે. હજી તેમને જાગૃત થવાનો સમય થયો નહિ હશે, માટે થોડીવાર સુધી અહીંજ બેસીને તેમની રાહ જોઉં."

આવો વિચાર કરી કુંદા તેના માર્ગ તરફ ડોળા ખેંચતી અંધારામાં એક વૃક્ષ નીચે બેસી રહી. કદિ કદિ એકાદ નાનું ફળ અથવા સુકું પાંદડું ઝાડ પરથી પડતાં તેનો ધ્વનિ એના કર્ણપટ પર અથડાતો. વૃક્ષ પર બેઠેલાં પક્ષીઓની પાંખનો ફડફડાટ વારંવાર સંભળાતો હતો. વળી ચોકીવાળા સિપાઇઓના મોઢેથી બોલાતો "જાગતે રહો" નો અવાજ વચ્ચે વચ્ચે સંભળાતો હતો.

થોડીવારે પપૈયાઓએ પોતાના મંજુલ સ્વરથી ત્યાંનો આખો પ્રદેશ ગજાવી મૂકયો. થોડીવાર પછી કોકિલાનો સ્વર પણ સાંભળવામાં આવ્યો. અને છેવટે એ સર્વ પક્ષીઓએ જાણે ગવૈયાઓની મંડળીજ ઝમાવી મૂકી.

હવે કુંદાની આશા ભાંગી ગઈ. તેનાથી ઝાડ નીચે બેસી રહી શકાય એમ નહોતું, કારણ કે પૂર્વમાં પ્રકાશ ફેલાવા લાગ્યો હતો. જો તે ત્યાં બેસી રહે તો કોઈ પણ માણસની દ્રષ્ટિએ પડવાની તેને બ્હીક હતી. અંતે નિરાશ થઇ પાછા ફરવાનો વિચાર કરી તે ત્યાંથી ઉઠી.

હવે એને પોતાની ઇચ્છા તૃપ્ત કરવાનો માત્ર એકજ માર્ગ રહ્યો હતો. અંતઃપુરની પાસેજ એક પુષ્પવાટિકા હતી. આ પુષ્પ-વાટિકામાં નરેંદ્ર કોઇ કોઇ વખત પ્રાતઃકાળમાં ફરવા જતો હતો. કદાચિત તે હમણાં એ બાગમાં ફરવા આવશે, એવી આશાથી કુંદાએ તે તરફ જવાનો વિચાર કર્યો. પરંતુ આ વાટિકાની આસ-પાસ ઉંચો કોટ હતો અને તેનું દ્વાર ઉઘાડું હોય તોજ તેમાં પ્રવેશ કરી શકાય તેમ હતું. તે સિવાય તેમાં પ્રવેશ કરવાનો બીજો એકે માર્ગ નહોતો.

કુંદા તે તરફ ગઇ તે વેળા સદ્દભાગ્યે તેનું દ્વાર ઉઘાડું

જણાયું. તે ધૈર્યથી અંદર પેઠી અને તેના મધ્ય ભાગમાં એક બકુલનું ઝાડ હતું તેની નીચે તે લપાઇને બેઠી. આ બાગમાં સુંદર વેલાઓ અને વૃક્ષોની હાર લાગી રહી હતી. અને તેની વચ્ચે સુંદર સંગેમરમરની પગવાટ (Footpath) હતી. છોડવાઓ ઉપર નાના પ્રકારનાં રંગબેરંગી પુષ્પ ઝૂકી રહ્યાં હતાં. કોઇનો રંગ લાલ કોઇનો લીલો કોઇનો સફેદ તો કોઇનો પીળો હતો

પુષ્પો ઉપર આસક્ત થયેલા ભ્રમરોનાં ઝુંડ ઉડતાં ઉડતાં આવીને બેસતાં હતાં. ભ્રમરો થોડી વાર એક ફૂલ પર બેસી તરતજ બીજા પર ઉડી જતા. જતી વખત તેઓ ગુંજારવ કરતા હતા. એવામાં જો એકાદ સુંદર પુષ્પ જડી આવતું તો નવયુવાન પુરૂષોની પેઠે તેની આસપાસ સર્વે એકઠા થઈ જતા.

અનેક ચિત્રવિચિત્ર રંગનાં પક્ષીઓ ફૂલોમાંનું મદ્ય પીને કલરવ કરતાં આમ તેમ ઉડતાં હતાં. ફળોના ભારથી લચી પડેલી વૃક્ષ–શાખાઓ પવનના ઝપાટાથી હાલીને ઉંચે નીચે જતી હતી.

અભિમાની કોકિલા પોતાનું શ્યામ સ્વરૂપ બકુલનાં પાંદડાં નીચે છૂપાવી મંજુલ સ્વરે ગાયન ગાઇને બીજાં સર્વ પક્ષીઓને હરાવતી હતી.

આ બાગના મધ્ય ભાગમાં એક લતામંડપ હતો અને તેની અંદરની જમીન છોબંધ કરેલી હતી આ મંડપની ચારે બાજુએ અનેક પ્રકારનાં પુષ્પવૃક્ષો રોપવામાં આવ્યાં હતાં.

કુંદાએ બકુલનાં ઝાડ નીચેથી ડોકું ઉંચું કરીને જોયું. આ વખતે તેને નગેંદ્રની મનોહર મૂર્તિ તો દેખાઈ નહિ; છતાં કોઇ એક માણસ આ લતામંડપના અંદરના ભાગમાં છે એમ તેને જણાયું. તે નગેંદ્રજ હોવો જોઇએ એમ તેને લાગ્યું. બરાબર તપાસીને જોવાના વિચારથી તે જરા આગળ ગઈ તો કમનસીબે અંદર ઉભેલું માણસ ચાલીને બહાર આવતું જણાયું. અફસોસ !

આશાભરી કુંદાને નગેંદ્રને બદલે સૂર્યમુખીનું દર્શન થયું.

કુંદા ભયભીત થઈને ત્યાંજ પાષાણુપ્રતિમા પેઠે ઉભી રહી. તેનાથી એક પગલું આગળ પણ ભરી શકાતું નહોતું, તેમજ પાછળ પણ હઠી શકાતું નહોતું. સૂર્યમુખી આ વખતે ફૂલ ચૂંટવાને માટે બાગમાં આવી હતી. તે પુષ્પો તોડતી તોડતી આમ તેમ ફરતી હતી. જ્યારે તે બકુલનાં વૃક્ષની છેક નજીક આવી ત્યારે તેની શાખામાં લપાઇને બેઠેલું એક માણુસ તેને દષ્ટિગોચર થયું. હજી તેણે કુંદાને ઓળખી નહોતી. તે બોલી "અહીંઆં કોણ છે રે?"

કુંદા બ્હીકની મારી ઉત્તર દઇ શકી નહિ તે જગા પરથી તે જરા હાલી પણ નહિ.

થોડીવારમાં સૂર્યમુખીએ તેને ઓળખી. તે મોટેથી બોલી "કુંદા છે કે શું?" કુંદા એક શબ્દ પણ બોલી શકી નહિ. પરંતુ સૂર્યમુખી તેનો હાથ પકડીને બોલી "બ્હેન! મારી કને આવ. હું હવે તને એક શબ્દ પણ કહીશ નહિ" આ પ્રમાણે બોલી તે તેને પોતાની હવેલીમાં તેડી ગઈ.

જે દિવસે પ્રાતઃકાળમાં કુંદા નગેંદ્રને ઘેર ગઇ તે રાત્રે દેવેંદ્ર દારૂથી મસ્ત બની વેશાંતર કરી હીરાને ઘેર કુંદાની શોધ કરવા એકલો ગયો. તેણે તેની ઝુંપડીમાં ખૂબ ધ્યાનપૂર્વક જોયું. પરંતુ કુંદા તેને દેખાઈ નહિ. આ તમાસો જોઇ હીરા પોતાની સાડીના પાલવ વતી મુખ ઢાંકીને હસવા લાગી. કુંદા હાથ ન લાગવાથી દેવેંદ્ર નિરાશ થયો. તે મનમાં અતિશય ચીઢવાઇને બોલ્યોઃ—

"હીરા! તને આટલું બધું હસવું શા માટે આવે છે?"

"આપને નિરાશ થયેલા જોઈને. મેના પાંજરામાંથી ઉડી ગઈ છે. હવે મારૂં આખું ઘર તળે ઉપર કરશો તો પણ તે હાથ લાગવાની નથી."

પછી દેવેંદ્રે હીરાને કુંદા સંબંધી બધી હકિકત પૂછી. તેણે

તેને સર્વ બીના કહી સંભળાવી અને છેવટે બોલીઃ—

"સ્હવારમાં જ્યારે મને ખબર પડી કે કુંદા ઘરમાં નથી, ત્યારે મેં ચારે તરફ પુષ્કળ શોધ કરી. પંતુ તેનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ. પછી જ્યારે હું નગેંદ્રના મકાનમાં તપાસ કરવા ગઈ ત્યારે તે ત્યાં સુખેથી બેઠી છે એમ મને જણાયું."

આ વચનો સાંભળી દેવેંદ્રની આશાનો સમૂળો નાશ થયો. હવે તેને ત્યાં થોભવાનું કાંઈ પ્રયોજન નહોતું. છતાં તેના મનનો સંશય હજી દૂર થયો નહોતો. હજી થોડો વખત સુધી બેસી હીરાને કુંદાની સર્વ હકિકત પૂછવાનો તેનો ઇરાદો હતો. તેણે ઉંચે આકાશ તરફ દૃષ્ટિ ફેંકી તો તેને બે ત્રણ વાદળાં આમતેમ જતાં દેખાયાં આથી તે બોલ્યો "આજે જરૂર વરસાદ થશે."

દેવેંદ્ર હજી થોડો વખત પોતાના ઘરમાં બેસે તો ઠીક એવી હીરાની પણ ઇચ્છા હતી. પરંતુ પોતે રહી બાઇ માણસઃ તેમાં વળી એકલી અને તરૂણ! વળી રાત્રિનો સમય. આથી તેનાથી 'બેસો' એમ કહી શકાયું નહિ. "બેસો" એમ કહે તો લોકો તેની નિંદા કર્યા વિના રહે નહિ. છતાં તેના નસીબમાંજ તેવો બનાવ બનવાનું લખ્યું હશે કે શું? કોણ જાણે. દેવેંદ્ર બોલ્યોઃ—

"વર્ષાદ તો પડવા લાગ્યો, હવે હું જાઉં કેવી રીતે? તારી પાસે એકાદ છત્રી બત્રી છે કે? જો હોય તો આપ." હીરાના ઘરમાં છત્રીનું નામ નહોતું તો પછી તે આપે ક્યાંથી?

એટલે દેવેંદ્ર બોલ્યોઃ-વર્ષાદ બંધ પડે ત્યાં સુધી જો હું અહીંઆં બેસી રહું તો લોક મારી નિંદા કરશે?

"ખરેખર, લોકો નિંદા તો કરશેજ. આપ મારે ઘેર રાતના વખતે આવ્યા છો તેથીજ લોકોને તો નિંદા કરવાનું કારણ મળ્યું છે."

"ત્યારે હું અહીંઆં બેસી રહું એમ તારૂં કહેવું છે?"

આનો હીરાએ કાંઈ પણ જવાબ વાળ્યો નહિ. પરંતુ ઓરડીમાં

જઇ તેને બેસવાને માટે એક પોચી તળાઈ આણી અને પાથરી. પછી તેણે તળાઇ ઉપર એક સ્વચ્છ ચાદર પાથરી અને અઢેલવા માટે એક તકીઓ ગોઠવી આપ્યો. વળી તેણે હુક્કો આણી તેની સમક્ષ મૂક્યો. અને દેવતા લેવા માટે ઓરડીમાં ગઇ.

એટલા વખતમાં દેવેંદ્રે પોતાના ખીસ્સામાંથી એક બાટલી કાઢી અને આખી મોઢે માંડી દીધી. મદ્યના અમલમાં તેને હીરાનું રૂપ કેવળ દિવ્ય અને મનોરમ લાગવા માંડયું. અને ખરેખર તે તેવુંજ હતું. હરિણીના જેવી મોટી આંખ, શ્યામ વર્ણ, યુવાવસ્થા, એ સર્વ મોહક જ હતાં. હીરા દેવતા લઇને બહાર આવી એટલે તે બોલ્યોઃ—

"હીરા ! તારૂં સ્વરૂપ દિવ્ય છે એમાં જરા પણ શક નથી."

આ વચનો સાંભળી હીરાએ મંદ હાસ્ય કર્યું. એટલામાં દેવેંદ્રને ત્યાં એક ખૂણામાં એક ભાંગેલી સારંગી દેખાઇ. તેણે કું—કું—કું એવો ગણગણાટ કરી તેને પોતાના હાથમાં લીધી અને તેના તાર પર હાથ ફેરવવા લાગ્યો. એમ કરતાં કરતાં તેણે હીરાને પ્રશ્ન કર્યોઃ—

"આ સારંગી તને ક્યાંથી હાથ લાગી ?"

"મેં એક ભિખારી કનેથી એને વેચાતી લીધી હતી."

દેવેંદ્ર સારંગીના સૂર મેળવી પોતાનાં મન ગમતાં ગાયનો ગાવા લાગ્યો. આ ગાયનો સાંભળી હીરાનું મન મોહિત થયું. થોડી વારમાં તે દેહભાન ભૂલી ગઇ. તેની યોગ્યતા શું, દેવેંદ્રની યોગ્યતા શું તે સર્વે તે વિસરી ગઇ. તે મનમાં બોલી "એ મારા પતિ અને હું એમની પત્ની. ઇશ્વરે મને એમને માટે સરજી છે અને એમને મારે માટે જન્મ આપ્યો છે. અને અમને બંનેને સુખ આપવા માટે અમારૂં જોડલું જોડવાનો તેનો ઘણા દિવસથી વિચાર હતો તે યોગ મળ્યો છે." આવા મનમાં ચાલતા વિચાર તે મદનાંધ બનેલી હીરા મુખ દ્વારા બોલીને બતાવવા લાગી.

દેવેંદ્ર પણ પોતાના મનમાં બોલ્યો કે "હવે હીરાનું મારા પ્રત્યે સંપૂર્ણ મન છે. એના શરીર પર મદનશરના હજારો પ્રહાર પડે છે. એ એટલી બધી ગાત્ર ગલિત થઇ ગઇ છે કે એના મુખમાંથી શબ્દો પણ બરાબર નીકળતા નથી. હવે એ કેવળ મારે આધીન છે એમાં જરા પણ શંકા નથી." તે મનમાં આ પ્રમાણે બોલે છે એટલામાં હીરા સાવધ થઇ અને તે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી દેવેંદ્ર પ્રત્યે બોલીઃ—

"તમે મારા ઘરમાંથી ચાલ્યા જાઓ. જાઓ, એકદમ નીકળો."

દેવેંદ્ર આશ્ચર્યચકિત થઈ બોલ્યો "હીરા! છે શું? આ તું શું બોલે છે?

"તમારે અહીંઆંથી એકદમ નીકળી જવું જોઈએ. નહિ. તો હું—"

"મને શા કારણથી કાઢી મૂકે છે?"

હીરા બોલી "જાઓ, જાઓ. નહિ તો હું કોઈને હાંક મારીશ. તમે મારો સર્વનાશ કરવાનો વિચાર રાખ્યો છે કેમ?"

"હીરા! તું આ પ્રમાણે બોલે છે એ તને છાજે છે કે?"

હીરા ક્રોધ કરીને બોલી "સ્ત્રીનો સ્વભાવ કાંઇ દુષ્ટ હોતો નથી. તમારા જેવા પુરૂષનોજ સ્વભાવ દુષ્ટ હોય છે. તમને ધર્મ એટલે શું તેનું જરા પણ જ્ઞાન નથી. બીજાનું શું થશે તેની તમને જરા પણ ચિંતા નથી. કયી સ્ત્રીનું ગળું રેંસી શકાશે તેનો વિચાર કરી માત્ર પોતાના સુખ પ્રત્યેજ તમે લક્ષ આપો છો. બીજાનું શું થશે તેનો તમે જરા પણ વિચાર કરો છો કે? જો તેમ હોત તો આવી રાત્રિની વેળાએ તમે મારે ઘેર ન આવ્યા હોત. મારો ઘાત કરવાનો વિચાર તમારા મનમાં નથી કે? મને વેસ્યા ધારીને તમે અહીંઆ આવ્યા છો? જો તેમ ન ધાર્યું હોત તો આ વખતે અહીંઆં બેસવાની તમારી હામજ ચાલી ન હોત. પરંતુ હું વેસ્યા નથી એ

વાત તમે બરાબર લક્ષમાં રાખજો. હું કેવળ મજુરી કરીને પેટ ભરનારી રંક સ્ત્રી છું. એવું ખરાબ કાર્ય કરવાને મને જરા પણ ફુરસદ મળતી નથી, સમજ્યા ? જો હું કોઈ શ્રીમંતની સ્ત્રી હોત તો મારા હાથથી શું થયું હોત તે મારાથી કહી શકાતું નથી ”

આ ભાષણ સાંભળતાંજ દેવેંદ્રને બહુ ક્રોધ ચઢ્યો. આવો મામલો જોઇ હીરા જરા નરમ પડી. તે દેવેંદ્ર તરફ બરાબર નિહાળીને બોલી:—

“ આપનું સૌન્દર્ય અને રૂપ જોઈને હું કેવળ ગાંડી બની ગઈ છું. પરંતુ મહેરબાન સાહેબ ! આપ મને વેસ્યા સમજશો નહિ, હં ! આપનાં દર્શનથી મને બહુ આનંદ થાય છે. અને તેથીજ મેં આપને અહીંઆં બેસવાનું કહ્યું હતું. અને મારાથી આપને ‘ જાઓ ’ એમ કહી શકાતું નથી. પરંતુ શું કરૂં ? હું રહી સ્ત્રી માણુસ. આપને નહિ આવવા દેવાનું જો મારામાં સામર્થ્ય હોત તો આપ અહીંઆં આવીને બેઠા હોત ખરા કે ? ( વળી કાંઇ મનમાં આવ્યું હોય તેમ ક્રોધ કરીને ) તમે ઘણા નિર્દય છો. મારો ઘાત કરવાનેજ તમે આ ઘરમાં પ્રવેશ કર્યો છે. હવે નિકળવાનું મન શે થાય ?”

દેવેંદ્ર એક બીજી મદિરાની પ્યાલી ગટગટાવી બોલ્યોઃ—

હીરા ! વાહ ! વાહ ! શાબાશ ! તેં ઘણું સરસ ભાષણ કર્યું હોં ! અમારી બ્રહ્મ સમાજમાં તું એકાદ વખત ભાષણ ન કરે ? તારી વાણી ઘણી જ મીઠી અને મનોહર છે. ”

આ ઠેકડીથી હીરાને ઘણો ક્રોધ ચઢ્યો અને તે ચિરડાઇને બોલીઃ—

“ હું તમને સાફ કહું છું કે તમે મારી મજાક કરશો નહિ. તમારા જેવા કમઅક્કલ પુરૂષ પર મારો પ્રેમ ચોંટયો છે તો પણ તેનો આ પ્રકારે ઉપહાસ થાય તે યોગ્ય નથી. હું સદાચરણી સ્ત્રી નથી. સદાચરણ એટલે શું તે હું જરા પણ સમજતી નથી. મારૂં

મન તે દિશા તરફ જરા પણ વળ્યું નથી. હું વેશ્યા નથી એમ જે મેં પૂર્વે તમને કહ્યું હતું તેનું કારણ એટલુંજ કે તમારો પ્રેમ સંપાદન કરવાની આશા રાખી મારી વર્તણુંકને બટ્ટો ન લાગવા દેવાનો મારો નિશ્ચય છે. સદાચરણ વિષે મારૂં કાંઈ બોલવુંજ નથી. જો તમારા મનમાં મારા પ્રત્યે સહજ પણ પ્રેમ હોત તો તમારી સમક્ષ હું આવું કદિ ન બોલત. તમારા પ્રીતિ ભંડારની આગળ હું મારા અપયશને જરા પણ વિસાતમાં ગણુતી નથી. પરંતુ મારા પર તમારી જરા પણ પ્રીતિ નથી. તો પછી વિના કારણ અપયશ અને નિન્દા શા માટે વ્હોરી લેવાં ? કયી આશા પર મારે મારૂં સ્વાતંત્ર્ય ગુમાવવું ?

જો મારા કરતાં એકાદ વધુ તરૂણ અને રૂપવતી સ્ત્રી આપના હાથમાં આવી તો તમે તેને કાંઇ જવા દેનાર નથી. જો હું મારૂં અંતઃકરણ આપને અર્પણ કરૂં તો તમે આનંદથી તેનો સ્વીકાર કરશો. પરંતુ કાલેજ તમે મને વિસરી જશો. અથવા કદાચ યાદ રાખશો તો તમારા અન્ય મિત્રોની આગળ મારી મજાક કરશો. તો કઈ આશાએ મારે મારૂં મન આપને સ્વાધીન કરવું ? જ્યારે આપને મારા પર અત્યંત પ્રેમ ઉપજે—એવો શુભ દિન ઈશ્વર દેખાડે ત્યારે હું એકનિષ્ઠાથી આપની સેવા કરીશ."

આ વચનો સાંભળી દેવેંદ્રને પાકી ખાત્રી થઇ કે હીરાનો મારા પર સંપૂર્ણ પ્રેમ છે. તે મનમાં બોલ્યો "હવે મેં તને ઓળખી. હવે મને જેમ ફાવશે તેમ હું તને નચાવીશ અને જ્યારે જ્યારે મારા મનમાં કાંઇ ઇચ્છા થશે ત્યારે ત્યારે તે તારી મારફતે જ સિદ્ધ કરીશ.'

આવો વિચાર કરી દેવેંદ્ર ત્યાંથી નીકળ્યો; પરંતુ તેણે હીરાને હજુ ઓળખી નહોતી.



# પ્રકરણ ૧૩ મું.

બપોરનો સમય છે. શ્રીશચંદ્ર પોતાની ઓફિસમાં ગયો છે. તેના ઘરનાં બીજાં માણસો ભોજન કરે છે. દિવાનખાનાને તાળું મારવામાં આવેલું છે. તેની બહારની બાજુએ એક અફીણી મુસલમાન ચોકીદાર એક ચટાઈ પર બેસી અફીણની ધૂનમાં ઝોકાં ખાય છે. આ તકનો લાભ લઈ ચાકર નોકરો એકઠા મળી લાંબાં લાંબાં ગપ્પાં હાંકે છે અને મજા કરે છે.

આ વખતે કમળા પોતાની ખોલીમાં બેઠી હતી. તેના કેશ પીઠ પર છૂટા પડયા હતા. તેણે હાથમાં સોય દોરો લીધો હતો અને તેનાથી તે રૂમાલ પર વેલબુટ્ટા કાઢતી હતી. તેની પાસે બીજું કોઇ માણસ નહોતું. માત્ર સતીશ્ચંદ્ર અહીં તહીં કાંઇ ઠાકઠોક કરતો હતો. તેણે પહેલાં પોતાની માના હાથમાંથી રૂમાલ ખૂંચવી લેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેણે તે મજબુત રીતે પકડયો હતો એટલે તે બાજુમાંજ પડેલા એક વાઘના ચિત્ર પાસે ગયો અને વાઘની ડોકી મચરડી નાખવા લાગ્યો.

થોડે દૂર એક બિલાડી પોતાના પંજા આગળ કરી તે બંને મા દિકરા પર મીટ માંડી રહી હતી. સ્વભાવે તે ગંભીર લાગતી હતી. જાણે તે મનમાં બોલતી હતી કે: "માણસની અવસ્થા ઘણી ભયંકર છે. તેમનાં મન નિરંતર વેલબુટ્ટા કાઢવામાં અથવા

ઢીંગલીઓ સાથે રમવામાં અથવા એવાજ કોઇ ગાંડપણના ધંધામાં રોકાયલાં હોય છે. પરંતુ સારાં કામો કરવાં, કે બિલાડીને સારૂં ખાવાનું આપવું એવા વિચાર તો એમના મનમાં કદિ આવતાજ નથી. કોણ જાણે ભવિષ્યમાં એમનું શું થશે?"

એક પતંગીઉં ખોલીમાંથી બહાર નીકળી આમતેમ ઉડતું હતું. સતીશ્ચંદ્ર ખાવા બેઠો હતો ત્યાં માખો ગણગણી રહી હતી. કીડીઓ અનાજના ઝીણા કણ મ્હોંમાં લઇને પોતાના દરમાં જતી હતી. હવે મનુષ્ય જાતિનો સ્વભાવ સુધારવાનો કાંઈ ઉપાય નહિ જડવાથી બિલાડી નિરાશ થઈ એક દીર્ઘ શ્વાસ છોડી ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ.

પતંગને તે ખોલીમાં કાંઇ ખાવાનું નહિ મળવાથી ઉડી ગયું. પછી કમળા પણ ઘણી વાર સુધી કામ કરવાને લીધે થાકી ગઇ. આથી તેણે સોય દોરો, રૂમાલ એ સર્વ ચીજો નીચે જમીન પર મૂકી દીધી અને સતીશ્ચંદ્રની તરફ તે બોલીઃ—

"અલે માલા બાલુડા! પુરૂષો ઓફિસમાં જાય છે તે શા માટે કહે જોઉં?"

સતીશ્ચંદ્ર બાલ ભાષામાં બોલ્યો "શ્લી, શ્લી, શ્લી, શ્લી."

"મારા લાડકા, તું ઓફિસમાં જઇશ નહિ, હં."

"હંમા! હંમા!"

"હંમા એટલે શું? તું હંમા કહેવરાવવાને ઓફિસમાં જવાનો છે કે? બિલકુલ જઇશ મા. નહિ તો તારી બાયડી પાછળ રડતી બેસશે."

સતીશ્ચંદ્ર 'બાયડી' નો અર્થ 'બાવો' એમ સમજ્યો કારણ કે જ્યારે તે ખૂબ રડવા માંડતો ત્યારે કમળા તેને 'બાવો આવશે અને તને મારશે" એમ કહીને બ્હીવરાવતી હતી. આથી તે બોલ્યો "બાવો માલશે."

કમળા બોલી " યાદ રાખ ત્યારે, જો તું ઓફિસમાં જશે તો બાપડી મારશે જ તને "

આ પ્રમાણે મા દિકરાનો વિનોદ ઘણી વાર સુધી ચાલ્યો. એટલામાં એક દાસી આંખ ચોળતી ચોળતી ત્યાં કમળા પાસે આવી અને તેને એક પત્ર આપ્યો. કમળાએ તે પત્ર પર ઉપર ટપકે નજર નાંખી તો તેને તે પત્ર સૂર્યમુખીનો જણાયો. પછી તેણે તે પત્ર ધ્યાનપૂર્વક બે વખત વાંચી જોયો. તે પત્ર વાંચીને તે સ્તબ્ધ અને ઉદાસ થઈ. તે પત્ર આ પ્રમાણે હતો:—

મારી પ્રિય ભગિની સમાન સૌ. કમળાબાઈ!

બ્હેન ! તમે કલકત્તા ગયા પછી મને વિસરી ગયાં છો; નહિ તો તમારા તરફથી મને એકજ પત્ર કેમ મળત ? વારંવાર તમારા આરોગ્યના વર્તમાન સાંભળવા હું કેટલી આતુર હોઉં છું, એની તમને ખબર નહિ હોય. અસ્તુ.

તમને કુંદા વિષે જાણવાનું મન હશે, માટે કહું છું. સાંભળો. કુંદા મળી. આ સાંભળી તમને ઘણો આનંદ થશે. ઘરધણી (નગેંદ્ર) કુંદાની સાથે લગ્ન કરવાની તૈયારીમાં છે. આ લગ્ન સંબંધી સર્વ વ્યવસ્થા મેં પોતે કરી છે. વિધવાવિવાહ કરવાને શાસ્ત્ર તરફથી છૂટ મળેલીજ છે. તો પછી હવે તેને બીજી હરકત શી રહી ? અને તેને પૂછનાર પણ કોણ ?

એક બે દિવસમાં લગ્ન થઇ જશે. પરંતુ તમે આ સમારંભમાં ભાગ લઈ શકવાનાં નથી, કારણ કે તમે એટલા ટુંકા વખતમાં અહીંઆં ન જ આવી શકો. નહિ તો તમને તેડવાને માણસ મોકલ્યું હોત. જો તમારાથી આવવાનું બની શકે તો ઋતુશાંતિને દિવસે પણ આવજો. તમને મળવાની મારી ઘણી ઇચ્છા છે. ઋતુશાંતિનો દિવસ હજી નક્કી થયો નથી. નક્કી થયે જણાવીશ. ત્યારે જરૂર આવજો. એજ, કામકાજ ફરમાવશો."

કમળા આ પત્રનો અર્થ જરા પણ સમજી શકી નહિ. આથી તે સતીશ્ચંદ્રનો મત પૂછવા માટે તેની પાસે ગઇ. તે ત્યાં પાસેજ એક ટેબલ નીચે હાથમાં એક ન્હાનકડું પુસ્તક લઈ તેના ખૂણા કરડતો બેઠો હતો. કમળાએ તેને તે પત્ર વાંચી બતાવ્યો અને તે બોલી "સતુ! આ પત્રનો અર્થ શું છે તે કહે જોઇએ?"

સતીશ્ચંદ્રને તો આ મશ્કરીજ લાગી. તે તરતજ ઉભો થઇને પોતાની માને ચુંબન કરવાને તૈયાર થયો. પછી આ પુત્ર-પ્રેમ આગળ કમળા થોડીવાર સુધી સૂર્યમુખીને વિસરી ગઈ. પરંતુ તરતજ તેને તેના પત્રનું સ્મરણ થયું અને તે પોતાના મનમાં વિચાર કરવા લાગી. "આ કામ સતીશ્ચંદ્રની શક્તિ બહારનું છે. માટે આ કામમાં તો તેમનીજ (શ્રીશચંદ્રનીજ) મદદ લેવી જોઇએ. તે હમણાં આવશે આવ ભાઈ, આપણે રૂસણું લઇએ."

શ્રીશચંદ્ર ઓફિસમાંથી વેળાસર ઘેર આવ્યો, અને પોતાની ખોલીમાં જઇ કપડાં બદલી આરામ મેળવવાને કોચ પર બેઠો. કમળા સતીશ્ચંદ્રને હાથમાં લઇને ધમ દઇને કોચ પર બેઠી. આ સર્વ પ્રકાર જોઈ શ્રીશચંદ્ર જરા હસ્યો અને હાથમાં હુકો લઇ દૂર એક ખુરશી પર જઈ બેઠો. ધીમે ધીમે હુકો તાણતો તેને ઉદ્દેશીને તે બોલ્યો "અરે હુક્કા! તારા ઉદરમાં પાણી છે, પરંતુ તારે માથે અગ્નિ છે. માટે તું સાક્ષી થા. અને જે કોઈ ગુસ્સે થયું હોય તેને મારી સાથે વાત કરાવ, નહિ તો હું તને છોડનાર નથી"

આ સાંભળી કમળા ઉઠી અને પોતાનાં કમળ સમાન પણ ક્રોધભર્યાં નેત્રો તેના પર ઢાળી બોલી "આપ હુક્કો તાણો છો ત્યાં સુધી આપની સાથે બોલવામાં કાંઇ ફાયદો નથી. કારણ કે આપનું ધ્યાન તેમાં હોવાથી આપ મારા બોલવા પ્રત્યે જરા પણ લક્ષ આપશો નહિ." પછી તેણે હુકો પકડી તેના હાથમાંથી ખૂંચવી લઈ એક તરફ મૂકી દીધો.

ત્યાર બાદ તેણે સૂર્યમુખીનો પત્ર શ્રીશચંદ્રના હાથમાં આપ્યો અને કહ્યું—

"આ પત્રનો અર્થ મને બરાબર સમજાવો જોઇએ, નહિ તો આપનો પગાર કાપી લઇશ."

શ્રીશચંદ્ર બોલ્યો "માત્ર આવતા મહિનાનો જ પગાર મને આપજો ને, એટલે હું એનો અર્થ સમજાવીશ."

ત્યારે કમળા પોતાનું મ્હોં તેના મ્હોંની પાસે લઇ ગઇ અને પછી શ્રીશચંદ્રે પોતાને જેટલા રૂપીઆ જોઇતા હતા તેટલા ગણી લીધા. પત્ર વાંચ્યા પછી તે બોલ્યોઃ—

'આ તો કેવળ મજાક છે."

"મજાક શું? પત્રમાંની વિગત કે આપ બોલો છો તે?"

"પત્રમાંની વિગત."

"હું આપને એકદમ બરતરફ કરૂં છું. આપનામાં એક ફુટી કોડી જેટલી પણ અક્કલ નથી એમ મને લાગે છે. સ્ત્રી મજાક કરે એવો આ વિષય છે કે?"

"એમ બનવું કેવળ અશક્ય છે."

"મને તો એ સાવ સાચું લાગે છે."

"સાવ ખોટું. એમ કેમ થાય વારુ?"

"આ પ્રમાણે લગ્ન કરવાનો મારા ભાઇનો પ્રથમથીજ આગ્રહ છે."

"શ્રીશચંદ્ર થોડીવાર સુધી વિચારમનસ્ક રહ્યો, પછી એ બોલ્યો" મને આમાં કાંઈ સમજ પડતી નથી. તું શું કહે છે તે? હું નગેંદ્રને પત્ર લખું એમ તું કહે છે ને?"

"હા, તેના પર પત્ર લખવો જોઇએ."

ત્યારે શ્રીશચંદ્રે મનમાં થોડો બડબડાટ કરી પત્ર લખ્યો. નગેંદ્રે તેના પર નીચે પ્રમાણે ઉત્તર મોકલ્યોઃ—

"તમે મારો તિરસ્કાર ન કરશો. પણ મારી આવી પ્રાર્થનાથી શું વળશે ? જે તિરસ્કારને પાત્ર હોય તેનો તિરસ્કાર થવો જ જોઇએ. હું તો આ લગ્ન કરવાનોજ છું. આખું જગત મારો બહિષ્કાર કરશે તો પણ હું આ લગ્ન કરીશ. નહિ તો હું ગાંડો થઇ જઇશ. હવે હું આ બાબતમાં કોઇની પરવા રાખતો નથી. નિશ્ચય થયો તે થયોજ. આથી વધુ કહેવાનું હવે કાંઈ રહ્યું નથી. આપ સમજી શકશો કે હવે મારૂં મન ફેરવવાનો પ્રયત્ન કરવો નિરર્થક છે. એમાં કાંઇ વળનાર નથી.

પરંતુ જો આપને એ સંબંધમાં કાંઇ કહેવું હોય તો તે સાંભળવાને હું તૈયાર છું. વિધવાવિવાહ શાસ્ત્ર વિરૂદ્ધ છે એમ જો કોઇ કહે તો હું તેને પંડિત વિદ્યાસાગરના નિબંધ વાંચવા આપીશ. આવો મોટો વિદ્વાન જ્યારે વિધવાવિવાહ શાસ્ત્રસમ્મત છે એમ પ્રતિપાદન કરે છે ત્યારે તેની વિરૂદ્ધ બોલવાને કોણ સમર્થ છે ? અને આપ કહેશો કે "વિધવાવિવાહને શાસ્ત્રની સમ્મતિ છે, પરંતુ તેને સમાજનો ટેકો નથી અને જો તમે આ લગ્ન કરશો તો જ્ઞાતિથી બહિષ્કૃત થશો." તો એનો પ્રત્યુત્તર એ છે કે "ગોવિંદપુરમાં મારો બહિષ્કાર કરવાની કોની તાકાત છે ? અહીંઆં આખી સમાજ જ મારા હાથમાં છે. પછી મને બહિષ્કૃત કરનાર કોણ ?"

છતાં જો આપની ઇચ્છા હોય તો હું મારૂં લગ્ન ગુપ્ત રીતે કરીશ. તેનો ગંધ પણ કોઇને નહિ આવવા દઉં. પરંતુ પ્રથમથીજ આપ વિઘ્નો ઉભાં કરશો નહિ. આપ કહેશો કે પુનર્વિવાહ નીતિ વિરૂદ્ધ છે. તો હું પૂછું છું કે તે નીતિ વિરૂદ્ધ છે એમ આપ શા ઉપરથી કહો છો ? એ આપ અંગ્રેજ લોકો પાસેથી શીખ્યા છો. આવી સમજ પ્રાચીન કાળમાં આ ભરતખંડમાં નહોતી. ખૂદ અંગ્રેજ લોકોના શાસ્ત્રમાં એ કલ્પના જણાવી છે કે ? એ કલ્પના તેમણે કેવળ મોઝીઝના ધર્મશાસ્ત્રમાંથીજ લીધી છે, પરંતુ મોઝીઝનું ધર્મ-

શાસ્ત્ર ઈશ્વિર પ્રણીત છે એમ તો આપ માનતા નથી. તો પછી એક પુરૂષ બે સ્ત્રીઓની સાથે લગ્ન કરે એ કાર્ય નીતિ વિરૂદ્ધ છે એમ આપ કેમ કહો છો ?

તમે કહેશો કે જો એક પુરુષ બે સ્ત્રીઓની સાથે લગ્ન કરે તો એક સ્ત્રીએ બે પુરુષોની સાથે લગ્ન શા માટે ન કરવું ? આનો હું એવો ઉત્તર આપું છું કે એક સ્ત્રીને બે પુરૂષોની સાથે લગ્ન કરવાથી જે દુઃખ થાય છે તે એક પુરુષને બે સ્ત્રી પરણવાથી ઉદ્‌ભવતાં નથી. જો એક સ્ત્રીને બે પતિ હોય તો તે ઉભય દ્વારા તેને જે બાળકો ઉત્પન્ન થાય તેનું પાલનપોષણ કોણે કરવું તે વિષે ભાંજગડ ઉભી થાય. અમુક બાળકનો પિતા કોણ તેની ખાત્રી ન થવાથી બાળકોમાં ઐક્યભાવ જરા પણ રહે નહિ. અને પરિણામે અવ્યવસ્થા ઉભી થાય.

પરંતુ એક પુરુષને બે સ્ત્રીઓ હોય તેથી તેને આવી અવ્યવસ્થા થવાનો ભય રહેતો નથી. સ્ત્રી બે પતિ કરે તે વિષે બીજી અનેક હરકતો જણાવી શકાય એમ છે. એકંદરે સમાજને જે હાનિકારક હોય તેજ નીતિ વિરૂદ્ધ ગણાય છે. એક પુરૂષને બે સ્ત્રીઓ હોય એ આપને નીતિ વિરૂદ્ધ લાગતું હોય તો તે દ્રષ્ટાંતોથી સિદ્ધ કરી આપો.

આપ કહેશો કે તેથી કુટુંબમાં ટંટા ઉત્પન્ન થાય છે. આ વાતનો હું સ્વીકાર કરૂં છું. પરંતુ ઘડીવાર મારોજ દાખલો લો. મને પુનર્વિવાહ કરવાનું એક સબળ કારણ છે. મારે સંતાન નથી. મારી પાછળ આ કૂળનું નામ પણ રહેનાર નથી. હું બીજીવાર લગ્ન કરૂં તોજ સંતાનોત્પત્તિ થવાની આશા બંધાય. તો પછી હું જે કરૂં છું તે ગેરવાજબી કેમ કહેવાય ?

અડચણ જોવા જોઇએ તો માત્ર સૂર્યમુખીની છે. તેને, શૉક્યનું સાલ ઉભું કરી ત્રાસ શા માટે આપવો ? આનો ઉત્તર એ છે કે તેને આ કાર્યથી તલ માત્ર પણ ત્રાસ પહોંચવાનો નથી. તેણે પોતાની

જાતેજ મને એમ કરવાની સૂચના કરી છે અને લગ્નની સર્વ તૈયારી પણ તેણેજ કરી છે. આ માટે તે ઘણીજ ઉત્સુક છે. તો પછી હવે શી હરકત રહી? અને હું દોષ પાત્ર શાથી થયો?"

પત્ર વાંચવાનું કામ પૂરૂં થયા પછી કમલા બોલી "હવે આપ તેનો શો દોષ કાઢશો? હવે મારૂં તો કહેવું એ છે કે આપ સર્વ કામની ઝટ વ્યવસ્થા કરી લ્યો. આપને ગોવિંદપુરજ જવું પડશે."

"પરંતુ આપણા જવાથી લગ્ન બંધ રહેશે કે?"

કમળા બોલી "જો તે લગ્ન કરવાનું માંડી નહિ વાળશે તો હું તેના ચરણમાં જીવ આપીશ."

"છટ, જૂઠું. તારાથી તેમ કાંઇ બની શકનાર નથી.

પરંતુ આપણે જઈ તે નવી સ્ત્રીને અહીંઆં તેડી લાવીશું પછી શું થાય છે તે જોઇશું."

પછી બન્ને જણે ગોવિંદપુર જવાની તૈયારી કરવા માંડી. બીજે દિવસે પ્રાતઃકાળમાં તે ઉભય નાવમાં બેસી જલપર્યટન કરવા લાગ્યાં. વખત સર તેઓ ગોવિંદપુર જઈ પહોંચ્યાં. ઓવારા પર તેમને સત્કારવાને દાસ દાસીઓ આવ્યાં હતાં.

તેઓ નગેંદ્રનાં મકાનમાં આવ્યાં ત્યારે કેટલાંક માણસો તેમને મળ્યાં. તે પતિ પત્ની ઉભય લગ્ન થઈ ગયાં કે નહિ તે જાણવાની ઉતાવળમાં પડ્યાં હતાં. પરંતુ તે બેમાંથી એક પણ કોઇને તે વિષે કાંઈ પૂછી શક્યું નહિ. કારણ સ્પષ્ટજ છે. આવી બાબતમાં પારકાંને કાંઇ પૂછપરછ થઈ શકે?

કમળા હવેલીમાં પ્રવેશતાંની સાથેજ ધસમસી અંતર્ગૃહમાં ગઇ. આ વખતે તે સતીશ્ચંદ્રને પોતાની સાથે લેવાનું વિસરી ગઇ. તે તેની પાછળ પાછળ અથડાતો ચાલ્યો. કમળાએ અસ્પષ્ટપણે બ્હીતાં બ્હીતાં દાસીઓને પૂછ્યું "સૂર્યમુખી ક્યાં છે?"

લગ્ન થઈ ગયાં છે અથવા સૂર્યમુખી મૃત્યુ પામી છે એમ

કોઈ કહેશે, એવી કમળાને બીતિ હતી, પરંતુ દાસીઓએ જવાબ આપ્યો કે "બાઈસાહેબ પોતાના શયનમંદિરમાં છે." આ સાંભળી કમળા તરતજ ત્યાં ગઈ. ક્ષણભર તેણે આમ તેમ જોયું પરંતુ તેને કોઇ કયાંય જણાયું નહિ. અંતે તેને એક સ્ત્રી બારી આગળ અવનત મસ્તકે બેઠેલી જણાઈ. કમળાને તેનું મુખ બરાબર દેખાતું નહોતું. પરંતુ તેણે સૂર્યમુખીને તરતજ ઓળખી. કમળાનાં પગલાં વાગતાંજ સૂર્યમુખી ત્યાંથી ઉઠી અને જરા આગળ આવી. હજી પણ લગ્ન થયું કે નહિ તે પૂછવાની કમળાની હિમ્મત ચાલી નહિ. સૂર્યમુખીનું શરીર લેવાઇ ગયું હતું તેના શરીરમાં માત્ર હાડચામ બાકી રહ્યાં હતાં. તેનો સીધો અને સરળ બાંધો હમણાં ધનુષ્યાકૃતિ બનેલો હતો. તેનું કમળ સમાન વદન નિસ્તેજ અને મ્લાન થયેલું હતું. તેની આ સ્થિતિ જોઇ કમળાને લાગ્યું કે લગ્ન ખરેખર થઈ ગયાં છે, આથી તેણે સૂર્યમુખીને પૂછયું "બ્હેન! લગ્ન કયારે થયું ?" "કાલે."

પછી આ બન્ને જણી નીચે ભૂમિ પર બેઠી, પરંતુ ન કોઈ બોલે કે ચાલે. સૂર્યમુખીએ પોતાનું મુખ કમળાના પાલવ નીચે ઢાંકયું અને તે રોવા લાગી. ત્યારે કમળા પણ તેની સાથે રડવા લાગી. તેનાં આંસુ સૂર્યમુખીના છૂટા કેશ ઉપર ટપટપ પડવા લાગ્યાં.

આ તરફ દિવાનખાનામાં નગેંદ્ર એકલોજ બેઠો હતો. તે વખતે તેના મનમાં શું ઘોળાતું હતું વારૂ ? તેના મનમાં વારંવાર એ વિચાર આવતો હતો કે 'કુંદનંદિની! લાડકી કુંદા, હવે તું મારીજ છે. કુંદા મારીજ સ્ત્રી છે. અહાહા! કુંદા! કેવું સુંદર નામ છે! તે હવે મારીજ છે."

શ્રીશચંદ્ર હવેલીમાં આવ્યો કે તરતજ તે દિવાનખાનામાં નગેંદ્રની પાસે ગયો, પરંતુ નગેંદ્ર તેની આગળ એક શબ્દ પણ બોલી શકતો નહોતો. તે મનમાં માત્ર એટલુંજ બોલતો હતો કે "સૂર્યમુખીએજ

ઉતાવળ કરીને મારૂં આ લગ્ન કરી દીધું છે. તો પછી આ અનુપમ સુખનો ઉપભોગ લેવામાં મને કોણ હરકત કરનાર છે ?"

સંધ્યાકાળે જ્યારે કમળા અને સૂર્યમુખી–એ બંનેનું દુઃખ કાંઇક ઓછું થયું ત્યારે સૂર્યમુખીએ કમળાને લગ્નની સર્વ હકિકત કહી સંભળાવી. તે સાંભળી કમળાને ઘણું આશ્ચર્ય થયું અને તે બોલી "બ્હેન ! ત્યારે આ લગ્ન તારી ખટપટથીજ થયું છે ને ? ત્યારે તો હાથનાં કર્યાંજ હૈયે વાગ્યાં. આમાં તને શું લાભ ?"

વરસાદ વરસ્યો કે વીજળી ચમકે છે જ; પરંતુ તેનો પ્રકાશ મંદ પડતો જાય છે તે પ્રમાણે સૂર્યમુખી કિંચિત હસી અને બોલી "બ્હેન ! લગ્નની ગોઠવણ કરાવી આપનાર હું તે કોણ ? તમારા ભાઇનું જ મ્હોં જુઓને ! આનંદ અને સુખના યોગથી તે કેવું તેજસ્વી દેખાય છે ! આ ઉપરથી તેમને કેટલો હર્ષ થયો છે તે તમે સહજ સમજી શકશો.

આટલા દિવસ સુધી મેં એમને ઉદાસ અને દુઃખી જોયા, તેનું કારણ શું હું નહિ સમજતી હઇશ ? એમની ઉદાસીનતા અને દુઃખનો નાશ કરવાને માટેજ મેં આ કાર્ય કર્યું. જો હું તેમને સુખી નહિ જોઉં તો મને પોતાને સુખ ક્યાંથી મળે ?

ઘડી ભર હું તેમને ઉદાસ થયેલા જોતી ત્યારે મને એમ થઇ આવતું કે ભલે મારો જીવ જાય તેની હરકત નહિ પરંતુ એમને તો હું સુખી કરીશ જ. જો એમને ઝુરતા અને સર્વસંગપરિત્યાગ કરી તીર્થયાત્રા કરવા જવાને તૈયાર થયેલા જોઇને સ્વસ્થ બેસી રહી હોત તો તેથી મને શું સુખ થયું હોત ! એઓજ મારૂં સર્વસ્વ. એમને સુખે હું સુખી. ઇશ્વરે આ દેહ તેમના જ સુખને માટે નિર્માણ કરી છે. તેમને જેથી સુખ થાય તે કાર્ય મારે કરવું, પછી તેમ કરતાં મારો જીવ જાય તે પણ બહેતર. એજ મારો ધર્મ. તે સુખી તો હું પણ સુખી. આવા વિચાર કરી મેં તેમને કહ્યું "પ્રાણેશ્વર ! આપનું

સુખ તે મારૂં સુખ. ભલે આપ કુંદાની સાથે લગ્ન કરો. એથી મને ઘણો આનંદ થશે." મારા કહેવાથીજ તેમણે તેની સાથે લગ્ન કર્યું."

"પછી તું સુખી થઇ કે?"

"વળી તમે મને મારા સુખને માટે શા સારૂ પૂછો છો? હું કોણ? સ્ત્રીઓએ પોતાના સુખ તરફ શા માટે લક્ષ આપવું જોઇએ? જો પાષાણ પર ચાલતાં તેમના પગને દુઃખ થતું હોય તો તે ઠેકાણે મારૂં શરીર મૂકવું એજ મારો ધર્મ છે. "બોલો, હવે બીજું તમે શું પૂછો છો?"

આ પ્રમાણે બોલી સૂર્યમુખી અલ્પ સમય પર્યંત સ્તબ્ધ રહી. તેણે પોતાનું મસ્તક નીચું ઢાળ્યું અને પોતાની સાડીના પાલવ વતી આંખમાંનાં અશ્રુ લૂછી નાંખ્યાં. એટલામાં એકાએક કાંઈ વિચાર આવ્યો હોય તેમ તેણે કમળાને પૂછ્યું:—

"બ્હેન, એક દેશમાં પુત્રીઓને જન્મતાં વેંત જ મારી નાંખવામાં આવે છે ને?"

કમળા તેના હૃદયનો ભાવ જાણીને બોલી "કોઈ દેશમાં એમ થતું હશે. આપણે તેની સાથે શું કામ છે? જેના ભાગ્યમાં જે લખ્યું હોય તે બને."

"જગતમાં મારા જેવું ભાગ્યશાળી કોણ? મારા પતિના જેવા પતિ કોઇને મળ્યા હોત કે? રૂપ, ગુણ, દ્રવ્ય વગેરે જે સર્વ મારા પતિની પાસે છે તે બીજા કોઈની પાસે નહિ હોય. રૂપ અને દ્રવ્ય એ તો નજીવી વાત છે, પરંતુ તેમના ગુણની તોલે તો કોઇ આવી શકે એમ નથી. મારે શી ન્યૂનતા હતી? મારૂં ભાગ્ય કેવું બળવાન હતું? પરંતુ હવે મારી સ્થિતિ કેમ બદલાઈ ગઈ હશે?"

"એ પણ તારૂં નશીબ જ"

"હવે મને ઘણું દુઃખ થાય છે."

"બ્હેન! હમણાં તું કહેતી હતી કે પતિનું પ્રસન્ન વદન જોઇ મને સુખ થાય છે અને ફરી તુંજ કહે છે કે મને બહુ દુઃખ થાય છે. ત્યારે એ બેમાં ખરૂં શું?"

બન્ને વાત સાચી. તેમને સુખી થયેલા જોઈ હું સુખી થાઉં છું, પરંતુ તેમણે મારો તિરસ્કાર ન કરવો જોઈએ. છતાં મારો તિરસ્કાર કરવાથી તેમને એટલો આનંદ થાય છે કે—" તે આગળ બોલી શકી નહિ. તેનો કંઠ રૂંધાઈ ગયો.

કમળા તેના બોલવાનો મર્મ મનમાં સમજી બોલી "જો એ કારણથી તું તારા હૃદયમાં બળતી હોય તો હું કોણ, તને સાંત્વન આપનાર? તને તારા પ્રાણની પણ દરકાર ન હોય તો પશ્ચાત્તાપ શા માટે કરે છે?"

"હું પશ્ચાતાપ નથી કરતી. મેં જે કર્યું છે તે યોગ્ય જ કર્યું છે. એમાં જરા પણ સંશય નથી. તેને માટે જરા પર મારૂં મન દુભાતું નથી. પરંતુ મરણમાં થોડું દુઃખ હોય છે? મને થયું કે હવે મારે સંસારમાં શાને લક્ષ આપવું? ભલે તેઓ તેમને ફાવે તેમ કરે. એટલા માટે મેં જાણી જોઇને સંસાર ભાર ઓછો કરી નાંખ્યો તો પણ દુઃખ સંભારીને હું તમારી આગળ રડું પણ નહિ કે?"

હવે કમળાએ સૂર્યમુખીનું મસ્તક પોતાનાં હૃદય સરસું દાબ્યું. તે બંનેના મનમાં પ્રેમનો કેવો ઉમળકો આવ્યો હશે અને કેવા વિચારો ઉદ્‌ભવ્યા હશે તે વ્યક્ત નથી કરી શકાતું. માત્ર એટલુંજ કહેવું બસ થશે કે તે વખતે તે બંનેએ હૃદયની મુંગી ભાષામાં જ વાત કરી. કમળાને સૂર્યમુખીની ખરી સ્થિતિ સમજાઈ અને સૂર્યમુખીને પણ કમળા આગળ અંતરનો આગળો ખૂલ્લો કરતાં શાતા વળી.

સૂર્યમુખીએ અંતે કમળાને કહ્યું "જવા દો, બળી એ વાત.

પ્રથમ સતીશ્ચચંદ્રને અહીંઆં લાવો. મારે તેની સાથે વાત કરવી છે. તેની કાલીઘેલી બોલી સાંભળવાનું મને ઘણું મન છે."

ત્યાર પછી કમળા અને સૂર્યમુખીએ શ્રીશચંદ્ર, સતીશ્ચંદ્ર, તેની કેળવણી, યજ્ઞોપવિત, લગ્ન વગેરે સંબંધમાં ઘણી વાતચિત કરી. આ રીતે વાતચિતમાં અડધી રાત વહી ગઇ. પછી સૂર્યમુખીએ કમળાને ખૂબ પ્રેમથી આલિંગન દીધું અને સતીશ્ચંદ્રને પોતાના ખોળામાં લઇ તેને પણ ચુંબન કર્યું.

કમળા ઉઠીને સુવાના ઓરડામાં જવા લાગી ત્યારે સૂર્યમુખીની આંખમાંથી પુનઃ આંસુ વહેવા લાગ્યાં. તેણે સતીશ્ચંદ્રને પોતાના હૃદય સરસો દાબ્યો અને તેના મુખ પર હાથ ફેરવી આશીર્વાદ દઈ બોલી "બાલુડા સો વર્ષનો થજે, અને મામાની જેમ સર્વ ગુણ સંપન્ન બનજે. આથી વધારે સારો આશીર્વાદ હું શું આપું? આટલું બોલતાં બોલતાં કંઠ છેક રૂંધાઈ ગયો.

સૂર્યમુખી એ આશીર્વચનો સ્વાભાવિક રીતેજ ધીમેથી બોલી હતી. પરંતુ તે તેના મુખમાંથી અટકી અટકીને બહાર પડતાં હતાં. આવી સ્થિતિ જોઈ કમલાને આશ્ચર્ય થયું. આથી તે મોટેથી બોલીઃ—

"બ્હેન! તારા મનમાં શું છે તે તો મને કહે."

"મારા મનમાં કાંઈ નથી. હવે મનમાં શું હોય? સર્વ ઈચ્છા પરિપૂર્ણ થઈ છે."

"મારી આગળ કોઇ વાત ગુપ્ત રાખીશ મા."

"તમારાથી ગુપ્ત રાખવા જેવી કોઈ પણ વાત મારા મનમાં નથી."

ત્યાર પછી કમલા સ્વસ્થ થઈ પોતાની ખોલીમાં સુવા ગઈ. તેને જૂઠું કહેવામાં સૂર્યમુખીનો એક હેતુ હતો. તે સવારમાં કમળાના સમજવામાં આવ્યો. મળસ્કામાં તે ફરી સૂર્યમુખીને મળવાને માટે તેની ખોલીમાં ગઈ. ત્યાં સૂર્યમુખી નહોતી. પરંતુ તેની સ્વચ્છ શય્યા

પર એક પત્ર પડેલો તેના જોવામાં આવ્યો.

આ પત્ર જોઇને કમળાના હૃદયમાં ધ્રાસ્કો પડયો. તે પત્ર વાંચ્યા વિનાજ તેને તેમાંની હકિકત સમજાઇ ગઇ. તેની ખાત્રી થઈ કે સૂર્યમુખી ઘરમાંથી ચાલી ગઈ છે. તેને તે પત્ર વાંચવાનું મન થતું નહોતું. તેથી તેણે તે પત્ર પોતાના હાથમાં લીધો. પછી તે પોતાનાં કપાળ પર હાથ મૂકીને શય્યા પર બેઠી અને મોટેથી બોલી "હાય! મેં કેવી મૂર્ખતા કરી! કાલે રાત્રે જ્યારે હું નિદ્રા લેવા ગઇ ત્યારેજ તેના બોલવા પરથી મને સંશય આવ્યો હતો. તે છતાં પણ હું અભાગિની તેને એકલી મૂકીને શા માટે ગઇ?" આ પ્રમાણે બોલી તે રોવા લાગી.

આ દૃશ્ય જોઈ સતીશ્ચંદ્ર પણ તેની સાથે ઉભો રહી રોવા લાગ્યો. દુઃખનો ઉભરો નીકળી ગયા પછી કમળા તે પત્ર ઉઘાડી વાંચવા લાગી. પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"કમળાબ્હેન! કાલે રાત્રે મેં તમને જૂઠું કહ્યું તે માટે મને ક્ષમા કરજો. મારા મનમાં ઘણોજ ઉદ્વેગ થયો હતો તેથી મેં તેમ કીધું હતું. જે દિવસે મેં પતિના મુખમાંથી એવાં વચનો સાંભળ્યાં કે "હવે તારૂં મુખ જોવાથી મને જરા પણ સુખ થતું નથી. અને કુંદાને માટે હું ગાંડો થઇ જઈશ. હું પ્રાણ આપીશ." તેજ દિવસે મેં નિશ્ચય કર્યો હતો કે 'મારે કુંદાની શોધ કરી તેને પાછી લાવી એમને સુખી કરવા; અને તેમ કર્યા પછી મારે ઘરનો ત્યાગ કરવો. કારણ કે મારા પતિને કુંદાના પતિ થયેલા મારાથી જોઇ શકાશે નહિ.' હવે આ સર્વ કાર્ય મેં કર્યાં છે.

જે દિવસે લગ્ન થયું તેજ દિવસે રાત્રે ઘરનો ત્યાગ કરવાનું મારા મનમાં આવ્યું હતું. પરંતુ જે સુખ પતિરાજને આપવાનેમાટે મેં મારા પોતાના સુખનો ભોગ આપ્યો હતો તે સુખનો ઉપભોગ લેતા તેમને એક વખત જોવા એવી મારી ઇચ્છા હતી. વળી તમને

મળવાનો પણ મને ભાવ હતો. હવે મારા આ બન્ને હેતુ પરિપૂર્ણ થયા છે. જગતમાં નથી મને આશા કે અભિલાષા; હવે હું ઘરનો ત્યાગ કરીને નીકળું છું.'

આ પત્ર તમારા હાથમાં આવશે, તેટલા સમયમાં હું ઘણે દૂર નીકળી જઇશ. તમને મારી આ યોજના અગાઉથી જણાવી નહિ તેનું કારણ એજ હતું કે તે જાણતાં તમે મને જવા દીધી ન હોત અસ્તુ.

હવે તમારા પ્રત્યે મારી એટલીજ પ્રાર્થના છે કે તમે મારી શોધ કરશો મા. ફરી કદિ પણ હું તમને મળી શકીશ નહિ. જ્યાં સુધી આ ઘરમાં કુંદા છે ત્યાં સુધી હું આ ઘર સામે પણ નહિ જોઉં. અને તમે મારી શોધ કરશો તો પણ હું જડનાર નથી.

હવે હું રંક યાત્રાળુ બની તીર્થાટન કરતી ફરીશ અને ભિક્ષાવૃત્તિમાં મારૂં બાકીનું આયુષ્ય પૂરૂં કરીશ. હું ભિખારણને વેશે દેશેદેશ હીંડતી ફરીશ, એટલે મને કોણ ઓળખનાર છે? વાટખર્ચીને માટે મેં મારી સાથે થોડા પૈસા લીધા હોત, પરંતુ તેમ કરવું મને વ્યાજબી ન લાગ્યું. મેં મારા પતિનો ત્યાગ કર્યો છે અને તેમના પૈસા પર મારો હક્ક નથી. એટલા માટેજ મેં પૈસા લીધા નથી.

મારે માટે તમે એક કામ કરજો. મારા પતિના ચરણમાં મારા હજારો નમસ્કાર કહેજો. મેં તેમની સાથે દગલબાજી કરી અને મારા આ કાર્યની તેમને કાંઇ પણ ખબર આપી નહિ તે માટે મને બહુ દુઃખ થાય છે. મેં તેમના ઉપર પણ એક પત્ર લખ્યો હોત. પરંતુ બ્હેન હું શું કરૂં? તે વખતે મારો હાથ થરથર કંપવા લાગ્યો અને મારાથી જરા પણ લખી શકાયું નહિ.

તેમના ઉપર પત્ર લખવાના ઉદ્દેશથી મેં હાથમાં કાગળ લીધો કે તરતજ મારી આંખમાંથી અશ્રુધારા છૂટવા લાગી અને મને કાંઈ

પણ સૂઝયું નહિ. હાથમાંનો કાગળ પણ સઘળો ભીંજાઈ ગયો. તે કાગળ ફેંકી દઇ બીજો લીધો પરંતુ તે પણ ભીંજાઇ ગયો. વળી ત્રીજો લીધો. આ પ્રમાણે ત્રણ ચાર વાર કર્યું પરંતુ પરિણામ તેનું તેજ આવ્યું. અંતે નાઇલાજે મેં તે કાર્ય પડતું મૂક્યું. તેમને જે જણાવવું છે તે પત્રમાં લખીને જણાવી શકાય એમ નથી.

હવે તમને મારે વિનયપૂર્વક એટલુંજ જણાવવાનું છે કે તમને યોગ્ય લાગે તે રીતે તમે તેમને આ હકિકત જણાવજો. મેં ક્રોધથી તેમનો પરિત્યાગ કીધો નથી, આ વાત સારી રીતે તેમનાં મનમાં ઠસાવજો. મને ક્રોધ આવ્યો નહોતો. મને કદિ ક્રોધ આવતો નથી. અને ખાસ કરીને તેમના પર તો હું કદિ પણ ક્રોધ કરીશ નહિ. જો હું તેમના પર ક્રોધ કરૂં તો મને સુખ કયાંથી મળે?

મેં આજ સુધી તેમની એકનિષ્ઠાથી અને પ્રેમથી સેવા કરી છે. જ્યાં સુધી હું આ જગતમા જીવીશ ત્યાં સુધી હું તેમના ચિંતનમાંજ કાળ વીતાવીશ. હું ઇશ્વરને હમેશાં એવી પ્રાર્થના કરતી રહીશ કે 'હે દેવ! જે સુખને માટે તેમણે આટલો બધો પરિશ્રમ લીધો છે તે સુખ તેમને ચિરકાળ સુધી આપજે.'

હું તેમના નામનોજ જપ જપીશ. મારા ઉપર તેમના લાખ્ખો ઉપકારો છે, તે હું શે વિસરૂં? તેઓ મારા હૃદયમાંથી કદિ પણ ખસનાર નથી. તેમનાં શાં ગુણગાન કરૂં? તેમના જેવું ગુણી આ જગતમાં ભાગ્યેજ હશે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી, માત્ર એકજ દુર્ગુણને લીધે જો હું તેમના હજારો સદ્‌ગુણો વિસરી જાઉં તો હું તેમની પત્ની કહેવાવાને અયોગ્ય ઠરૂં. હવે મેં તેમની પાસેથી છેલ્લી વિદાય લીધી છે અને એમ કરતાં મારી પાસે જે હતું તે સર્વસ્વ મેં તેમને અર્પણ કર્યું છે.

તમને પણ હું છેલ્લા રામરામ કરૂં છું. તમારા પતિ અને

ચિરંજીવને પ્રભુ દીર્ઘાયુષી કરો. મારો—રાંકનો આશીર્વાદ છે. બ્હેન ! તમને અખંડ સુખ મળો અને તમારો ચુડો ચાંદલો અમર રહો.

તમને એક બીજો આશીર્વાદ આપવાનો વિચાર થાય છે. અને તે એ કે જે દિવસે તમારા પરથી તમારા પતિની અમી દૃષ્ટિ ઉઠી જાય તેજ દિવસે પરમેશ્વર તમારા આયુષ્યનો અંત લાવે.

જો કોઇએ મને આવો આશીર્વાદ આપ્યો હોત અને તે આશીર્વાદ ફળીભૂત થયો હોત તો હું આજે કેટલી સુખી હોત ? પરંતુ તેમ થયું નહિ. અસ્તુ. પત્ર–લંબાણને માટે અને તમારી આ દુર્ભાગી ભગિનીના બીજા હજારો અપરાધોને માટે તમે મને ક્ષમા કરશો એવી આશા રાખી હું આ પત્ર પૂરો કરૂં છું."



## પ્રકર ૧૪ મું.

જે વિષલતાનાં બીજારોપણથી તે ઠેઠ તેને ફળ આવે ત્યાં સુધીની સવિસ્તર હકીકત આપવામાં આવી છે તે વિષલતા પ્રત્યેક ઘરમાં મળી આવે છે. પ્રત્યેક ક્ષેત્રમાં તેનું બીજારોપણ થઈ શકે છે. મનુષ્ય પ્રાણી ગમે તેટલું શાણું હોય પરંતુ તેનું મન કામ, ક્રોધ, લોભ ઇત્યાદિ ષડ્રિપુના સપાટામાં સપડાયા વિના રહેતું નથી.

કેટલાક માણસોમાં કામ, ક્રોધાદિનું દમન કરવાની શક્તિ હોય છે. આવા લોકોનેજ મહાપુરૂષો કહેવામાં આવે છે. કેટલાક માણસોમાં એવું સામર્થ્ય હોતું નથી. એટલે તેમને ત્યાં વિષવૃક્ષની ઉત્પત્તિ થાય છે. મનોનિગ્રહ કરવાની અશક્તિ એજ વિષવૃક્ષનો અંકુર છે. અને એજ અશક્તિ તેની વૃદ્ધિનું કારણ છે. એક વખત તેને પોષણ મળ્યું કે પછી તે કદિ પણ નાશ પામતું નથી. વૃદ્ધિ પામ્યું તે પામ્યુંજ.

દેખાવમાં તે અતિ સુંદર અને રમણીય લાગે છે. તેનાં અવનવાં પાંદડાં અને તેની વિકસિત કળીઓ જોઇને દૂરથીજ મન મોહિત થઇ જાય છે. પરંતુ જ્યારે તેનાં ફળ ચાખવામાં આવે છે ત્યારે તે કટુ ઝેર જેવાં લાગે છે. જે કોઈ આ ફળ ખાય છે તે અવશ્ય પ્રાણ ત્યાગ કરે છે.

જૂદી જૂદી ભૂમિમાં વિષવૃક્ષને જૂદાં જૂદાં ફળો આવે છે.

કેટલીક ભૂમિમાં તેને રોગ રૂપી ફળો આવે છે. કેટલીકમાં તેને દુઃખ રૂપી ફળ આવે છે, કેટલેક સ્થળે દ્રવ્યહાનિ, અકાળ મરણ, વગેરે અનેક પ્રકારનાં ફળો આવે છે.

ઈંદ્રિયો સ્વાધીન રાખવાને માટે ઇચ્છા અને શક્તિ એ બે વસ્તુની જરૂર. શક્તિ તો સ્વાભાવિકજ હોવી જોઇએ. સાથે ઇચ્છા પણ.

શિક્ષણના બળથી સ્વભાવ બદલી શકાય છે. માટે શિક્ષણ એ આત્મનિગ્રહનું મૂળ છે. શાળાઓમાં જેવું શિક્ષણ અપાય છે તે પ્રકારના શિક્ષણની આ વાત નથી. આ શિક્ષણ તે અંતઃકરણનું શિક્ષણ છે. અને અંતઃકરણને શિક્ષણ આપનાર ઉત્તમ શિક્ષક, દુઃખ વિના બીજો કોઇ નથી.

નગેંદ્રને આ પ્રકારનું શિક્ષણ કદિ પણ મળ્યું નહોતું. સર્જનહારે તેને આ જગતમાં સર્વ સુખ આપ્યાં હતાં. સુંદર સ્વરૂપ, અપાર સંપત્તિ, શારીરિક સ્વાસ્થ્ય, ઉત્તમ વિદ્યા, માયાળુ સ્વભાવ એકનિષ્ઠ સ્ત્રી—આ સર્વ એકજ પુરૂષના નસીબમાં ભાગ્યેજ હોય છે. પરંતુ તે સર્વ નગેંદ્રને ઈશ્વરે ઉદાર હાથે આપ્યું હતું.

તે આનંદી પ્રકૃતિ ધરાવતો હતો. તે સત્યપ્રિય અને નિઃસ્પૃહ હોવા છતાં પણ લોકપ્રિય હતો. તે પરોપકારી, ન્યાયી, ધાર્મિક, વિવેકી, માયાળુ તથા કર્તવ્યદક્ષ હતો. તેનાં માબાપ જીવતાં હતાં ત્યાં સુધી તે નિરંતર તેમની સેવામાં તત્પર રહેતો હતો.

સ્વસ્ત્રી—આસક્ત, પરસ્ત્રીપરાઙ્મુખ, મિત્ર સાથે દયાર્દ્ર, નોકરોની સાથે ગંભીર, આશ્રિતોનો ત્રાતા, શત્રુ પ્રત્યે શાંત, સલાહ આપવામાં શાણો, કાર્યમાં વિશ્વાસુ, સંભાષણમાં નમ્ર, અને મજાક સમયે સહનશીલ હતો. આવી વૃત્તિનું ફળ અચળ સુખ વિના બીજું શું હોય ?

નગેંદ્રને બાળપણથીજ અચળ સુખ મળ્યું હતું. સ્વદેશમાં સન્માન, પરદેશમાં કીર્તિ, સેવાપરાયણ ચાકરો, એકનિષ્ઠ ખેડુતો આ સર્વ વાનાં તેને હતાં. તેના પર સૂર્યમુખીની અખંડ, અમર્યાદ

અને નિષ્કલંક પ્રીતિ હતી. જો તે એટલો બધો સુખી ન હોત તો આટલું દુઃખ પણ તેના પર પડયું ન હોત.

તેણે કુંદા તરફ સકામ દ્રષ્ટિથી જોયું તે પૂર્વે તે કદિ પણ કામપાશમાં સપડાયો નહોતો. કારણ કે તે પરસ્ત્રી પર પ્રેમ રાખવાની વાતજ જાણતો નહોતો. આથી તેને પોતાની વાસનાનું નિયમન કરવાની કદિ જરૂરજ પડી નહોતી. હવે જ્યારે તેને ઇંદ્રિયદમન કરવાની જરૂર પડી ત્યારે તેનામાં તેમ કરવાની શક્તિયે ન હતી. યોગ્યતા સિવાય સુખની પ્રાપ્તિ એ હમ્મેશાં દુઃખનું મૂળજ બને છે, અને દુઃખ પડયા સિવાય શાશ્વત સુખ કદિ મળતું નથી.

નગેંદ્ર કેવળ નિરપરાધી હતો, એમ ન કહેવાય. તેનો અપરાધ મોટો હતો અને તેટલા માટેજ તેને પ્રાયશ્ચિત્ત કરવાનો સમય પણ આવ્યો.

આ તરફ સૂર્યમુખી નીકળીને ચાલી ગઈ. એવી ખબર પ્રાતઃકાળમાં જ્યારે આખી હવેલીમાં પ્રસરી રહી ત્યારે તેની શોધ કરવાને માટે તરતજ ચારે તરફ માણસો મોકલવામાં આવ્યાં. નગેંદ્ર, શ્રીશચંદ્ર અને કમળા—એ ત્રણે જણે પોતપોતાનાં જૂદાં માણસો તેની શોધ કરવાને માટે મોકલ્યાં.

મોટા ઘરની કણબણો પોતાની પાણી ભરવાની ગાગરો એક બાજુએ ફેંકી દઇ સૂર્યમુખીની શોધ કરવા માટે નીકળી પડી. તેજ પ્રમાણે ચોકીદારો પણ પોતાના હાથમાં લાંબી જાડી લાકડીઓ લઈ શરીર પર રૂની ગોડડીના ડગલા પહેરી, અને પગમાં હિંદુસ્થાની જોડા, પહેરી, 'કર્ર કર્ર' અવાજ કરતા નીકળી પડ્યા. પૂજારીઓ પણ ખાંધ ઉપર જાડા ખાદીના રૂમાલ નાંખી અને ધોતીઆંથી કમ્મર મજબુત રીતે બાંધી સૂર્યમુખીની શોધ કરવા ચાલ્યા. નગેંદ્રનાં સગાંઓ પણ પોતાની ગાડીઓ જોડી માર્ગે પડયાં.

ગામના બીજા લોકોએ ખેતરમાં, કોતરમાં અને ઘાટપર તપાસ

કરી. કોઈ વૃક્ષ નીચે મંડળીના આકારમાં એકઠા થઇ વિચાર કરવા લાગ્યા. કોઇ શિવમંદિરે અને કોઇ દેવીના દેવાલયમાં ગયા. કોઇ શાળામાં તર્કશાસ્ત્રીની પાસે ગયા. અને બીજા કેટલાક એવાજ પ્રકારની માથાફોડ કરવા લાગ્યા.

તરૂણ અને વૃદ્ધ સ્ત્રીઓ પણ ઘાટ પર જઈ પોતાને ફાવે તેવા વિચાર કરવા લાગી. ગામનાં છોકરાંઓને તો રખડવા રઝળવાનું આ એક મોટું બહાનું મળ્યું. આ ભાંજગડમાં ઘણાં છોકરાં તે દિવસે શાળામાં ગયાંજ નહિ.

પ્રથમ શ્રીશચંદ્ર અને કમલા–એ બંનેએ નગેંદ્રના હૃદયનું સાંત્વન કર્યું. તેમણે કહ્યું 'તેને કાંઇ ચાલવાનો અભ્યાસ નથી. માટે તે ચાલી ચાલીને ક્યાં સુધી જશે? અર્ધો ગાઉ, બહુ બહુ તો એક ગાઉ એટલે તો તે થાકીને લોથપોથ થઈ જશે. તે અહીંઆંજ પાસે ક્યાંક બેઠી હશે. આપણે હમણાં તેને શોધી કાઢીશું. તમે તેની ચિંતા ન કરો."

આમ પાંચ છ કલાક વીતી ગયા અને સૂર્યમુખીનો પત્તો લાગ્યો નહિ એટલે નગેંદ્ર પોતેજ ઘર બહાર નીકળ્યો. તે આમ તેમ થોડીવાર ફરીને મનમાં બોલ્યો "હું અહીંઆં શોધ કરૂં છું; પરંતુ આટલી વારમાં તો તેનો પત્તો ક્યાંક લાગ્યો હશે." આવો વિચાર કરી તે પાછો ઘેર ગયો. છતાં હજી સુધી કાંઇપણ પત્તો લાગ્યો નહોતો. તે ફરી બહાર ગયો. થોડી વાર રહીને તે પાછો ઘેર આવ્યો. આમ ફરી ફરી બહાર જવા આવવામાંજ તે દિવસ વહી ગયો.

ખરૂં જોતાં તો શ્રીશચંદ્ર અને કમળાએ કહ્યું હતું તેજ સાચું હતું. સૂર્યમુખીને ચાલવાનો પ્રસંગ કદિ પણ ન મળેલો એટલે તે ઘણું ચાલી શકતી નહોતી. મકાનથી ભાગ્યે અર્ધો ગાઉ પર એક તળાવને કિનારે તે બેસી રહી હતી.

એટલામાં એક પૂજારી શોધ કરતો તે સ્થળે આવી પહોંચ્યો. તે વારંવાર અંતગૃહમાં આવતો જતો હતો તેથી તે સૂર્યમુખીને સારી રીતે ઓળખતો હતો. તેને જોઇને તે બોલ્યો "બાઈસાહેબ, મહેરબાની કરીને આપ પાછાં ઘેર ચાલો.' આનો સૂર્યમુખીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. તે પુનઃ બોલ્યો "બાઇસાહેબ કૃપા કરીને ઘેર ચાલો. ઘરનાં સર્વ માણસો આપને માટે ચિંતા કરે છે."

હવે સૂર્યમુખી ક્રોધ કરીને બોલી "તું મને પાછી ઘેર લઇ જનાર કોણ?" આ ધૂરકાટ સાંભળી તે પૂજારી તો ગભરાઇ ગયો તે છતાં પણ તે જેમનો તેમ તેની સમક્ષ ઉભો રહ્યો. હજી પણ તેને ત્યાંથી નહિ ગયેલો જોઇને સૂર્યમુખીએ તેને કહ્યું "જો તું આ સ્થળે ઉભો રહેશે તો હું આ તળાવમાં પડી આપઘાત કરીશ."

આ સાંભળતાંજ આની આગળ કાંઇ ચાલવાનું નથી એમ ધારીને પૂજારી ઘર તરફ દોડી ગયો અને નગેંદ્રને તેની ખબર પહોંચાડી. નગેંદ્રે એક પાલખી તૈયાર કરાવી અને તે લઇને તે પેલા તળાવ પાસે આવ્યો. પરંતુ સૂર્યમુખી ત્યાં નહોતી. તેણે તળાવની આસપાસ શોધ કરી પણ સૂર્યમુખીનો પત્તો ક્યાંય ન મળ્યો.

પૂજારીના ગયા પછી તરતજ સૂર્યમુખી અરણ્યમાં ચાલી ગઈ. ત્યાં તેને લાકડાં વીણુવા આવેલી એક બાઇનો ભેટો થયો. જે કોઇ સૂર્યમુખીને શોધી કાઢશે તેને મોટું ઇનામ મળશે એવી વાત આ બાઈ જાણતી હતી. આથી સૂર્યમુખીને જોતાંજ તેણે તેને પૂછ્યું:—

"તમે તો અમારાં બાઈસાહેબ છો ને?"

"નહિ, માજી!"

"અરે તમેજ અમારાં બાઇસાહેબ છો. ના ના શા માટે કહોછો?"

"તારી બાઈસાહેબ કોણ?"

"નગેંદ્ર રાજાનાં ધણીઆણી."

સૂર્યમુખી બોલી " મારા અંગ ઉપર કાંઈ સુવર્ણના દાગીના બાગીના છે કે તું મને બાઇસાહેબ કહે છે ? "

તે વૃદ્ધ સ્ત્રી મનમાં બોલી " હા હા, એ વાત ખરી. એના અંગ ઉપર દાગીના હોવા જોઇએ. "

આ રીતે તે દિવસ નીકળી ગયો. તે રાત્રે પણ તેની કાંઇ વિશેષ માહિતી મળી નહિ. ત્યાર પછીના બે દિવસો પણ તેવીજ રીતે નીકળી ગયા. નગેંદ્રે શોધ કરવામાં મણા ન રાખી. ઘરના નોકરો શોધ કરવા ગયા હતા તેમાંના એકેયે સુર્યમુખીને કદિ જોઈ નહોતી. એટલે તેઓ કેટલીક ગરીબ સ્ત્રીઓને પકડીને નગેંદ્રની આગળ ઘસડી લાવ્યા.

અંતે આબરૂદાર લોકોની પત્નીઓ અને તરૂણ યુવતીઓને રસ્તામાં ચાલવાની સુદ્ધાં ભીતિ લાગવા માંડી. ઘાટ પર પણ કોઇ સ્ત્રી ફરકતી નહોતી. તે નોકરોને કોઈ એકલી સ્ત્રી જતાં જણાતી કે તરતજ તેઓ "બાઇસાહેબ, મા સાહેબ" એવી મોટેથી બુમ પાડીને તેની પાછળ દોડતા અને તેને ઘાટપર સ્નાન કરવા જવા ન દેતાં લાગલીજ પાલખી આણી તેને અંદર બેસાડી નગેંદ્ર કને લઈ જતા.

આ રીતે જેને આ ભવમાં કદિ પણ પાલખીનું સુખ મળનાર નહોતું એવી ઘણી સ્ત્રીઓને આ વખતે અનાયાસે પાલખીમાં બેસવાનું મળ્યું અને તે પણ બીન ખર્ચે !

શ્રીશચંદ્રથી ગોવિંદપુરમાં ઘણા દિવસ સુધી રહી શકાય એમ નહોતું, કારણ કે તેના કામનો બોજો વધી ગયો હતો, આથી તે કલકત્તા ગયો. અને ત્યાં રહીનેજ તેણે સૂર્યમુખીની શોધ કર્યા કીધી અને કમળાએ ગોવિંદપુરમાં રહી તેની શોધ કરી.



## પ્રકરણ ૧૫ મું.

કુંદનંદિનીને જે સુખની સ્વપ્નમાં પણ આશા નહોતી તે સુખ હવે તેને પ્રત્યક્ષ મળ્યું. તે હવે નગેંદ્રની પત્ની થઇ. લગ્નને દિવસે તે પોતાના મનમાં બોલી "હવે મારા સુખનો પારાવાર નથી. આ સુખનો હવે કદિ અંત આવવાનો નથી."

પરંતુ સૂર્યમુખી ઘરમાંથી નીકળીને ચાલી ગઇ ત્યારથી કુંદાને પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે મનમાં બોલતી "મારા દુઃખના દિવસોમાંથી સૂર્યમુખીને લીધે જ મારી મુક્તિ થઈ. જો તે ન હોત તો એ દુઃખમાંજ મારો અંત આવ્યો હોત. હવે મારે લીધે તેને ગૃહત્યાગ કરવો પડયો છે. જો મારા નસીબમાંજ સુખ નહોતું તો હું મરી ગઈ હોત તોય સારૂં." હવે તેને સમજાયું કે સુખને પણ હદ હોય છે.

સંધ્યાકાળ થયો છે. નગેંદ્ર કોચપર પડયો છે, અને કુંદા તેની પાસે બેસી પંખા વતી પવન ઢોળે છે. બન્ને ગુપચુપ બેઠાં છે. કોઇ બોલતું નથી. એ કાંઇ ઠીક કહેવાય ? પાસે કોઇ નહિ હોવા છતાં બોલવું નહિ એ કાંઇ સુખી હોવાનાં લક્ષણ! સૂર્યમુખીની સાથે સુખ પણ ગયું. પહેલાંની જેમ સર્વ વ્યવસ્થિત કરવાનો કુંદાનો વિચાર હતો. એટલે તે વિચાર કેમ પાર પાડવો તે વિષે તેણે નગેંદ્રને પૂછયું.

ત્યારે નગેંદ્રે ક્રોધપૂર્વક ઉત્તર આપ્યો "સઘળું પૂર્વવત્ હોય તો ઠીક એવો તારો વિચાર છે કેમ? મારી સાથે લગ્ન કરવાથી તને પશ્ચાત્તાપ થાય છે ખરૂંને?"

આ વચનોથી કુંદાનું હૃદય ભેદાઇ ગયું. તે બોલી "મારી સાથે લગ્ન કરીને આપ મને સુખી કરશો એવી મને જરા પણ આશા નહોતી. મને પશ્ચાત્તાપ થાય છે એમ હું ક્યાં કહું છું? હું માત્ર એટલુંજ પૂછું છું કે સુર્યમુખીબ્હેનને પાછાં ઘેર આવવાનું મન થાય, તે માટે શું ઉપાય કરવો?"

આ શબ્દો સાંભળી નગેંદ્ર બોલ્યો "મારી સમક્ષ તેનું નામ પણ હવે લઇશ મા. તારે મુખે સૂર્યમુખીનું નામ સાંભળીને મને ઘણું દુઃખ થાય છે. તારેજ લીધે મારી સૂર્યમુખી મને છોડીને ચાલી ગઇ છે."

આ વાત કુંદા પણ જાણતી હતીજ. તો પણ નગેંદ્રને મ્હોંએથી તે વાત સાંભળવાથી તેના હૃદયને આઘાત થયો. તે પોતાના મનમાં બોલવા લાગી "આ પણ મારી નિંદા નહિ તો શું? મારૂં ભાગ્ય કેટલું કઠોર છે? મારે હાથે એક પણ અપરાધ ન થયા છતાં મારે આવા શબ્દો સાંભળવા પડે છે! આ લગ્ન તો સૂર્યમુખીએ જાતેજ કરાવ્યાં છે." પરંતુ તેણે આ વિચાર મનમાં ને મનમાંજ દાબી રાખ્યા. અને તેણે પંખા વતી પવન નાંખ્યા કર્યો. કુંદા કાંઇ પણ બોલતી નથી એમ જોઇ નગેંદ્ર બોલ્યોઃ—

."તું હવે કેમ બોલતી નથી? શું તું ગુસ્સે થઇ છે?"

"નહિ," કુંદા બોલી.

"માત્ર 'નહિ' કહેવાથી કાંઈ વળે કે? મારા પર તારો પ્રેમ જ ક્યાં છે?"

"આપના પર મારો પ્રેમ ન હોય એ કેમ બને?"

"કેમ ન બને? શું તું છોકરાં પટાવે છે? કુંદા! મને લાગે છે

કે તેં કદિએ મારી સામે પ્રેમભરી નજરે જોયું નથી."

કુંદા ખરા અંતઃકરણથી બોલી "મારો પ્રેમ હું શી રીતે બતાવું ?"

નગેંદ્ર શાણો હતો, છતાં તે કુંદા અને સૂર્યમુખીમાં શું ભેદ છે તે સમજ્યો નહોતો. સૂર્યમુખીની નગેંદ્ર પર જેટલી માયા હતી તેટલી કુંદાની માયા તેના પર નહોતી એમ નહોતું પરંતુ તે કેમ જણાવવી એજ માત્ર તે જાણતી નહોતી.

તે બીકણ સ્વભાવની છોકરી હતી. તેને એક વાણીની જ બક્ષિસ મળી નહોતી. આથી તે વધુ શું બોલી શકે ? પરંતુ નગેંદ્ર ખરો મર્મ સમજ્યા વિના બોલ્યો "સૂર્યમુખી મારા પર સદૈવ પ્રેમ રાખતી હતી. માંકડાના ગળામાં તે મોતીનો હાર શોભે ? તેના ગળામાં તો લોખંડની સાંકળજ હોય."

પોતાના પતિના આ શબ્દો સાંભળી કુંદાની આંખમાંથી અશ્રુ-ધારા ચાલી. તેનું રૂદન કેમે કર્યું બંધ થયું નહિ. આથી તે ધીમેથી ઉઠીને ઓરડીની બહાર ગઈ. તેની સ્થિતિ જોઇને તેની દયા ખાનાર તે મકાનમાં બીજું કોઈ નહોતું.

કમળાનું અહીંઆં આગમન થયું ત્યાર પછી કુંદા તેને મળી નહોતી. આ લગ્નના સંબંધમાં હુંજ એકલી અપરાધી છું એમ કુંદાને લાગવાથી કમળાની પાસે જવાની તેની હિમ્મત નહોતી. પરંતુ આ સમયે તે દુઃખથી અતિ વિહ્વળ થઈ એટલે પોતાની પ્રેમાળ સખીને મળવાનો તેને વિચાર થયો.

આ સખીએ પહેલાં એક આવા જ પ્રસંગે કુંદાનું સાંત્વન કરી તેનાં અશ્રુ લૂછયાં હતાં. હવે તો વાતાવરણ બદલાઇ ગયું હતું. કુંદાને પોતાના તરફ આવતી જોઈ કમળાને આનંદ થયો નહિ. પરંતુ તેણે પોતાનો અસંતોષ તે વખતે શબ્દ દ્વારા વ્યકત ન કર્યો.

કુંદા તેની પાસે બેસી રોવા લાગી. પણ કમળાએ" તને શું

થયું ? આટલું બધું રડે છે કેમ ?" એમ કાંઇ પૂછયું નહિ. એટલે કુંદા થોડી વારે આપો આપજ છાની રહી. અને કમળા "મારે જરા કામ છે" એમ બોલી ઉઠીને બીજી તરફ ચાલી ગઇ. આ વખતે કુંદાને લાગ્યું કે મારાં સર્વ સુખો ધીમે ધીમે નષ્ટ થતાં જાય છે.

નગેંદ્રે પોતાના મિત્ર હરદેવ ઉપર નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

"મિત્ર ! તું લખે છે કે "તેં જન્મથી આજ પર્યંત જે જે કામો કર્યાં તેમાં કુંદાની સાથે લગ્ન કર્યું એ સૌથી ગેરવાજબી કાર્ય છે." આ વાત હું પણ કબુલ કરૂં છું. આજ કૃત્યને લીધે મેં મારી સૂર્યમુખી ગુમાવી. મને સૂર્યમુખી મારાં પૂર્વપુણ્યનાં બળે મળી હતી, એમાં કાંઈ સંશય નથી.

પ્રત્યેક જણ હીરો મળવાની આશાથી પૃથ્વીનાં પડ ઉકેલે છે, પરંતુ કોહિનુર તો કોકનેજ પ્રાપ્ત થાય છે. સૂર્યમુખી કોહિનુર જ છે, કોઇ પણ વાતમાં તેની જગ્યા કુંદાથી પૂરાવાની નથી. મેં તેની જગ્યા કુંદાને શા માટે અર્પણ કરી ? મિત્ર ! ભ્રાંતિ ! એ સર્વ હવે મને સમજાય છે. હવે હું મને ગયેલી ખોટ પૂરી દેવાને નિદ્રામાંથી જાગ્રત થયો છું.

અરે ! મારી સૂર્યમુખી મને ક્યાં મળશે ? મેં કુંદાની સાથે શા માટે લગ્ન કર્યું ? તેના પર મારો પ્રેમ હતો તેટલા માટે ? ખરેખરજ મારો પ્રેમ તેના પર હતો, એમાં સંશય નથી. તેને માટે હું ગાંડો થયો હતો. તેના વગર મારો જીવ જતો હતો. તે ભ્રાંતિજ હતી એમ હવે મને સમજાય છે. જો એમ ન હોત તો લગ્નને હજી પૂરા પંદરે દિવસ વીત્યા નથી તે પહેલાં 'મારો તેના પર પ્રેમ હતો ?' એમ હું શા માટે બોલત ? હજી પણ હું તેને ચાહું છું. પરંતુ મારી સૂર્યમુખી ક્યાં છે ?

આજે તારા પર બીજું ઘણું લખવાનો મારો વિચાર હતો, પણ મારો હાથજ ચાલતો નથી, એટલે હું નાઇલાજ છું"

આ પત્રનો પ્રત્યુત્તર હરદેવે નીચે પ્રમાણે વાળ્યોઃ—

"પરમ પ્રિય મિત્ર નગેંદ્ર દત્ત,

હાલમાં તારી સ્થિતિ કેવી થઇ છે તે હું જાણું છું. કુંદા પર તારો પ્રેમ છેજ. પરંતુ તે કેવળ ચક્ષુપ્રેમ છે, સૂર્યમુખી પર તારો અપાર પ્રેમ છે એ વાત ખરી, પણ તે હાલ કુંદાની છાયામાં ઢંકાઇ ગયો છે. સૂર્યમુખીને ગુમાવી એમ હવે તને લાગે છે.

જ્યાં સુધી સૂર્ય આકાશમાં વાદળાંથી ઘેરાયલો હોતો નથી, ત્યાં સુધી તેનાં કિરણો આપણુને ઉષ્ણ લાગે છે, પરંતુ જ્યારે તે અદ્રસ્ય થાય છે ત્યારે તે જગતની આંખની કીકી સમો હતો એમ આપણુને સમજાય છે. તેં તારા પોતાના અંતઃકરણની પરીક્ષા ન કરી એ મોટી ભૂલ કરી છે. છતાં એ માટે હું તને દોષ દેતો નથી. કારણ કે માત્ર ભ્રાંતિને લીધેજ તેં એ ભૂલ કરી છે. ભ્રાંતિને અટકાવવી એ દુર્ઘટ છે.

મનમાં ઉપજતા વિકારોને લોકો પ્રેમ કહે છે. પરંતુ અન્યને સુખ આપવાને માટે પોતાના સુખનો ભોગ આપવાને મનની જે સ્થિતિ તેજ ખરો પ્રેમ. સૌંદર્ય જોવાથી મનઃક્ષોભ થાય તે કાંઇ પ્રેમ નથી. એકાદ ભૂખ્યા માણસને અન્ન જોઇને ખાવાની ઇચ્છા થાય તેજ રીતે સૌંદર્યદર્શનથી માણસના હૃદયમાં વિષયવાસનાની ઉત્પત્તિ થાય છે. બુદ્ધિ દ્વારાજ સાચો પ્રેમ ઉપજે છે.

બુદ્ધિયોગથી જ પ્રેમાળ મનુષ્યના ગુણદર્શને અંતઃકરણ મોહિત થાય છે—તેના પર તે પરમાસક્ત થાય છે. આ પ્રેમનાં ફળો તે મનોવિકાસ, આત્મવિસ્મૃતિ અને આત્મસંયમન. અને એજ ખરો પ્રેમ.

વાલ્મિકી, શેકસપિયર વગેરે કવિઓ આ જ પ્રેમનું વર્ણન કરી ગયા છે. કાલિદાસ, જયદેવ, બાયરન વગેરેએ બીજા પ્રકારના પ્રેમનું વર્ણન કર્યું છે. લાવણ્યવતી લલનાને જોતાં વેંતજ મન પર

જે અસર થાય છે તે અસર તેને વારંવાર જોતાં ચિરંજીવ નથી રહેતી. મનુષ્યના સદ્‌ગુણ દ્વારા ઉપજેલો પ્રેમ પોતાની મોહકતા કદિ પણ છોડતો નથી. કારણ કે સૌંદર્યને સદા એકજ રૂપ હોય છે, પરંતુ ગુણ એ જૂદાં જૂદાં કાર્યોમાં નવાં નવાં સ્વરૂપો ધારણ કરે છે.

સૌંદર્ય અને સદ્‌ગુણ બંને એકજ વ્યક્તિમાં જણાય તો પ્રેમ તરતજ ઉપજે છે. પરંતુ જો બુદ્ધિજ એકવાર પ્રેમનું કારણ થઇ તો પછી સૌંદર્ય હોય કે ન હોય; તેનું કાંઇ પણ મહત્વ રહેતું નથી. કદરૂપો પતિ કે કદરૂપી પત્ની પણ આ રીતે પ્રેમપાત્ર બને છે.

સદ્‌ગુણ દ્વારા ઉત્પન્ન થયેલો પ્રેમ સદ્‌ગુણની પેઠે દીર્ઘ કાળ સુધી નભે છે ખરો, પરંતુ સદ્‌ગુણ ઓળખાવાને માટે દીર્ઘ કાળની જરૂર છે. આ પ્રકારનો પ્રેમ એકદમ કદિ પણ દૃઢ થતો નથી. તેની વૃદ્ધિ ધીમે ધીમે થાય છે. સૌંદર્યયોગથી પ્રથમ દર્શનેજ બુદ્ધિનો ભ્રંશ ઉપજે છે. અને તેની આગળ મનની બીજી સર્વ શક્તિઓ નષ્ટ થાય છે.

આ પ્રકારે ઉત્પન્ન થયેલા પ્રેમને ઓળખવાનું સાધન કાંઇ હોતુંજ નથી. માણસ એ પ્રેમને અમરજ માની લે છે. આવુંજ તું તારા મનમાં સમજ્યો હશે. બુદ્ધિભ્રંશે તારો સૂર્યમુખીપરનો પ્રેમ અદ્રશ્ય થયો. આવી ભ્રાંતિ થાય એમાં નવાઇ નથી. એટલે હું તને ઘણો દોષ દેતો નથી. તારી નિંદાયે કરતો નથી. ઉલટું તું એજ સ્થિતિમાં રહે એવું તને કહું છું.

તું એકદમ નિરાશ ન થઇશ. તારી સૂર્યમુખી જરૂર પાછી ઘેર આવશે. તારા મુખનું દર્શન કર્યા વિના તે કેટલા દિવસ રહેવાની છે? જ્યાં સુધી તે તારાથી દૂર છે ત્યાં સુધી તું કુંદાની સાથે પ્રેમથી વર્ત. તેના પર ક્રોધ કરીશ મા.

તારા પત્રપરથી મને જણાય છે કે તે સદ્‌ગુણી હોવી જોઇએ. તેના સૌંદર્યથી તારી બુદ્ધિને ઉપજેલો ભ્રંશ નષ્ટ થતાંજ શાશ્વત

પ્રેમ ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરી શકાશે. અને તેમ થશે એટલે તને સુખની પ્રાપ્તિ થશે.

જો સૂર્યમુખીને પુનઃ પ્રાપ્ત કરવાની તારી ઇચ્છા ન હોય તો તેને વિસરી જા. કારણ કે તારા પર તારી નાની પત્ની (કુંદા) પ્રેમ કરે છે જ. પ્રેમમાં ભેદભાવનો વાસો થવા દઇશ મા. કારણ કે અખંડિત પ્રેમથીજ મનુષ્યને નિર્દોષ અને અક્ષય સુખ પ્રાપ્ત થાય છે, તેમજ મનુષ્યનો સ્વભાવ ઉન્નત કરવાને માટે પ્રેમ એજ અંતિમ સાધન છે. પ્રેમ વિના આ દુઃખમય સંસારમાં માણસ એક ઘડી પણ રહી શકતો નથી."

આનો પ્રત્યુત્તર નગેંદ્રે નીચે પ્રમાણે લખ્યોઃ—

"કેટલાંક માનસિક દુઃખોને લીધે મારાથી અત્યાર સુધી તારા પત્રનો પ્રત્યુત્તર લખવાનું બની શક્યું નહોતું. તેં લખ્યું છે તે સર્વ મારા લક્ષમાં આવ્યું અને તારો ઉપદેશ ઉત્તમ છે એમ હું જાણું છું. પરંતુ હવે ઘરમાં રહેવાની મારી ઇચ્છા નથી. મારી સૂર્યમુખીને ગયાને આજે લગભગ એક માસ વીતી ગયો છે. છતાં હજી તેનો પત્તો નથી. તેની પાછળ મારે પણ જવું એવો મારો વિચાર છે. તેની શોધ કરતો હું ગામેગામ ફરીશ. કદાચ તે મને મળશે તો તેને સાથે લઇને હું ઘેર આવીશ. નહિ તો હું પાછો ફરનાર નથી.

કુંદાની સાથે હવે મારાથી રહી શકાતું નથી. તેને જોઇને મને ઉલટું દુઃખ થાય છે. સર્વ અપરાધ મારો છે; પરંતુ તેનું મુખ જોવું મને નથી ગમતું. પહેલાં હું તેને કાંઇ કહેતો નહોતો, પણ હવે હું તેનામાં ઉણપ જોઉં છું. તે ઘડી ઘડીમાં રૂદન કરે છે; તેમાં મારો શો ઉપાય? અસ્તુ. હું થોડા દિવસમાં તને મળવા આવીશ."

નગેંદ્રે પોતાના પત્રમાં લખ્યા પ્રમાણેજ કીધું. તેણે પોતાના ઘરનો બધો કારભાર પોતાના મુનીમને સોંપી દીધો અને તે પોતે

મુસાફરીએ નીકળ્યો. કમળા ઘણા દિવસ થયાં કલકત્તા ચાલી ગઇ હતી. એટલે હવે નગેંદ્રનાં માણસોમાંથી એકલી હીરા જ ત્યાં રહી.

નગેંદ્રનું આવડું મોટું માણસોથી ભરચક ઘર હવે ખાલી અને ઉજ્જડ દેખાવા લાગ્યું. સૂર્યમુખી અને નગેંદ્ર ઘરમાંથી ચાલ્યાં ગયાં તે પછી મકાનની ભયાનકતા વધી પડી.

સુંદર રંગની ઢીંગલી એકાદ નાનાં છોકરાને હાથ આવતાં તેની સાથે રમી રમીને જ્યારે તે કંટાળે છે ત્યારે તે તેને ભાંગી તોડીને દૂર ફેંકી દે છે અને તેની માટી બની જઇને તે પર ઘાસ ઉગે છે તે પ્રમાણે કુંદા તે ભવ્ય અને વિશાળ મકાનમાં એકલી રહી.

અરણ્યમાં દવ લાગતાં નાનાં પક્ષીઓનાં બચ્ચાં બળીને ભસ્મ થઇ જાય છે. માદા બહારથી આવે છે ત્યારે તેને પોતાનાં બચ્ચાં જણાતાં નથી. આથી તે ખૂબ નિરાશ થઇને દુઃખથી આક્રંદ કરી પોતાનાં બચ્ચાંની ભાળ કાઢવાને માટે દવની ચારે કોર વારંવાર ફરે છે તે પ્રમાણે નગેંદ્ર સૂર્યમુખીની શોધ કરતો ગામે ગામ ફરવા લાગ્યો.

એકાદ રત્ન મહાસાગરનાં અગાધ પાણીમાં પડી ગયા પછી પુનઃ દૃષ્ટિગોચર થતું નથી, તે રીતે સૂર્યમુખી કોઇની પણ દૃષ્ટિએ પડી નહિ.



## પ્રકરણ ૧૬ મું.

અગ્નિની પાસે મૂકેલા કાષ્ટની જેમ હીરાનું અંતઃકરણ દેવેંદ્રના અપ્રતિમ સૌંદર્યથી દિનપ્રતિદિન દગ્ધ થવા લાગ્યું. વિષય વાસનાના વિકારથી હીરા ભાનભૂલી બની હતી. પરંતુ દેવેંદ્રની પ્રીતિ ખરા અંતઃકરણની નથી એમ ધારી તેણે પોતાનું મન કાબુમાં રાખ્યું હતું. હીરામાં ઇંદ્રિયદમન કરવાની મહાન શકિત હતી. અને તે સદાચરણી નહિ હોવા છતાં પણ આ જ શક્તિના બળે તેણે પોતાનું સતીત્વ અત્યાર સુધી જાળવ્યું હતું. પોતાનું મન ચલિત ન થવા દેવા માટે તેણે ફરીથી નોકરીમાં જોડાવાનો નિશ્ચય કર્યો. એમ કરવાથી મન હમેશના કામમાં ગુંથાઈ રહેશે અને દુષ્ટ કામવાસનાનો દંશ થોડે ઘણે અંશે તો વિસરી જવાશે એમ તેણે ધાર્યું.

નગેંદ્ર કુંદનંદિનીને ગોવિંદપુરમાં મૂકીને મુસાફરીએ જવાની તૈયારી કરતો હતો ત્યારે હીરા તેની પાસે ગઈ અને પોતાને ફરીથી નોકરીમાં રાખવાની તેને પ્રાર્થના કરી. આ નોકરી સ્વીકારવામાં હીરાનો બીજો પણ હેતુ હતો. કુંદા નગેંદ્રની પ્રિય પત્ની હોવાથી તેને પુષ્કળ પૈસા મળશે એમ તે ધારતી. અને આ પ્રબળ લોભથીજ તેણે ખૂબ ખટપટ કરીને કુંદાને પોતાના હાથમાં લીધી હતી. તેના દિલમાં હતું કે હવે નગેંદ્રની સર્વ સંપત્તિ કુંદાના હાથમાં આવશે અને તે કુંદાના હાથમાં આવી એટલે પછી હીરાને શી ઉણપ

પડવાની હતી ?

હવે કુંદા નગેંદ્રની પટરાણી તો બની, પણ આ વખતે હીરાના મનમાં દ્રવ્યની મુદ્દલ લાલચ નહોતી. અને કદાચ કુંદા પાસેથી તેને દ્રવ્ય મળ્યું હોત તો પણ તે આ વખતે તો તેને વિષ સમાનજ લાગ્યું હોત.

હીરા પોતાની અતૃપ્ત કામવાસનાને દબાવી શકતી. પરંતુ દેવેંદ્ર કુંદા પ્રત્યે જે પાપવાસના રાખતો તે તેનાથી સહન ન થઇ શકતું.

નગેંદ્ર પ્રવાસે જતાં કુંદા ઘરમાં એકલી રહેશે એ વાત જ્યારે હીરાએ જાણી ત્યારે તેને વૈષ્ણવી વૈરાગિનીનું સ્મરણ થયું અને તેને મનમાં ખૂબ બ્હીક લાગી અને તેજ બ્હીકને લીધે તેણે દેવેંદ્રના માર્ગમાં કાંટા વેરવાનો નિશ્ચય કર્યો.

પોતાને સુખ મળે અથવા પોતાને કોઇપણ પ્રકારે ત્રાસ ન થાય એટલા માટે તેણે આ વિચાર કર્યો નહોતો; પણ દ્વેષથી હીરા કુંદા પર એટલી બળતી હતી કે કુંદા આ વખતે મરી ગઈ હોત તો તેથી પણ તેને તો આનંદજ થયો હોત. હવે કોઈ પણ યુક્તિથી દેવેંદ્ર કુંદાની પાસે જવાનો માર્ગ શોધી કાઢશે એવી શંકા આવતાંજ હીરાએ નગેંદ્રની પત્ની પર સંપૂર્ણ નજર રાખવા માંડી.

આ રીતે હીરા પણ કુંદાને દુઃખનું કારણ થઇ પડી. કુંદાને લાગ્યું કે હીરા જે આટલી બધી મમતા દાખવે છે તે કાંઇ તેના ખરા અંતઃકરણની નથી. હીરા દાસી હોવા છતાં પણ કુંદા પર જરા વિશ્વાસ ન રાખતી, તેને હરઘડી ધમકાવતી અને તેનું અપમાન કરતી એ પણ કુંદા સમજતી હતી.

કુંદાનો સ્વભાવ ઘણો શાંત હતો. હીરા તેને નિત્ય ત્રાસ આપતી હતી તો પણ તે તેને એક શબ્દ પણ કહેતી નહિ. કુંદાની પ્રકૃતિ સહનશીલ હતી, અને હીરા તો વળી કાલિ માતાના કોપ જેવી એટલે કુંદા માલિક હતી, તો પણ તેને એક દાસીની જેમ હીરાનાં

વાગ્બાણ સહન કરવાં પડતાં. જાણે પોતેજ માલિક હોયની તેમ હીરાએ તેના પર અમલ બજાવવા માંડયો હતો.

કદિ કદિ ઘરની બીજી સ્ત્રીઓ હીરાનો આ ત્રાસ જોતી ત્યારે તેને ધમકાવતી. પણ બહુ બોલકણી હીરા આગળ તેમનું કાંઇ ચાલતું નહિ. તેને કોણ પૂરૂં પડે?

આ પ્રકારનું હીરાનું ત્રાસદાયક વર્તન એક દિવસ મુનીમને કાને ગયું ત્યારે તેણે ગુસ્સે થઇને એકદમ તેને તેડાવી મંગાવી અને કહ્યું:—

"હીરા! તું આ મકાનમાંથી એકદમ ચાલી જા. હું તને બરતરફ કરૂં છું."

ત્યારે હીરા ડોળા તતડાવીને બોલી "તુ મને બરતરફ કરનાર કોણ? ઘરધણીએ પોતે મને અહીંઆં રાખી છે, માટે તેના હુકમ સિવાય હું આ ઘરમાંથી નીકળવાની નથી. મને બરતરફ કરવાનો તને જેટલો અધિકાર છે તેટલોજ અધિકાર મને તને બરતરફ કરવાનો છે."

હવે જો વિશેષ કહેવામાં આવશે તો વધુ અપમાન થશે એ ભયથી મુનીમ એક શબ્દ પણ બોલ્યો નહિ. સૂર્યમુખી સિવાય અન્ય કોઇને હીરા બદે એવી નહોતી.

નગેંદ્ર મકાનમાંથી ચાલ્યો ગયો તે પછી હીરા એક દિવસ અંતર્ગૃહની પાસેના પુષ્પોદ્યાનમાંના એક લત્તાગૃહમંડપમાં જરા આડી પડી હતી. નગેંદ્ર અને સૂર્યમુખીએ આ ઉપવનનો ત્યાગ કર્યા પછી તેને હીરાએ પોતાના કબજામાં લીધું હતું.

સંધ્યાનો સમય હતો. પૂર્ણિમાનો દિવસ હતો. આકાશમાં પૂર્ણ ચંદ્રનો ઉદય થઇ થોડીવાર થયાંજ મંદ મંદ પ્રકાશ પડવા લાગ્યો હતો. ચંદ્રનાં શિતળ કિરણો વૃક્ષશાખામાં થઇને નીચે આવી ત્યાંની શુભ્ર સંગેમરમરની જમીન પર પડ્યાં હતાં. પાસે આવેલા

તળાવનાં નીલવર્ણાં પાણીમાં પણ તેનો પ્રકાશ પડતો હતો. અને પાણી પવનથી હાલતું ત્યારે તે ચંદ્ર–પ્રકાશ જાણે નૃત્ય કરતો ન હોય તેવો લાગતો. અનેક પ્રકારનાં સુગંધી પુષ્પો અને નાના પ્રકારની વનસ્પતિના મધુર સુવાસથી ત્યાંનું વાતાવરણ મઘમઘી રહ્યું અને પુષ્પગંધભીની લહરિઓ સમી કામોદ્દીપક વસ્તુ બીજી શી હોઈ શકે ?

આવે સ્થળે હીરા એકલી બેઠી હતી એવામાં તેને અકસ્માત્ વૃક્ષોની ઘનછાયામાં એક મનુષ્યની આકૃતિ જણાઇ. પુનઃ તેણે ઝીણી નજરે જોયું. હવે તે દેવેંદ્ર છે એવી તેની ખાત્રી થઈ. આ વખતે તેણે વેશપલટો કર્યો નહોતો. તે પોતાના હમ્મેશનાજ પોશાકમાં આવ્યો હતો. તેને જોઇને હીરા આશ્ચર્યથી બોલીઃ—

"મહાશય ! આજે આપે મહાન ધૃષ્ટતા કીધી છે. જો આ વખતે આપને કોઇ જુએ તો આપ માર ખાધા વિના રહોજ નહિ."

"જ્યાં મારી હીરા હોવ ત્યાં મને બ્હીક શાની ?"

એમ બોલી દેવેંદ્ર છેક તેની પાસે જઇને બેઠો. આ સુખનો થોડી વાર ગુપચુપ અનુભવ લઇને હીરા બોલીઃ—

"પરંતુ તમે અહીંઆં શા માટે આવ્યા છો ? તમે જેને મળવા માંગો છો તે હવે તમને મળી શકનાર નથી."

"મારો ઉદ્દેશ તો ક્યારનો સર્યો, હવે તો માત્ર તારી મુલાકાત લેવાને માટેજ હું આવ્યો છું."

આવાં મીઠાં મીઠાં મતલબી વચનોથી ફસાઇ ગયા વિના જરા હસતાં હસતાં હીરા બોલીઃ—

"એવું સુખ મારા નસીબમાં વિધાતાએ લખ્યું હશે એમ હું જાણુતી નહોતી. પરંતુ જ્યારે તે સુખ મને મળ્યું છે ત્યારે આપના મુખનું દર્શન મારી આંખની તૃપ્તિ થાય ત્યાં સુધી કરવાને મને જરીએ અડચણ ન નડે એવે સ્થળે આપણે જઇશું. મારી

પાછળ આવો. અહીંઆં ઘણાં વિઘ્નો નડવાનો સંભવ છે."

"ત્યારે આપણે ક્યાં જઇશું?"

"પેલી તરફના લત્તાગૃહમાં. ત્યાં ગયા પછી કાંઇ ભય રહેશે નહિ." હીરાએ ઉત્તર દીધો.

"મારે માટે તો તું જરા પણ ભય ન રાખીશ."

"તમારે માટે ભય રાખવાનું કાંઈ પ્રયોજન નથી પરંતુ મારે માટેજ મને ભય લાગે છે. લોકો મને તમારી પાસે બેઠેલી જુએ તો મારે માટે તેઓ શું અભિપ્રાય બાંધે વારૂ?"

દેવેંદ્ર હીરાના મતને અનુકૂળ થઇ બોલ્યો "ઠીક ત્યારે, ચાલો. પરંતુ તારી સ્વામિની પાસે જઇ તેની અને મારી અગાઉની ઓળખાણ એક વાર ફરીથી તાજી કરાવજે હંકે!"

આ વચનો સાંભળતાંજ હીરાની આંખ લાલ ભડક થઇ ગઈ. અને તેણે ક્રોધ તથા તિરસ્કાર ભરી નજરે ~~નગેંદ્ર~~ દેવેંદ્ર તરફ જોયું. પરંતુ તેની તે વખતની મુદ્રા જરા જરા અંધારૂં હોવાથી દેવેંદ્રના જોવામાં બરાબર આવી નહિ. થોડીવાર પછી તે બોલીઃ—

"પરંતુ તેની અને તમારી મુલાકાત શી રીતે થશે વારૂ?"

"તારી મહેરબાની હશે તો સર્વ કાંઇ થશે."

"ત્યારે તો તમે અહીંઆંજ બેસો અને કોઇ આવે જાય તે જુઓ, હું જ તેને અહીંઆં તેડી લાવું છું." હીરા બોલી.

હીરા તે પછી લત્તાગૃહમાંથી બહાર પડી, અને કેટલાક કદમ દૂર જઇને એક વૃક્ષની છાયા નીચે ઉભી રહી અને ઘણું રડી. પછી તે નગેંદ્રના મકાનમાં ગઇ, પરંતુ તે કુંદાની પાસે ન જતાં ચોકીદારો પાસે ગઇ અને તેમને કહ્યું "ચાલો, ચાલો. ઉઠો; બાગમાં કોઇ ચોર ઘૂસ્યો છે."

આ શબ્દો સાંભળી દેવીસિંગ, જમનાસિંગ રામસિંગ, વગેરે ચોકીદારો હાથમાં લઇ ડાંગો પકડી જલદીથી બાગ તરફ દોડયા.

દેવેંદ્રે દૂરથીજ તેમના જોડાનો દડ દડ અવાજ સાંભળ્યો. અને તે કાળા મેંશ, રૂમાલ વતી બાંધેલી દાઢી વાળા, એક કરતાં એક ઉંચા, એવા જબરદસ્ત મલ્લોને જોતાં વેંતજ એકદમ કૂદીને બાગની બહાર નીકળી ત્વરાથી જીવ લઇને નાસી ગયો.

રામસિંગ વગેરે ઘણે દૂર સુધી તેની પાછળ દોડયા, પરંતુ તે તેમને હાથ આવ્યો નહિ. છતાં તે છેક કોરો ગયો નહોતો. તેને ડંડુકાના ઝપાટા પડયા હતા કે નહિ તે કાંઈ ખાત્રીપૂર્વક કહી શકાતું નથી, પરંતુ સાંભળવામાં આવ્યું છે કે કેટલાક પહેરેગીરો તેને ઘણી હલકી ગાળો દેતા દેતા દૂર સુધી ગયા હતા અને તેનો ચાકર પણ બીજે દિવસે દારૂની ધૂનમાં એક પાડોશણની સાથે ગપ્પાં મારતો બેઠો હતો ત્યારે એમ બોલ્યો હતો કેઃ—

“રાત્રે જ્યારે હું શેઠના અંગ પર તેલ ચોળતો હતો ત્યારે તેની પીઠ પર મેં બે ત્રણ સોળ પડેલા જોયા હતા.

દેવેંદ્રે ઘેર જઇને બે નિશ્ચય કર્યા. પહેલો નિશ્ચય એ હતો કે જ્યાં સુધી હીરા નગેંદ્રના ઘરમાં છે ત્યાં સુધી પુનઃ આપણાથી ત્યાં પગ મૂકાવાનો નથી. અને બીજો નિશ્ચય એ હતો કે હીરા પર જરૂર વેર લેવું.

આખરે તેણે ભયંકર રીતે તેના પર વેર લીધું. હીરાને પોતાના અપરાધનું ફળ મળ્યું.–એવું સખ્ત અને કઠોર ફળ મળ્યું કે તે જોવાથી દેવેંદ્રનું હૃદય આટલું બધું કઠિન હતું તે પણ વિદીર્ણ થઇ ગયું. આ વિષેની હકિકત પાછળ આવે છે.



## પ્રકરણ ૧૭ મું.

વર્ષાઋતુ ભર યૌવનમાં હતી. જ્યાં ત્યાં પાણીજ પાણી થઈ રહ્યું હતું. આખા દિવસમાં એક વાર પણ સૂર્ય જણાતો નહોતો. મૂશળધાર વરસાદ વરસતો હતો. કાશીમાં જવાના રસ્તા પાકા બાંધેલા હતા તો પણ વર્ષાદને લીધે સર્વત્ર કાદવજ કાદવ થઇ રહ્યો હતો.

આવા વખતે એક મુસાફર રસ્તા પર ચાલતો હતો. તેણે બ્રહ્મચારીનો વેશ ધારણ કરેલો હતો. અંગ પર ભગવાં વસ્ત્રો હતાં; ગળામાં રુદ્રાક્ષની માળા હતી; કપાળપર મોટું તિલક હતું; મસ્તક પર શુભ્ર કેશ હતા; એક હાથમાં તાડપત્રની છત્રી હતી અને બીજા હાથમાં પાણીનું એક પંચપાત્ર હતું.

આ પ્રકારના સરંજામ સાથે તે મુસાફર વૃષ્ટિ થવા છતાં અંધારામાં તે રસ્તે એકલો ચાલતો હતો. તેને રસ્તો, ખાડાટેકરા, કાંઇજ સુઝતું નહોતું. અંધારૂં એટલું બધું હતું કે જાણે પૃથ્વી કાજળકાળી ન બની ગઈ હોય તેવી દેખાતી હતી. તે છતાં પણ તે ચાલ્યોજ જતો હતો. જગતનો ત્યાગ કરનારને તાપ શું અને વૃષ્ટિ શું?

જેણે ઐહિક સુખોનો ત્યાગ કર્યો હોય, તેને પ્રકાશ અને અંધકાર, સારૂં અને માઠું, જમીન અને પાણી–સઘળું એક સરખુંજ. બ્રહ્મચારીને ભય કેવો? આ વખતે રાત્રિ ઘણી વહી ગઇ હતી. વચ્ચે

વચ્ચે વીજળીનો ચમકાર પણ થતો હતો.

આ રીતે બ્રહ્મચારી વર્ષાદ અને અંધકારમાં ધીમે ધીમે આગળ વધતો હતો એટલામાં તેને કાને ધ્વનિ પડયો "હે દેવ! હે દેવ! હે માડી! ઓહો!" આવા અસ્પષ્ટ રીતે બોલાતા શબ્દો અને તેની પાછળ નિઃશ્વાસ તેના કર્ણપટ પર અથડાયા. આ શબ્દો મ્હોંમાં ને મ્હોંમાં જ ગુંગળાઇ જતા હતા. કોઈ સંકટગ્રસ્ત માનવી આ શબ્દો બોલે છે એમ તેને લાગ્યું. તે બ્રહ્મચારી ત્યાં થોડીવાર થોભ્યો. થોડી થોડી વારે વીજળીનો ચમકાર પણ થયાંજ કરતો હતો.

વિદ્યુતના સ્વલ્પ પ્રકાશમાં તેણે રસ્તાની બાજુએ કાંઈ પડેલું જોયું. એ મનુષ્ય તો નહિ હોય? એવો પ્રશ્ન તેના મનમાં સહજ ઉત્પન્ન થયો. છતાં તે ત્યાં તેવીજ સ્થિતિમાં ઉભો રહ્યો.

પુનઃ બીજીવાર જ્યારે વીજળીનો ચમકાર થયો ત્યારે તેનું અનુમાન સત્ય નિવડયું. તે મોટેથી બોલ્યો "રસ્તાની બાજુએ ત્યાં કોણ છે?" પરંતુ કોઈએ ઉત્તર આપ્યો નહિ. ત્યારે પુનઃ તેણે તે જ પ્રશ્ન કર્યો.

આ વખતે તે પડેલા મનુષ્યના મુખમાંથી ધીમા, સ્પષ્ટ અને દીનતાભર્યા શબ્દ નીકળ્યા. તે બ્રહ્મચારીએ પોતાની છત્રી અને પંચપાત્ર ત્યાંજ ભોંય પર મૂકી દીધાં અને પોતાના બન્ને હાથ લાંબા કરી આમ તેમ તે માણસને શોધવા માંડયું.

આ પ્રમાણે થોડી વાર અથડાયા પછી કેશનો એક ઝૂમખો તેના હાથમાં આવ્યો. તેણે પોતાનો હાથ જરા આગળ ફેરવ્યો એટલે વળી મૃદુ અવયવનો તેને સ્પર્શ થયો. તેનાથી એકાએક મોટેથી બોલી જવાયું "હાય! હાય! પ્રભુ! આ તો કોઈ સ્ત્રી છે."

તેણે પોતાની છત્રી અને પંચપાત્રને ત્યાં જ રહેવા દીધાં અને તે મરણોન્મુખ બેશુદ્ધ સ્ત્રીને પોતાના બે હાથ વતી તેનું મસ્તક ઉંચું કરી તેને સીધી બેસાડી. પછી તે ગામ તરફને રસ્તે તે સ્ત્રીને બાંધ

પર ઉંચકીને ચાલ્યો. તેને રસ્તાની સારી પેઠે માહિતી હતી એટલે અંધારૂં હોવા છતાં પણ તે અચકાયા વિના ચાલ્યો જતો હતો.

તે ઘણો સશક્ત નહોતો. તે છતાં પણ તે સ્ત્રીને એકાદ બાળકની જેમ ઉંચકીને તે ખાડાટેકરાવાળા માર્ગે ચાલતો હતો. અન્યની સેવા કરવાની જેના મનમાં દૃઢ ઇચ્છા હોય છે તે માણસ પોતાના શરીરની દુર્બળતા તરફ લેશ પણ લક્ષ આપતો નથી.

આ રીતે તે બેભાન સ્ત્રીને પોતાની ખાંધ પર લઇને તે બ્રહ્મચારી ગામને પાદરે આવ્યો. અને પાસેજ એક ઝુંપડી હતી તેનાં દ્વાર ખખડાવી તેણે બૂમ મારી "હરિણી! બેટા, તું ઘરમાં છે કે?" આ શબ્દો સાંભળી ઘરમાંથી એક સ્ત્રીએ પ્રત્યુત્તર વાળ્યો "મહારાજ બોલે છે કે? મહારાજ આપ ક્યારે આવ્યા?" બ્રહ્મચારી બોલ્યો "હું હમણાંજ આવ્યો છું પણ પહેલાં તું જલદી દ્વાર ઉઘાડ."

હરિણીએ દ્વાર ઉઘાડયું એટલે બ્રહ્મચારીએ તેને દિવો સળગાવવાનું કહી પોતાની ખાંધ પરનો બોજો ઉતાર્યો. હરિણીએ દીપક સળગાવ્યો અને તે મરણોન્મુખ સ્ત્રીની પાસે લાવી બન્ને જણ તેને બરાબર નિહાળવા લાગ્યાં.

તેમને જણાયું કે એ એક તરુણી છે. તો પણ તે વખતની તેની સ્થિતિ પરથી તેની વય અમુકજ છે એમ તેમના જાણવામાં આવી શક્યું નહિ. તે તેમને અતિ કૃશ થયેલી અને કોઇ દુઃસહ માનસિક દુઃખથી પીડાતી જણાઇ. પૂર્વે તે અતિ સુંદર હોવી જોઇએ, એમ તેમને લાગ્યું પણ હમણાં તેનું તે સૌંદર્ય રહ્યું નહોતું. તેની ચોળી અને વસ્ત્રો કાદવથી લદબદી ગયેલાં હતાં અને તે સ્થળે સ્થળે ફાટી ગયેલાં હતાં.

તેના કેશ છૂટા અને ભીના હતા અને તે સાધુની જટા જેવા દેખાતા હતા. તેની આંખો મિંચાયેલી હતી અને તે ઘણી ઉંડી ઉતરી ગયેલી જણાતી હતી. તેના શ્વાસોચ્છ્વાસ ખૂબ ધીમેથી ચાલતા

હતા. આ ઉપરથી આ સ્ત્રી મૃત્યુને આરે ઉભી છે એમ તેમને લાગ્યું.

હરિણીએ તે બ્રહ્મચારીને પૂછયું "મહારાજ! એ કોણ છે? એ કયાં આગળથી મળી?" બ્રહ્મચારીએ તેને સર્વ હકિકત કહી સંભળાવી અને તેણે કહ્યું "એનું મરણ નિકટ છે એમ મને સ્પષ્ટ જણાય છે. તો પણ જો કોઈ ઉપાયે આપણે એના અંગમાં ઉષ્મા આણવાને શક્તિમાન થઇએ તો કદાચ એ બચે પણ ખરી. ચાલ, હું કહું તેમ કરતો, જોઇએ શું થાય છે?"

ત્યાર પછી બ્રહ્મચારીએ તેનાં ભીનાં વસ્ત્રો કાઢી નાંખી તેને કોરાં વસ્ત્રો પહેરાવ્યાં, અને તેના વાળ પણ ઓળાવ્યા. વળી તેણે એક સગડી સળગાવી તેની આગળ આણી. અને એક ચીંથરાનો કકડો ગરમ કરી તેને શેક કરવા માંડયો.

બ્રહ્મચારી બોલ્યો "તે ઘણા દિવસની ભૂખી લાગે છે. ઘરમાં થોડું દૂધ હોય તો તેને ગરમ કરી એના મોંમાં રેડ"

હરિણીને ઘેર ગાય હતી એટલે તેણે તરતજ તાજું દૂધ કાઢી આણ્યું અને ગરમ કરી તેને પાવા લાગી. અલ્પ સમયમાં તે બાઇની આંખો ઉઘડી એટલે હરિણી બોલી "વ્હેન, તમે કયાંથી આવ્યાં છો?

તે સ્ત્રીએ ધીમેથી ઉત્તર આપ્યો "હું કયાં છું, વારૂ?"

બ્રહ્મચારી બોલ્યો "તમને રસ્તાની બાજુએ પડેલાં મેં જોયાં અને હું અહીંઆં લઇ આવ્યો. તમારે કયાં જવું છે?"

"મારે ઘણે દૂર જવું છે."

"તમારા હાથમાં ચુડો છે; તમે સૌભાગ્યવતી લાગો છો."

આ સાંભળી તે દુઃખી બાઇ વધુ ઉદાસ બની અને તેણે એક દિર્ઘ નિ:શ્વાસ મૂકયો. આ જોઈ હરિણીના મનમાં ગુંચવણ ઉભી થઈ

બ્રહ્મચારી બોલ્યો "બાઇ તમારૂં નામ શું?" તે નિરાશ્રિત સ્ત્રીએ આમ તેમ શોકભરી દ્રષ્ટિ નાખી અને પછી તે બોલી "મારૂં

નામ સૂર્યમુખી."

સૂર્યમુખીની તે વખતની બાહ્ય સ્થિતિ જોઇ તે બચશે એમ કોઈને લાગતું નહોતું. તેને શી વ્યાધિ છે તે બ્રહ્મચારી સમજી શકયો નહોતો. આથી બીજે દિવસે પ્રાતઃકાળમાં તેણે તે ગામના વૈદ્યને તેડું મોકલ્યું.

તે ગામમાં રાજકૃષ્ણ નામનો એક સારો સુશિક્ષિત વૈદ્ય રહેતો હતો ચારે તરફ તેની ઉત્તમ વૈદ્ય તરિકેની સારી ખ્યાતિ હતી. તે ત્યાં આવ્યો અને તેણે તે સ્ત્રીની ઉત્તમ રીતે ચિકિત્સા કરી. રોગનાં સર્વ લક્ષણો તપાસી તે બોલ્યોઃ—

"આ બાઇને ક્ષય થયો છે. અને એને હાડજ્વર છે એટલે એનો વ્યાધિ અસાધ્ય લાગે છે. તો પણ કોઇ ઇલાજ કારગત લાગે તો કદાચ મટે પ ખરૂં."

આ શબ્દો તેણે સૂર્યમુખીની પાસે કહ્યા ન હતા.

તે વૈદ્યે કાગળ ઉપર કેટલાંક ઔષધોનાં નામ લખ્યાં અને તે સૂર્યમુખીને આપવા કહ્યું. રોગીની બચવાની આશા ન હોવાથી ફી વિષે તે કાંઈ બોલ્યો નહિ. બીજાના જેવો તે લોભી નહોતો. રોગી જીવો કે મરો, પણ મારૂં ખીસ્સું ભરો એવી તેની વૃત્તિ નહોતી.

ત્યાર પછી તે વૈદ્યે વિદાય લીધી અને બ્રહ્મચારીએ હરિણીને પણ કાંઈ કામને માટે મોકલી. હવે તે એકલો સૂર્યમુખીની પાસે બેસી તેની સાથે વાત કરવા લાગ્યો. ત્યારે સૂર્યમુખી બોલીઃ—

"મહારાજ! મારે માટે આપે આટલી બધી તસ્દી શા માટે લીધી? મારે માટે આટલો પરિશ્રમ શા સારૂ?"

બ્રહ્મચારી બોલ્યો "એમાં તસ્દી શાની? એ તો મારૂં કર્તવ્ય. અન્યનું કલ્યાણ કરવું એ તો અમારો જીવનમંત્ર.

"આપનો જીવનમંત્ર ભલે બીજાનું કલ્યાણ કરવાનો હોય પરંતુ મને તો મરવા દો."

"કેમ વારુ ?" બ્રહ્મચારીએ પ્રશ્ન કર્યો.

"હું સાજી થઈશ તો પણ મારા જીવને કાંઈ સુખ થનાર નથી. મૃત્યુ જ મને દુઃખમુક્ત કરશે. કાલે રાત્રે હું રસ્તામાં પડી હતી ત્યારે મૃત્યુને ભેટવાની જ મારી ઇચ્છા હતી. આપે મને શા માટે મરવા ન દીધી ? જીવતી રહીશ તો ય મારે નસીબે તો દુઃખ જ લખેલું છે."

"તું આવા ઘોર સંકટમાં છે એની મને ખબર નહોતી. તારૂં દુઃખ ગમે તેવું હોય તો પણ આત્મહત્યા કરવી એ મહા પાપ છે. આવું પાપકાર્ય કદિ પણ ન કરીશ. આત્મહત્યા કરવાથી બીજાની હત્યા કરવા જેટલુંજ પાપ લાગે છે."

"મેં આત્મહત્યા કરવાનો જરા પણ પ્રયત્ન કર્યો નહોતો. અનાયાસેજ મને એ પ્રસંગ સાંપડયો હતો, અને મને મરવાની ઈચ્છા હતી. પરંતુ મૃત્યુથી એ મને સુખની પ્રાપ્તિ થવાની નથીજ." આટલું બોલતાં તેનો કંઠ એકાએક રૂંધાઈ ગયો અને તે રોવા લાગી.

ત્યારે બ્રહ્મચારીએ કહ્યું "તમે મરણની વાત કરો છો ત્યારે હું તમને રોતાં જોઉં છું. તમે શાને અકળાવ છો ? મને તમારો ધર્મપુત્ર માનો અને તમારી જે ઈચ્છા હોય તે મને કહો. તમારા દુઃખનું નિવારણ કરવાનો કાંઇ ઉપાય હોય તો તે મને કહો, એટલે હું તે પ્રમાણે કરીશ. તમને આ કહેવાના વિચારથીજ મેં હરિણીને અહીંથી બહાર કાઢી છે અને હું તમારી પાસે એકલો બેઠો છું.

તમે કોઇ આબરૂદાર કુટુંબનાં સ્ત્રી લાગો છો. તમારી મુખમુદ્રા પર ચિંતાની છાપ છે. તમને શી ચિંતા છે ? મને શા માટે કહેતાં નથી ? તમે મને તમારા પેટના દિકરા સમો માનો અને તમારા મનમાં જે હોય તે મને કહો."

ત્યારે સૂર્યમુખી આંખમાં અશ્રુ લાવી બોલી "હું તો મરવા

બેઠી છું પછી શરમ શા માટે ? હું પતિનું મ્હોં જોયા વિના મરૂં છું એ સિવાય મને બીજું કાંઇ દુઃખ નથી. જો એક વાર મને તેમનું મુખ-દર્શન થાય તો હું સુખે મરૂં."

બ્રહ્મચારી પોતાની આંખમાંથી અશ્રુ લૂછીને બોલ્યો "બાઇ, તમારા પતિ ક્યાં છે ? હવે તમારાથી તેમની પાસે જઈ શકાશે તો નહિજ કારણ કે તમારામાં પાસું ફેરવવાની પણ શક્તિ નથી. તો પણ આ ખબર સાંભળી જો તેઓ અહીંઆં આવી શકતા હોય તો હું તેમને પત્રથી જણાવું."

આ શબ્દો સાંભળી સૂર્યમુખીનું વદન જરા તેજસ્વી જણાયું. અને તેના મ્હોં પર મરકલડાની રેખા ઝળકી. પછી તે બોલી "તેમનાથી આવી શકાય તો ખરૂં, પરંતુ તેઓ આવશે કે નહિ તે કાંઇ કહી શકાય નહિ. મેં તેમનો મહાન અપરાધ કીધો છે. છતાં તેમનો મારા પર પૂર્ણ પ્રેમ છે, એટલે કદાચ તેઓ મને ક્ષમા પણ કરે. પણ મારાં દુર્ભાગ્યે તેઓ અહીંઆંથી ઘણે દૂર છે. તેઓ અહીંઆં આવી પહોંચે ત્યાં સુધી હું ભાગ્યેજ જીવતી રહીશ."

બ્રહ્મચારીએ બીજી અનેક વાતો પૂછી; આથી તેનો પતિ ગોવિંદપુરમાં છે એમ તેને જણાયું. તેણે ખડીઓ, કલમ અને કાગળ આણ્યાં અને સૂર્યમુખીના કહેવા પ્રમાણે ગોવિંદપુર પત્ર લખ્યો. તે પત્ર આ પ્રમાણે હતો:—

" સાહેબ !

મને આપનો પરિચય નથી. હું જાતનો બ્રાહ્મણ છું અને બ્રહ્મચારી છું. તમને હું ઓળખતો પણ નથી.

હું એટલુંજ જાણું છું કે શ્રીમતી સૂર્યમુખી આપનાં ધર્મપત્ની છે. હાલમાં તેઓ મધુપુરમાં હરિણી વૈષ્ણવીને ત્યાં છે અને ભયંકર માંદગી ભોગવે છે. તેમને સારી રીતે ઔષધોપચાર કરવામાં આવે

છે, પરંતુ તેઓ સાજાં થશે કે નહિ તે વિષે મને શંકા છે. તેમની છેલ્લી ઇચ્છા એક વાર તમારા મુખનું દર્શન કરીને પ્રાણ છોડવાની છે. તેમને હાથે કોઈ અપરાધ થયો હોય તો પણ આ સમયે તેમને ક્ષમા આપી, આપ આ તરફ તરત ચાલ્યા આવજો. આથી આપનો મારા પર મોટો ઉપકાર થશે.

હું તેમને માતા સમાન ગણું છું. મેં તેમના એક પુત્રની જેમ તેમની આજ્ઞાથી આ પત્ર લખ્યો છે. તેમનામાં પત્ર લખવાની જરા પણ શક્તિ નથી. તમે રાણીગંજ થઇને આવજો. ત્યાં માધવચંદ્ર નામનો એક શ્રીમંત ગૃહસ્થ રહે છે તેની તપાસ કરજો અને તેની આગળ મારૂં નામ લેજો એટલે તે તમને એકાદ માણસ આપશે, પછી તમારે મધુપુર ગામ શોધવાની ખટપટ કરવી પડશે નહિ. તમારા મનમાં આવવાનો વિચાર હોય તો વિલંબ ન કરશો. જલદી ચાલ્યા આવજો. નહિ તો પ્રસંગ વીતી જશે. તમારૂં કલ્યાણ થાઓ.

શિવપ્રસાદના આશીર્વાદ."

પત્ર લખાઈ રહ્યા પછી બ્રહ્મચારીએ તેને પૂછયું "સરનામું શું લખું ?"

સૂર્યમુખી બોલી "જ્યારે હરિણી પાછી આવશે ત્યારે હું તમને કહીશ."

થોડીવારે હરિણી ઘરમાં આવી એટલે સૂર્યમુખીએ કવર પર "રા. રા. નગેંદ્રદત્ત ગોવિંદપુરકર, મુકામ ગોવિંદપુર" એવું સરનામું લખી આપ્યું. બ્રહ્મચારી તે પત્ર લઇને ટપાલ ઓફિસમાં નાંખવા ગયો. તેના ગયા પછી સૂર્યમુખી અશ્રુપૂર્ણ નયને બે હસ્ત જોડી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી.

"હે સર્વ શક્તિમાન દેવાધિદેવ! જો મેં એકનિષ્ઠાથી મારા પતિની સેવા કરી હોય તો મારી ઇચ્છા સફળ કરજે. મારૂં આખું

જીવન પતિ સેવામાં જ વીત્યું છે. આ . એકનિષ્ઠ સેવાનુ ફળ મને હમણાં આપ એમ હું કહેતી નથી અને તેવી મારી ઇચ્છા પણ નથી. મારી ઇચ્છા એજ છે કે મારૂં મૃત્યુ થાય, તે પહેલાં એક વાર પણ તું મારા પતિનું દર્શન કરાવ. મારી ઇચ્છા પરિપૂર્ણ કરવાને તુંજ સમર્થ છે."

થોડા દિવસમાં નગેંદ્ર કાશી જઈ પહોંચ્યો. કાશીથી તેણે ઠરાવ પ્રમાણે પોતાના મુનીમ પર પત્ર લખ્યો. મુનીમે નગેંદ્રના ગયા પછી જેટલા પત્રો આવ્યા હતા તે સર્વે કાશીને સરનામે તેના પર મોકલી આપ્યા. શિવપ્રસાદનો પત્ર વાંચતાંજ નગેંદ્રનું હૈયું ફાટી ગયું અને કપાળ પર હાથ મારી–હતાશ થઇ તે બોલ્યો." હે પ્રભુ! મારી ચિત્તવૃત્તિ સ્થિર રાખ. હું કયાંક બેશુદ્ધ ન બની જાઉં !"

તેની પ્રાર્થના પ્રભુએ સાંભળી અને થોડી વાર સુધી તો તે શુદ્ધિમાં રહ્યો. તેણે નોકરને હાંક મારી અને કહ્યું "આજે રાતે ને રાતે મારે રાણીગંજ જવું છે, તું સરસામાન બાંધીને તૈયાર કર." આજ્ઞાનુસાર નોકર તૈયારી કરવા લાગ્યો, તેટલામાં નગેંદ્ર બેશુદ્ધ થઇને જમીન પર ફસડાઇ પડયો.

તેજ દિવસે નગેંદ્ર કાશી છોડીને રાણીગંજ જવા નીકળ્યો. અહાહા ! કાશી કેવું જગન્મોહક ક્ષેત્ર છે ! તેનો દેખાવ કેવો મનોરમ છે ! આવો વિલાસ છોડી વર્ષાઋતુની રાત્રિના સમયે કયો સુખી માણસ ત્યાંથી ચાલ્યો જાય ? તે રાત્રે ચંદ્રપ્રકાશ પણ નહોતો. ગંગાને કાંઠેથી ગમે તે દિશામાં નજર નાંખવામાં આવે તો આકાશ ચારે તરફ અસંખ્ય તારાગણથી ભરેલું દેખાતું હતું. તેમજ પાણીમાં આકાશનું પ્રતિબિંબ પડેલું હોવાથી નીચે જાણે બીજું આકાશ ન હોય તેવો ભાસ થતો હતો. પાસે આવેલાં ઘરોમાં બળતા દીપકનું પ્રતિબિંબ પણ પાણીમાં પડતું હતું.

આ સર્વ શોભા જોઈ નગેંદ્રે પોતાની આંખ મીંચી દીધી. તે

દિવસે તેનાથી સૃષ્ટિનો મનોરમ દેખાવ પણ સહન ન થઇ શકતો. શિવપ્રસાદનો પત્રજ તેની ચિંતાનું કારણ હતો. તે પત્ર ગોવિંદપુરમાં ઘણા દિવસ સુધી પડી રહ્યો હતો, એ વાત તે સારી પેઠે જાણતો હતો. તે મનમાં બોલ્યો "આ વખતે સૂર્યમુખી ક્યાં હશે? તેની સ્થિતિ કેવી હશે? હું જઇ પહોંચું ત્યાં સુધી તે જીવતી રહેશે કે નહિ? હે દેવ! તેનો અને મારો દ્રષ્ટિમેળાપ પણ થશે કે નહિ?" આવા વિચાર કરતો કરતો તે માર્ગક્રમણ કરવા લાગ્યો.



# પ્રકરણ ૧૮ મું.

જે દિવસે રાત્રે નગેંદ્રના પહેરેગીરોએ દેવેંદ્રને લાકડીના સપાટા લગાવી બાગમાંથી હાંકી કાઢયો તે દિવસે હીરાને અત્યાનંદ થયો અને તે પોતાના મનમાં ખૂબ હસી. પરંતુ કેટલાક દિવસ વહી ગયા પછી તેને તે કૃત્યને માટે પશ્ચાત્તાપ થયો. તે મનમાં બોલી "તેમનું અપમાન કર્યું એ ઠીક ન કર્યું. એથી તેમને કોણ જાણે કેટલો ક્રોધ ચઢયો હશે ! હવે તેઓ મારૂં નામ સુદ્ધાં લેશે નહિ. હવે મારા સર્વ આશામિનાર તૂટી પડયા."

હીરાએ દેવેંદ્રને જે શિક્ષા કરાવી હતી તે માટે તે પણ તેના પર વેર લેવાની યુક્તિ રચવામાં ગુંથાયો હતો. અંતે તેણે હીરાને તેડું મોકલ્યું. ત્યારે તે બે ત્રણ દિવસ સુધી જાઉં કે ન જાઉં એવો વિચાર કરી આખરે તેની પાસે ગઇ. તેને જોઇને દેવેંદ્રે જરાએ અસંતોષ ન દર્શાવ્યો અને ગઇ ગુજરી પણ યાદ ન કરી. જાણે કાંઇ જાણતો જ ન હોય તેમ તે તેની સાથે મીઠી મીઠી વાતો કરવા લાગ્યો.

જે પ્રકારે માછી માછલાંને પકડવાને માટે જાળ પાથરે છે તે પ્રમાણે દેવેંદ્રે હીરાને હાથ કરવાને મધુર વાગ્જાળ પ્રસારી. હીરા પોતાની દુષ્ટ કામવાસના તૃપ્ત કરવા ઇચ્છતી હતીજ, તેથી તે પણ તે જાળમાં સહજ સપડાઇ. દેવેંદ્રનાં મધુર વચનોથી તે મુગ્ધ બની ગઇ અને તેનું કપટી ભાષણ તેણે સાવ સાચુંજ માન્યું. તે મનમાં

બોલવા લાગી "ખરેખર, સાચો પ્રેમ તે આનું જ નામ. દેવેંદ્રનો મારા પર પ્રેમ છે એમાં જરા પણ સંશય નથી."

હીરા ધૂર્ત હતી ખરી, પરંતુ તેની ધૂર્તતા આ વખતે જરા પણ કામ આવી નહિ. શંકર જે શક્તિના યોગે યોગ-ભંગ થયા હતા તેજ શક્તિના યોગે હીરાની ધૂર્તતા નષ્ટ થઈ.

પછી દેવેંદ્રે પોતાની સતાર હાથમાં લીધી અને મદિરાની ધૂનમાં તે કેટલાંક ગાયનો ગાવા લાગ્યો. તેના સુમધુર સરોદથી હીરા મોહિત થઈ ગઈ. તેનું મન ચંચળ થયું અને તે દેવેંદ્ર પ્રત્યેના પ્રેમ આગળ પિગળી ગયું. તે વખતે દેવેંદ્ર કેવળ મદનના અવતાર સમો હીરાને દેખાવા લાગ્યો. આથી તેની આંખમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં.

ત્યારે દેવેંદ્રે પોતાની સતાર નીચે મૂકી તેનાં અશ્રુપૂર્ણ નયન પોતાના રૂમાલ વતી લૂછવા માંડયાં. આ વખતે હીરાનું સર્વાંગ થર થર કંપવા લાગ્યું.

પછી દેવેંદ્રે હીરાની એવી મશ્કરી કરવા માંડી અને એવાં દ્વિઅર્થી પ્રેમ-સંભાષણ કર્યાં કે હીરા ભાનભૂલી બની અને તેને લાગ્યું કે "સ્વર્ગ-સુખ તો આજ." દેવેંદ્રના મુખે આવું પ્રેમ સંભાષણ તેણે પૂર્વે કદિ સાંભળ્યું નહોતું. જો આ વખતે તેની ચિત્તવૃત્તિ સ્વસ્થ હોત તો તેને લાગ્યું હોત કે આ સ્વર્ગ નથી, પરંતુ સાક્ષાત્ નરકજ છે.

સાચો પ્રેમ શું છે તે દેવેંદ્ર મુદ્દલ જાણતોજ નહોતો. પરંતુ તેણે પ્રાચીન સંસ્કૃત કવિઓના ઘણા ગ્રંથો વાંચેલા હોવાથી પ્રેમ સંભાષણ કરવામાં તે નિષ્ણાત હતો. દેવેંદ્રનાં પ્રેમરસ ભર્યાં ગાયનો સાંભળી હીરાનું હૃદય પરવશ બન્યું. તેનાં અંગેઅંગ મદનબાણથી વિંધાઈ ગયાં.

પછી દેવેંદ્ર પુનઃ કોકિલ-કંઠે ગાવા લાગ્યો. હીરા પણ

વિવશ બની તેની સાથે ગાવા લાગી. દેવેંદ્રે તેને ગાવાનો ઘણો આગ્રહ કર્યો. હીરા પ્રેમાનંદમાં લુબ્ધ થઇ હતી; હવે તે કામાંધ બની અને કામોત્તેજક શૃંગારરસ ભર્યાં ગીતો ગાવા લાગી. ગાયનો ગવાઇ રહ્યા પછી તે બંને પાપવાસનાના પ્રબળ પ્રવાહમાં ખેંચાઇ પાપાચરણ કરવાને પ્રવૃત્ત થયાં.

હીરા મન મારી શકતી પણ આ વખતે તેને તેમ કરવાની ઇચ્છાજ ન થઈ અને તેણે મદનજ્વાળામાં પતંગની પેઠે ઝંપલાવ્યું.

દેવેંદ્રનો તેના પ્રત્યે સાચો પ્રેમ નથી એમ તેને લાગતું તેથીજ અત્યાર સુધી તેના સતીત્વનો બચાવ થયો હતો. પરંતુ આખરે તે પડીજ-તેનું પતન થયું.

જગતમાં પાપનાં ફળ ભોગવ્યા વિના છૂટકો નથી.



# પ્રકરણ ૧૯ મું.

વર્ષાઋતુની આખરના દિવસો છે. ભાદ્રપદની સમાપ્તિ થઈ આશ્વિનના પણ કેટલાક દિવસો વહી ગયા છે. ખેતરોમાંનું પાણી ઘણે અંશે સૂકાઈ ગયું છે. ભાત પાકી ગયાથી ભાતનાં ખેતરો પીળાં દેખાય છે. પ્રભાતમાં ઝાકળનાં બિંદુઓ વૃક્ષપત્રો પરથી ટપટપ ટપકી રહ્યાં છે.

એવા સમયમાં એક દિવસ પ્રાતઃકાળે મધુપુરને રસ્તે એક પાલખી ચાલતી હતી. તે જોઈને ત્યાંનાં સર્વ છોકરાંઓ હારબંધ ઉભાં રહ્યાં. તેમજ વૃદ્ધ અને તરૂણ સ્ત્રીઓ તથા સુકુમાર બાળાઓ પોતાની કમ્મરે ગાગર ટેકવી તે પાલખી જોવાને ઉભી રહી. ખેડુતો સુદ્ધાં માથે પટકા બાંધી અને હાથમાં દાતરડાં લઈ ખેતરમાં કાપણી કરવા જવાનું છોડીને પાલખી જોતા ઉભા રહ્યા. ગામના કેટલાક મોભાદાર લોકો પોતાને ઓટલેજ બેસીને આ પાલખી જોવા લાગ્યા.

એટલામાં અંગ્રેજી ફેશનના બુટ વાળો એક પગ પાલખીમાંથી બહાર નીકળતો જણાયો. આથી સર્વે જણે એવો વિચાર કર્યો કે આ કોઈ અંગ્રેજ અમલદાર છે.

જ્યારે નગેંદ્ર પાલખીમાંથી ઉતર્યો ત્યારે તેને પાંચ છ જણે સલામ કરી. કારણ કે તેણે ટોપી, ઈજાર, બુટ વગેરે સર્વ પોશાક અંગ્રેજી ઢબનો ધારણ કર્યો હતો. કેટલાકને એમ લાગ્યું કે આ પોલિસ ઇન્સ્પેક્ટર છે. કેટલાકને લાગ્યું કે આ ફોજદાર હશે. ત્યાં

એકઠા થયેલા માણુસોમાંથી એક વૃદ્ધ પુરૂષને નગેંદ્રે પૂછયું" શિવપ્રસાદ બ્રહ્મચારી ક્યાં રહે છે ?"

તે વૃદ્ધ પુરૂષને લાગ્યું કે આ ખુનના કેસની તપાસ કરવા આવ્યો છે, માટે આપણે એને ખરો જવાબ આપવો એ યોગ્ય નથી. તે બોલ્યો "સાહેબ! હું કેવળ નાના બાળક જેવો છું. હું એ કામમાં કાંઈ જાણુતો નથી. મેં તેનું નામ સુદ્ધાં કદિ સાંભળ્યું નથી. આપ કોઇ બીજા માણુસને પૂછશો એટલે તે તમને તેનો પત્તો આપશે."

નગેંદ્રને લાગ્યું કે કોઈ શિક્ષિત મનુષ્યનો ભેટો થયા વિના તે બ્રહ્મચારીનો પત્તો લાગનાર નથી. તે ગામમાં શિક્ષિત માણુસો ઘણાં હતાં. તેથી નગેંદ્ર એક શિક્ષિત મનુષ્યને ઘેર ગયો. ઇશ્વર કૃપાથી તે ઘર રામકૃષ્ણુ વૈદ્યનુંજ હતું. પોતાને ત્યાં અજાણ્યું માણુસ આવે છે એમ જાણી વૈદ્યરાજ બે પગલાં આગળ ગયા અને તેમને હાથ જોડીને "આવો, બેસો" એમ આદરમાન સાથે કહ્યું. ત્યાં નગેંદ્રે શિવપ્રસાદ બ્રહ્મચારીના સંબંધમાં પૂછયું તો તેને જણાયું કે તે બ્રહ્મચારી બીજે ક્યાંક ચાલ્યો ગયો છે. આ ખબર મળતાં નગેંદ્રનું ધૈર્ય છેક ખૂટી ગયું અને તે નિરાશ થઈ તે વૈદ્યને કહેવા લાગ્યો :—

"બ્રહ્મચારી ક્યાં ગયો છે ?"

"તે કાંઈ હું જાણુતો નથી. એકજ સ્થળે તે ઘણા દિવસ સુધી રહેતો નથી."

"તે પાછો ક્યારે આવશે તેની પણુ કોઇને ખબર છે કે નહિ ?"

"મને પણુ તેનું જરૂરનું કામ હતું. તેની મેં તપાસ કરી હતી, પણુ મને કોઇએ તે વિષે કાંઈ કહ્યું નથી."

'તેને અહીંથી ગયાને કેટલા દિવસ થયા ?"

"ભાગ્યે એક માસ થયો હશે."

" આ ગામમાં હરિણી વૈષ્ણવી નામની એક બાઇ રહેતી હતી તેનું ઘર મને કોઇ દેખાડશે ?"

" હરિણી વૈષ્ણવીનું ઘર આજ રસ્તા પર હતું. પરંતુ હવે તો તે આગ લાગીને બળી ગયું છે."

નગેંદ્ર હતાશ થઈ ગયો અને તેણે ધીમે સ્વરે વૈદ્યને પૂછયું:–

"ત્યારે વારુ, હરિણી કયાં છે?"

"તે કોણ જાણે કયાં ગઈ છે! જે રાત્રે તેનું ઘર બળી ગયું તેજ રાત્રે તે કયાંક નાસી ગઇ છે. અને કેટલાક લોકો તો એમ પણ કહે છે કે તેણે પોતે પોતાના ઘરને આગ લગાડી હતી."

નગેંદ્ર અચકાતો અચકાતો બોલ્યો "તેના ઘરમાં બીજી કોઈ સ્ત્રી હતી કે નહિ:?"

"ના. શ્રાવણ માસમાં કોઈ એક સ્ત્રી બિમાર પડીને તેને ઘેર આવી હતી. તેને તે બ્રહ્મચારીજ પોતાની સાથે લઈ આવેલો હતો, તેનું નામ સૂર્યમુખી હતું એમ મારા સાંભળવામાં આવ્યું છે. તે બાઈના અંગમાં ક્ષય રોગનાં ચિન્હો જણાતાં હતાં અને તેને ઔષધ પણ હુંજ આપતો હતો. અને તે ઔષધથી તેની પ્રકૃતિમાં કાંઇક ફેર પણ પડયો હતો. પરંતુ હવે—" નગેંદ્ર દીર્ઘ નિ:શ્વાસ નાંખી બોલ્યો "હવે શું?"

વૈદ્ય બોલ્યો "હરિણીનું ઘર જ્યારે આગ લાગવાથી બળી ગયું ત્યારે તે સ્ત્રી પણ બિચારી તેમાં બળી મુઇ."

આ શબ્દો સાંભળી નગેંદ્રે પોતાના કપાળમાં જોરથી હાથ માર્યા અને તે મૂર્છિત થઈ ખુરશી પરથી નીચે પડયો. કારણ કે એ શબ્દો સાંભળી તેના હૃદયમાં ભારે આઘાત થયો હતો. વૈદ્ય તો પાસેજ હતો એટલે તેણે યોગ્ય ઉપચારો કરી તેને પુનઃ શુદ્ધિમાં આણ્યો.

દુ:ખથી દટાયલા આ જગતમાં જીવવાની ઇચ્છા સૌને હોય

છે. દરેક માણુસના ઘરમાં વિષવૃક્ષ વૃદ્ધિ પામે છે. પરંતુ તે કોને ગમે છે વારૂ? હે પરમેશ્વર! તેં આ જગત્ સુખમય બનાવવાનું ધાર્યું હોત તો તેમ ન કરી શકત? ત્યારે તેં આટલું બધું દુઃખ સરજ્યુંજ શા માટે? અસ્તુ.

તે દિવસે સંધ્યાકાળે નગેંદ્ર જ્યારે પાલખીમાં બેસી પાછો ફર્યો ત્યારે માર્ગમાં તેના મનમાં અનેક વિચારો આવ્યા. તે પોતાના મનમાં બોલ્યો 'શું હવે મારૂં સર્વ સુખ નષ્ટ થયું? નષ્ટ થયું? સુખ? તે તો સૂર્યમુખી ગઈ તેજ દિવસે નાશ પામ્યું. તો હમણાં શું નષ્ટ થયું? આશા? જ્યાં સુધી મનુષ્યને આશા હોય છે ત્યાં સુધી સર્વસ્વ નાશ પામતું નથી પરંતુ એક વખત આશા નષ્ટ થઇ એટલે તેની સાથે સર્વસ્વનો નાશ થાય છે."

હવે તેણે પુનઃ ગોવિંદપુર જવાનો વિચાર કર્યો પણ ત્યાં જઇને રહેવાનો તેનો વિચાર નહોતો. પોતાના ઘરની બરાબર વ્યવસ્થા કરી ઘરને છેલ્લા રામ રામ કરી પાછા ફરવું એવી તેની ઇચ્છા હતી. તેણે વિચાર કર્યો કે "મારી જમીનદારી, ઘર અને મેં પોતે મેળવેલી બીજી સ્થાવર મિલ્કત મારા ભાણેજ સતીશ્ચંદ્રને નામે કાયદેસર ચઢાવી આપું. પણ તે સંબંધમાં એકાદ વકીલની પાસે મુસદ્દો તૈયાર કરાવવો જોઇએ; નહિ તો તે સરકારદરબારમાં ચાલે નહિ. જંગમ મિલ્કત અને કુંદાને કલકત્તે મોકલી દઉં. ને મારા પોતાના ના નિર્વાહને માટે સરકારી તિજોરીમાં કાંઇક અનામત રકમ મૂકું. મિલકતના હિસાબના ચોપડા શ્રીશચંદ્રને સ્વાધીન કરૂં."

સૂર્યમુખીના દાગીના પોતાની બ્હેનને ત્યાં મૂકવાનો વિચાર નગેંદ્રને રૂચ્યો નહિ. કારણ કે તેણે, યમરાજાનું તેડું આવતાં તે દાગીનાને સૂર્યમુખીનું સ્મરણાવશેષ માની તેનાં છેલ્લાં દર્શન કરીને પોતાના પ્રાણ છોડવાનો નિશ્ચય કર્યો હતો. આથી તે દાગીના પોતાની પાસેજ રાખવાનો તેણે ઠરાવ કર્યો.

આ રીતે સર્વ વ્યવસ્થા બરાબર રીતે કરીને, જે સ્થળે સૂર્યમુખીએ પોતાનો દેહ છોડયો હતો તે સ્થળનાં પુનઃ દર્શન કરીને પછી તિર્થયાત્રા કરતા ફરવું એવો તેણે ઈરાદો રાખ્યો. જ્યાં સુધી જીવમાં જીવ હોય ત્યાં સુધી પૃથ્વીના એકાદ ખૂણામાં પડી રહેવું એવો તેનો વિચાર હતો.

નગેંદ્ર પાલખીમાં બેસીને માર્ગક્રમણ કરતો હતો તે વખતે તેના મનમાં ઉપરના વિચારો ઘોળાતા હતા. પાલખીની બન્ને બાજુનાં દ્વાર ખૂલ્લાં જ હતાં. આશ્વિનના શુકલપક્ષની રાત્રિ હોવાથી આકાશમાં અગણિત તારા દેખાતા હતા. રસ્તાની બન્ને બાજુએ તારના થાંભલા હતા, તેમાં વાયુ ભરાવાથી ભૂંભૂં અવાજ નીકળતો હતો.

પરંતુ તે રાત્રિએ નગેંદ્રને એક પણ તારો સુંદર લાગતો નહોતો. ચંદ્રનો શીતલ પ્રકાશ પણ તેને ઉગ્ર લાગતો હતો. સર્વ સુશોભિત વસ્તુઓથી તેને ત્રાસ છૂટતો હતો. આ સમસ્ત દુનિયા જ દુષ્ટ છે એમ તેને લાગતું હતું. સુખના સમયમાં જે વસ્તુ સુંદર લાગે છે તે દુઃખના સમયમાં ત્રાસદાયક શા માટે લાગતી હશે? નગેંદ્રને આજ પર્યંત કોમલ અને શીતલ ચંદ્રકિરણ દ્વારા આનંદ ઉત્પન્ન થતો હતો; તેજ કિરણો તેને ઉગ્ર શા માટે લાગતાં હશે?

આકાશ પૂર્વના જેટલું નીલવર્ણ, અને તેટલુંજ સ્વચ્છ હતું, તારાઓ પણ તેટલાજ ચકચકિત છે. વાયુની શીતલ અને મંદ લહરિઓ પૂર્વવત્જ ચાલી રહી છે. પશુઓ પણ હમ્મેશની પેઠે સ્વેચ્છાથી વિહાર કરી રહ્યાં છે. માનવો પણ તેટલાંજ આનંદી અને હસમુખાં છે. પૃથ્વી પોતાનો નિત્યક્રમ ચલાવે છે. ઘરધંધા પણ રોજની જેમ સરલ રીતે ચાલે છે. તો પછી નગેંદ્રને સર્વ વિપરીત કેમ દેખાય છે? આ જગત્ની ક્રૂરતા તેને અસહ્ય લાગી. તે મનમાં બોલ્યો "પૃથ્વી કેમ ફાટતી નથી કે હું તેમાં શમાઈ જાઉં?"

આવા વિચાર કરતાં કરતાં નગેંદ્રને જણાયું કે "આ સર્વ દુઃખનું કારણુ હું પોતેજ છું. સર્વ દોષ મારોજ છે." હમણાંજ તેને બત્રીસમું વર્ષ બેઠું હતું. એટલામાં તો તેનું સર્વસ્વ નાશ પામ્યું. આ જગતમાં સુખ મેળવવાનાં જે જે સાધનો છે તે સર્વ ઈશ્વરે તેને આપ્યાં હતાં. સંપત્તિ, સુખ, મોટાઈ, માન, આ સર્વ સાધનો બાલ્યાવસ્થાથીજ તેને મળ્યાં હતાં.

માત્ર એક બુદ્ધિ વિના આ સર્વ સાધનો નિરર્થક થઇ પડયાં હોત. પરંતુ બુદ્ધિ પણ ઈશ્વરે તેને સારી આપી હતી. તેનાં માતપિતાએ તેને શિક્ષણુ આપવામાં જરાપણ કસર રાખી નહોતી. તેનો પિતા પણ મોટો વિદ્વાન હતો. સૌંદર્ય, ગુણુ, શક્તિ, આરોગ્ય, એ સર્વ વસ્તુ દૈવે તેને ઉદાર હાથે આપી હતી.

જગતની અમૂલ્ય બક્ષિસ રૂપ સુંદર પતિપરાયણ સ્ત્રી પણ તેને મળી હતી. પણ આજે એના જેવું દુઃખી પ્રાણી આ પૃથ્વી પર કોઈ નહોતું—આજે કોઇએ તેનું સૌંદર્ય, માન, દ્રવ્ય, તારૂણ્ય, બુદ્ધિ, વિદ્યા વગેરે સર્વ લઇને તેને બદલે તેને પાલખી ઉંચકનાર ભોઇની સ્થિતિ આપી હોત તો તેને તેણે દૈવી બક્ષિસ કે અનુપમ સ્વર્ગ સુખજ માન્યું હોત. તે મનમાં બોલ્યો "મોઈ તો શું પણ મારા કરતાં અધિક દુઃખી કોઇ તુરંગમાંનો કેદીયે નહિ હોય. મારા જેવો અપરાધી બીજો કોણુ હશે?

હું ખૂની છું. મેં સૂર્યમુખીનો જીવ લીધો છે. જો મેં મારૂં મન કબજે રાખ્યું હોત તો તેને પરદેશમાં આ પ્રમાણે મરવાનો વારોજ ન આવ્યો હોત. હું તેનો ઘાતક છું. પિતૃઘાતક, માતૃઘાતક, પુત્રઘાતક પણ મારા કરતાં અધિક પાપી નથી. તેના કરતાં મારૂં પાપ સોગણું અધિક છે.

શું સૂર્યમુખી માત્ર મારી પત્નિજ હતી કે? ના તે મારૂં સર્વસ્વ હતી. એવી ગુણિયલ સ્ત્રી બીજા કોને હશે? તે મારી

આંખની કીકી, અને જીવનના શ્વાસ સમી હતી. મારૂં વર્તમાનનું સુખ, ગતકાલની સ્મૃતિ, અને ભાવી સુખની આશા એટલે મારી સૂર્યમુખી. છતાં આ હતભાગી મનુષ્ય તેને ઓળખી શકયો નહિ. હર! હર! દુર્દૈવ મારૂં! પશુને મોતીની પરીક્ષા કયાંથી?"

આવા વિચાર તેના મનમાં ઘોળાતા હતા એવામાં એકાએક તેના મનમાં એવી કલ્પના આવી કે "હું પાલખીમાં બેસીને આનંદથી માગર્ક્રમણ કરૂં છું. અને સૂર્યમુખી પગે ચાલતાં છેક થાકી ગઇ છે." આથી તે એકદમ પાલખીમાંથી ભૂસ્કો મારી બહાર પડયો અને પગે ચાલવા લાગ્યો. અને પાલખી તેની પાછળ ખાલીજ આવવા લાગી. પ્રાતઃકાળમાં જ્યારે તે બજારમાં આવી પહોંચ્યો ત્યારે તેણે બાકીનો પ્રવાસ પગે કરવાનો નિશ્ચય કરી પાલખી સહિત ભોઇઓને રજા આપી.

"સૂર્યમુખીના મરણને માટે પ્રાયશ્ચિત્ત કરવામાંજ હું મારૂં સર્વ જીવન વીતાવીશ. તે કેવું પ્રાયશ્ચિત્ત? સૂર્યમુખીને ઘરનો ત્યાગ કર્યા પછી જે જે સુખો મળ્યાં નહોતાં તે તે સર્વને હું આજથી તિલાંજલિ આપીશ. દ્રવ્ય, દાસ અને મિત્ર કોઇને પણ હું પાસે રાખીશ નહિ. તેને જે દુઃખો સહન કરવાં પડયાં તે તે દુઃખો હું હવે સહન કરીશ. ગોવિંદપુરથી જે દિવસે હું પાછો ફરીશ તે દિવસથી હંમેશાં પગેજ ચાલીશ. માત્ર ભાત ખાઇને નિર્વાહ કરીશ. અને વૃક્ષની નીચે પર્ણકુટિમાં નિદ્રા લઇશ. આથી અધિક પ્રાયશ્ચિત્ત તે બીજું શું હોઇ શકે?

જ્યારે જ્યારે એકાદ અનાથ નિરાશ્રિત બાઈ મારી દ્રષ્ટિએ પડશે ત્યારે ત્યારે મારાથી બનશે તેટલી હું તેને મદદ કરીશ. મારે માટેના ખાસ દ્રવ્યમાંથી ફક્ત નિર્વાહને માટે જોઇએ તેટલુંજ હું મારી પાસે રાખીશ; અને બાકીનું સર્વ અનાથ સ્ત્રીઓની શુશ્રૂષાને માટે આપી દઈશ. મારા દ્રવ્યનો જે ભાગ સતીશ્ચંદ્રને આપવામાં

આવશે તેમાંથી પણ અર્ધો ભાગ હું જીવતો રહું ત્યાં સુધી નિરાધાર સ્ત્રીઓને મદદ કરવા માટે આપવો એવી વ્યવસ્થા કરાવીશ.

પ્રાયશ્ચિત્ત! પ્રાયશ્ચિત્ત! પાપને માટે પ્રાયશ્ચિત્ત કરી શકાશે. પરંતુ દુ:ખને માટે પ્રાયશ્ચિત્ત નથી. દુ:ખનું પ્રાયશ્ચિત્ત મરણ સિવાય બીજું નથી. મરણ પછીજ મનુષ્ય દુ:ખમુક્ત થાય છે, તો પછી હું એવું પ્રાયશ્ચિત્ત શા માટે કરતો નથી?"

ત્યાર પછી નગેંદ્રે પોતાના મુખ પર હાથ મૂકી અને મનમાં ઇશ્વરનું સ્મરણ કરી પ્રાણત્યાગ કરવાનો વિચાર માંડી વાળ્યો.



## પ્રકરણ ૨૦ મું.

એક દિવસ રાત્રિના સમયે શ્રીશચંદ્ર વાળુ કરી પોતાના દિવાનખાનામાં એકલોજ બેઠો હતો. એટલામાં નગેંદ્ર ત્યાં આવ્યો અને હાથમાંની ઝોળી દૂર ફેંકી દઇ ગુપચુપ બેઠો. શ્રીશચંદ્ર તેની દીન અવસ્થા જોઈ મનમાં ગભરાયો. તેને એની સ્થિતિ આમ કેમ થઈ તે પૂછવું સુઝયું નહિ.

બ્રહ્મચારીનો પત્ર નગેંદ્રને કાશીમાં મળ્યો અને તે ત્યાંથી મધુપુર ગયો, એ વાત તેને વિદિત હતી. ઘણી વાર થઇ પરંતુ નગેંદ્ર નજ બોલ્યો એટલે શ્રીશચંદ્ર તેનો હાથ પોતાના કરમાં લઇ બોલ્યો:—

" નગેંદ્ર, તમે કાંઇજ બોલતા નથી, તેથી મને ઘણું માઠું લાગે છે. તમે મધુપુર ગયા હતા કે નહિ ? "

" ગયો હતો. "

" તમને તે બ્રહ્મચારી મળ્યો હતો કે નહિ ? "

" ના, નહોતો મળ્યો. "

" સૂર્યમુખીનો પત્તો લાગ્યો કે ? તે કયાં છે ? "

નગેંદ્ર ઉંચે આકાશ તરફ આંગળી બતાવી બોલ્યો "સ્વર્ગમાં છે "

બંને થોડીવાર સુધી અવનત મસ્તકે વિચારમગ્ન દશામાં બેઠા. પછી નગેંદ્ર પોતાનું માથું ઉંચું કરી બોલ્યો " તમે સ્વર્ગમાં માનતા

નથી, પણ હું તો માનું છું."

શ્રીશચંદ્ર જાણતો હતો કે પૂર્વે નગેંદ્ર સ્વર્ગમાં માનતો નહોતો. તે છતાં પણ હવે તે તેને કેમ માને છે તે તેને સમજાયું. તેણે કલ્પના કરી કે "નગેંદ્રનું સ્વર્ગ એ પ્રેમની સૃષ્ટિ છે. સૂર્યમુખીનો અંત આવ્યો એ વિચાર એના મનમાં વારંવાર આવ્યા કરતો હોવાથી તે દુઃખ તેનાથી સહન થઈ શકતું નથી. એથી તે મનમાં વારંવાર બોલે છે કે 'સૂર્યમુખી સ્વર્ગમાં છે.' અને એજ વિચારથી એને થોડી ઘણી સ્વસ્થતા મળે છે."

બંનેમાંથી કોઇ આગળ બોલ્યું નહિ. શ્રીશચંદ્રને લાગ્યું કે એના મનનું સામાધાન કરવાનો આ સમય નથી. આ વખતે બીજાનું બોલવું અને બેસવું એને ઝેર સમું અને કંટાળા ભરેલું લાગશે. આથી તે નગેંદ્રના એકાંતવાસને યોગ્ય ખોલી જોવાને ત્યાંથી ચાલ્યો ગયો. જમવા ચાલો એમ સુદ્ધાં તેનાથી નગેંદ્રને કહેવાયું નહિ. તેણે તે કામ કમળાને સોંપ્યું.

પરંતુ સૂર્યમુખી સ્વર્ગસ્થ થઇ એમ જ્યારે કમળાએ સાંભળ્યું ત્યારે તેને પણ કાંઇ કામકાજ ન સુઝયું. તે રાત્રે તે સતીશ્ચંદ્રને પણ પોતાની પાસે ન લેતાં એક તરફ જઈ રોવા લાગી.

ઘરનાં દાસ દાસીઓએ તેને છુટા કેશ સહિત ભૂમી પર પડેલી જોઈ ત્યારે તેઓ સતીશ્ચંદ્રને છોડી તેની પાસે ગયાં પણ તે છોકરો કાંઇ એકલો રહે ? તે પણ તેમની પાછળ પાછળ કમળાની પાસે ગયો. પહેલાં તો તે પોતાની મા પાસે જઈને ગુપચુપ ઉભો રહ્યો. અને પછી તેણે પોતાની નાની સરખી આંગળી તેની દાઢી નીચે ઘાલી તેનું મુખ ઉંચું કરવાનો પ્રયત્ન કરવા માંડયો. કમલાએ ઉંચે જોયું પણ તે તેની સાથે કાંઇ બોલી નહિ. પોતાની માને આશ્વાસન આપવાને માટે તેણે તેને ચુંબન કર્યું. ત્યારે કમળાએ તેને બગલમાં લીધો, પણ તેને ન ચુંબન કર્યું કે ન તેની

સાથે કાંઇ બોલી; એટલે સતીશ્ચંદ્ર તેના ગળાની આસપાસ હાથ વિંટાળી તેના ખોળામાં પડીને મોટેથી રોવા લાગ્યો. તે બાળકના રૂદનનું કારણ શું હશે તે તો પરમેશ્વરજ જાણે!

કોઇ પણ ઉપાયે નગેંદ્રનું ચિત્ત બીજી વાતમાં પરોવી તેનું દુઃખ થોડે ઘણે અંશે ભૂલવવાના ઉદ્દેશથી શ્રીશચંદ્રે તેની આગળ કાંઈક ખાવાનું આણ્યું. ત્યારે નગેંદ્ર બોલ્યો "મને બિલકુલ ભૂખ નથી. મારે કાંઇ ખાવું નથી. માત્ર તમે જરા મારી પાસે બેસો. મારે તમારી સાથે ઘણી ઘણી વાત કરવી છે. અને એટલા માટે જ હું તમારી પાસે આવ્યો છું."

ત્યાર પછી નગેંદ્રે રામકૃષ્ણ વૈદ્યે કહેલી સર્વ હકિકત શ્રીશચંદ્રને કહી અને તે પોતે હવે પછી શું કરવાનો હતો તે પણ તેને જણાવ્યું. આ સર્વ હકિકત સાંભળી લઈ શ્રીશચંદ્રે કહ્યું. "તમને તે બ્રહ્મચારી મળ્યો નહિ એ આશ્ચર્યજ ગણાય. કારણ કે કાલેજ તે તમારી શોધમાં કલકત્તાથી મધુપુર ગયો છે."

"શું કહો છો ? તે બ્રહ્મચારી તમને કેવી રીતે મળ્યો ?"

"તે મહાન સજ્જન છે. તમારા તરફથી પત્રનો ઉત્તર ન મળ્યો એટલે તે તમારી શોધ કરવાને માટે ગોવિંદપુર ગયો હતો. ત્યાં ગયા પછી તેને એવી ખબર મળી કે તે પત્ર તમારા તરફ કાશી રવાના થયો છે. આથી તેના મનનું સમાધાન થયું. અને તે કોઇની સાથે ઝાઝી ચર્ચા ન કરતાં પરભાર્યો કાંઈ કાર્ય નિમિત્તે પુરૂષોત્તમ ક્ષેત્રે ગયો. ત્યાંથી તે પુનઃ ગોવિંદપુર આવ્યો. તો પણ ત્યાં તેને તમારે વિષે કાંઇ પણ ખબર મળી નહિ. માત્ર તેને એટલી ખબર મળી કે "જો તમે કલકત્તે શ્રીશચંદ્ર કને જશો તો કદાચ ત્યાં તેમનો પત્તો લાગશે." આથી તે બીજે દિવસે મારી કને આવ્યો. મેં તેને તમારા તરફથી આવેલો પત્ર બતાવ્યો. પછી રાણીગંજમાં રાત્રે તમારો મેળાપ થશે એવી આશાથી તે કાલેજ પુનઃ ગોવિંદપુર

જતો રહ્યો."

"કાલે રાત્રે હું રાણીગંજમાં નહોતો. તેણે તમને સૂર્યમુખીની કાંઇ હકિકત કહી છે ?

"હું તે સર્વ હકિકત તમને કાલે કહીશ."

"તે હકિકત સાંભળવાથી મારા દુઃખમાં વધારો થશે, એમ તમને લાગતું હશે, પણ તેમ ન ધારશો. જે હોય તે મને કહો; હું તમને હાથ જોડીને પ્રાર્થના કરૂં છું."

પછી શ્રીશચંદ્રે સૂર્યમુખી કાશીના રસ્તા પર પેલા બ્રહ્મચારીને મળી ત્યાંથી તે તેની પ્રકૃતિને આરામ થયો ત્યાં સુધીની બ્રહ્મચારીને મુખેથી સાંભળેલી સર્વ હકિકત નગેંદ્રને કહી સંભળાવી. વચ્ચે વચ્ચે જે સાંભળવાથી નગેંદ્રને અત્યંત દુઃખ થાય એવી વાતો હતી તે પડતી મૂકીને અંતે તે બોલ્યો "સૂર્યમુખીને જે જે સંકટો સહન કરવાં પડયાં તે રામકૃષ્ણ વૈદ્યે તમને કહ્યાં નથી ?"

આ વચનો સાંભળતાંજ નગેંદ્ર એકદમ ઘરમાંથી બહાર નીકળ્યો. શ્રીશચંદ્ર તરતજ તેની પાછળ ગયો હોત; પરંતુ નગેંદ્રે તેને આવવા દીધો નહિ. ગરિબ બિચારો નગેંદ્ર! તેણે ઘણીવાર સુધી આમ તેમ ફેરા આંટા માર્યા કર્યા. શ્રીશચંદ્રની નજર ચૂકવી મહોલ્લામાંની ગર્દીમાં ભરાઈ છટકી જવાની તેની ઇચ્છા હતી. પરંતુ તે વખતે ત્યાં માણસોની ગર્દીજ નહોતી. તેથી તે પુનઃ ઘરમાં આવ્યો અને શ્રીશચંદ્રની પાસે બેઠો. તેણે શ્રીશચંદ્રને પ્રશ્ન કર્યો "તે કયાં ગઇ હતી અને તેણે શું કર્યું હતું તેની ખબર બ્રહ્મચારીએ તેને મુખેથી સાંભળી હશે, માટે તેણે તમને તે વિષે જે કાંઇ કહ્યું હોય તે તમે મને કહો." આ વચનો સાંભળી શ્રીશચંદ્ર બોલ્યોઃ—

"હવે એ વાત રહેવા દ્યો. થોડી વિશ્રાંતિ તો લો."

આથી નગેંદ્રને ક્રોધ ચઢયો અને તેણે શ્રીશચંદ્રને પાછળની હકિકત કહી સંભળાવવાનો આગ્રહ કર્યો.

નગેંદ્રની બોલચાલ પરથી તે ગાંડો થયો છે એમ શ્રીશચંદ્રને સંપૂર્ણ રીતે સમજાયું. તેનો ચ્હેરો કાળો ઠીકરાં જેવો થઈ ગયો હતો. આથી એની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કાર્ય કરવાથી વિપરિત પરિણામ આવશે એવી ભીતિથી શ્રીશચંદ્ર પાછળની હકિકત કહેવા લાગ્યો. આથી નગેંદ્રને જરા ઠીક લાગ્યું.

" સૂર્યમુખી ગોવિંદપુરથી નીકળી ધીમે ધીમે માર્ગક્રમણ કરવા લાગી." શ્રીશચંદ્ર બોલ્યો.

નગેંદ્ર વચ્ચેજ બોલી ઉઠયો " તે દરરોજ કેટલા ગાઉ ચાલતી હતી ? "

"ગાઉ, દોઢ ગાઉ."

"તેણે ઘરમાંથી એક કોડી સુદ્ધાં લીધી નહોતી તો તેણે ખાધું શું હશે ?"

"તેણે કેટલાક દિવસ સુધી તો ભિખ માંગીને પેટ ભર્યું. કેટલાક દિવસ ઉપવાસ કરીને કાઢયા અને કેટલાક દિવસ તો માત્ર પાણી—"

આ વખતે નગેંદ્રે 'જો હું મરી જાઉં તો સૂર્યમુખી મને મળશે કે ?' એવા શબ્દો ઉચ્ચારી પોતાનો પ્રાણ કાઢી નાંખવાને માટે બે હાથ વતી પોતાનું માથું જોરથી દાબ્યું. શ્રીશચંદ્ર એકદમ તેની પાસે દોડી ગયો અને તેના હાથ પકડી " હાં હાં ! આ શું?" એમ કહી તેને ધમકાવ્યો. પછી તેણે તેને જણાવ્યું " જો તમે ચુપચુપ બેસીને સાંભળશો તો હું આગળ વાત કરીશ નહિ તો હું જરા પણ વાત કરવાનો નથી."

પરંતુ તેનો એક પણ શબ્દ નગેંદ્રના સાંભળવામાં આવ્યો નહિ, તે બેભાન થઈ ગયો હતો. તેણે પોતાની આંખ મીંચી સ્વર્ગસ્થ સૂર્યમુખીની મૂર્તિનું ધ્યાન ધર્યું. ' તે એકાદ રાણીની પેઠે રત્નજડિત સિંહાસન પર બેઠી છે, તેના કેશની સાથે પુષ્પગંધ ભર્યો વાયુ રમી રહ્યો છે, તેની આસપાસ પક્ષીઓ મંજુલ ધ્વનિથી ગાયન ગાય છે.

તેના ચરણુ સમક્ષ અનેક કમળ પુષ્પો વિકસી રહ્યાં છે. સિંહાસનની ઉપર હજારો ચંદ્ર પ્રકાશી રહ્યા છે; તેની આસપાસ અગણિત તારક સમુહ દીપી રહ્યા છે. નગેંદ્ર પોતે એક અંધકારમય કોટડીમાં પડયો છે અને તેના સમગ્ર શરીરને કષ્ટ થાય છે. પિશાચો વારંવાર તેના અંગ પર મુષ્ટીપ્રહાર કરે છે અને સૂર્યમુખી પોતાના હસ્ત લાંબા કરી તેનું રક્ષણુ કરે છે' એવો દેખાવ તેણે સ્વપ્નમાં જોયો.

શ્રીશચંદ્રે નગેંદ્રને મહા પ્રયાસે જાગૃત કર્યો. એટલે તેણે મોટેથી બૂમ પાડી. "સૂર્યમુખી! પ્રાણુપ્રિયા સૂર્યમુખી! તું કયાં છે?" આ બૂમ સાંભળતાં શ્રીશચંદ્ર અતિશય ગભરાઇ ગયો અને તે એક શબ્દ પણુ ન બોલતાં ગુપચુપ બેસી રહ્યો. અંતે થોડી વાર પછી નગેંદ્ર ભાનમાં આવી બોલ્યોઃ—

"વારૂ, પછી શું થયું?"

"હવે હું શું કહું?" શ્રીશચંદ્રે રહામો પ્રશ્ન પૂછયો."

"આગળ વાત કરો. જો તમે આગળ વાત નહિ કરો તો હું તમારી સમક્ષ માથું પટકી પ્રાણુ વિસર્જન કરીશ."

હવે શ્રીશચંદ્ર આગળ વાત કરવા લાગ્યો "સૂર્યમુખીને આવાં દુઃખ કાંઈ ઘણા દિવસ પડયાં નહિ. કોઈ શ્રીમંત બ્રાહ્મણુ, કુટુંબ સાથે કાશી જતો હતો. આ સમયે સૂર્યમુખી નદી તટે એક વૃક્ષની નીચે હતી. સુદૈવે તે બ્રાહ્મણનું કુટુંબ રસોઈ કરી ભોજન કરવાને માટે ત્યાંજ ઉતર્યું. તે બ્રાહ્મણની પત્નીએ સૂર્યમુખીની સાથે ઘણી વાર સુધી વાર્તાલાપ કર્યો, આથી સૂર્યમુખીની સર્વ હકિકત તેના જાણવામાં આવી. સૂર્યમુખી બોલી કે "હું પણુ કાશીજ જાઉં છું." આથી તે સ્ત્રીએ તેને પણુ પોતાની સાથે પોતાની હોડીમાં બેસાડી લીધી."

તે બ્રાહ્મણુની શોધ કરી તેને સારૂં પારિતોષિક આપવાના

ઇરાદાથી નગેંદ્ર બોલ્યો "તે બ્રાહ્મણ ક્યાંનો રહીશ છે? તેનું નામ શું છે?" શ્રીશચંદ્રને તે વાતની કાંઇ ખબર નહોતી. નગેંદ્રે તેને વાત આગળ ચલાવવાનો પુનઃ આગ્રહ કર્યો ત્યારે તે બોલ્યો "સૂર્ય-મુખી જાણે તે બ્રાહ્મણના ઘરનુંજ માણસ ન હોય તે પ્રમાણે પ્રવાસ કરતી કરતી બારીપુર સુધી ગઇ. તે કલકત્તાથી રાણીગંજ સુધી આગગાડીમાં ગઈ અને ત્યાંથી બળદગાડીમાં બારીપુર ગઇ. અહીંઆં સુધી તે સુખરૂપે ગઇ હતી."

"પછી શું તે બ્રાહ્મણે તેનો ત્યાગ કર્યો હતો?"

"ના, સૂર્યમુખીએ પોતે તેની રજા લીધી. તમારૂં દર્શન કર્યા વિના તેનાથી કેટલા દિવસ રહી શકાય વારૂ? તેથી તે બારીપુરથી પાછી ફરી."

આ શબ્દો બોલતાં બોલતાં શ્રીશચંદ્રની આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી. આથી નગેંદ્રની લાગણી પણ ઉશ્કેરાઈ આવી અને તે શ્રીશચંદ્રની ખાંધ પર પોતાનું માથું નાંખી રોવા લાગ્યો. શ્રીશ-ચંદ્રના ઘરમાં આવ્યા પછી નગેંદ્રે રૂદન કર્યું નહોતું. તેને એટલું બધું દુઃખ થયું હતું કે તેની આંખમાંનું પાણી પણ સૂકાઇ ગયું હતું. પરંતુ આ વખતે તેનું દુઃખ બરાબર વ્યક્ત ન થઇ શક્યું. તેણે બાળકની પેઠે પુષ્કળ રૂદન કર્યું. આથી તેનું દુઃખ અલ્પાંશે કમી થયું. જે દુઃખને લીધે રૂદન ન ઉદ્ભવે તેને મૃત્યુનો દૂત જ સમજવો. થોડીવાર પછી જ્યારે નગેંદ્ર જરા શાંત થયો ત્યારે શ્રીશચંદ્રે તેને કહ્યું:—

"હવે આજે ઘણું થયું, આટલેથીજ બંધ કરો તો સારૂં."

"હવે કહેવાનું બાકી શું રહ્યું છે? પાછળથી જે બન્યું તે મેં મારી આંખે જોયું છે. બારીપુરથી તે એકલી મધુપુર ચાલતી ગઈ. રસ્તામાં શ્રમ, ઉપવાસ, તાપ, વર્ષાદ, નિરાશા, દુઃખ વગેરેથી સૂર્યમુખી બિમાર પડી અને અંતે તેનો અંત આવ્યો.

આ સાંભળી શ્રીશચંદ્ર થોડીવાર સુધી સ્તબ્ધ રહ્યો. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો. નહિ. અંતે તે બોલ્યો "હવે તમે તે વાત મનમાં શા માટે આણો છે ? જે થયું તે થયું. તેમાં તમારો કાંઈ અપરાધ નથી. તમે કાંઈ એને સંતાપી નથી. પછી તમારો કસૂર ન હોવા છતાં જે આપોઆપ બન્યું છે તેને માટે પશ્ચાત્તાપ કરવાનું કાંઇ પ્રયોજન નથી."

તો પણ નગેંદ્રના મનનું સમાધાન ન થયું. તેને તો બસ એમજ લાગતું હતું કે હુંજ અપરાધી છું. એ પણ સાચું જ હતું. કારણ કે જો તેણે તેના હૃદયમાંથી વિષવૃક્ષનું બીજજ કાઢી નાંખ્યું હોત તો આવો પ્રસંગ શા માટે આવત ?



# પ્રકરણ ૨૧ મું.

હીરાએ પોતાનું અમૂલખ રત્ન એક કોડીને બદલે આપી દીધું. સદ્‌ગુણને દિર્ઘ કાળ પર્યંત જાળવી રાખતાં ઘણું કષ્ટ થાય છે. પરંતુ એકજ પળની બેદરકારીને લીધે તે હાથથી જાય છે. તેવું જ હીરાના સંબંધમાં બન્યું.

જે દ્રવ્ય મેળવવાને માટે તેણે પોતાનું અમૂલખ રત્ન વેચ્યું હતું તે ફુટી બદામની કિમ્મતનું પણ નહોતું ! કારણ કે દેવેંદ્રનો પ્રેમ નદીના પૂર જેવો ક્ષણિક હતો. ત્રણ દિવસમાં તે પૂર વહી ગયું. હવે બિચારી હીરા કાદવમાં સપડાઇ. જે પ્રમાણે કોઈ કૃપણ અને યશલોભી મનુષ્ય અનેક દિવસથી સંચિત કરી રાખેલું દ્રવ્ય પોતાના પુત્રના લગ્ન પ્રસંગે અથવા એવાજ એકાદ આનંદોત્સવના પ્રસંગે એક દિવસમાં ખર્ચી નાંખે છે તે પ્રમાણે હીરાએ આટલા દિવસ સુધી સાચવી રાખેલું શીયળ માત્ર અલ્પ સમયના સુખને માટે ગુમાવી દીધું ! અને તે નષ્ટવિત્ત કૃપણની પેઠે અપાર દુઃખસાગરમાં નિમગ્ન થઈ.

જે પ્રમાણે નાનું બાળક લીલા રંગની કેરી ચાખીને મીઠી નહિ લાગવાથી તેને ફેંકી દે છે, તે પ્રમાણે દેવેંદ્રે હીરાનો પરિત્યાગ કર્યો. આથી તેને અતિશય દુઃખ થયું. દેવેંદ્રે તેની પાછળ ફરવાનો વખત તેને માટે આણી મૂકયો એટલા માટે તે દુઃખી થઇ એટલુંજ

નહિ, પરંતુ તેનો સહવાસ કીધાથી સ્ત્રીઓમાં તેની આબરૂ હલકી પડી તેથી પણ તેને ઘણું દુઃખ થયું. હવે તે કોઈને મુખ બતાવી શકતી નહિ. આ વિચાર તેના મનમાં નિત્ય આવતો અને તેને અસહ્ય દુઃખ થતું.

અંતે એક દિવસ દેવેંદ્રનો મેળાપ થયો ત્યારે તે તેને ચરણે પડીને બોલી " પ્રિયકર ! મારો તિરસ્કાર કરો માં." ત્યારે દેવેંદ્રે ઉત્તર આપ્યો ' આજ પર્યંત મેં તારૂં મન સંતુષ્ટ રાખ્યું તે માત્ર કુંદાની પ્રાપ્તિ તારા દ્વારા થશે એવી આશાથીજ રાખ્યું હતું. હવે જો તું તેનો મેળાપ કરાવી આપશે તો જ તારી સાથે સંબંધ રાખીશ; નહિ તો નહિ. તારાં તારુણ્યને યોગ્ય એવી બક્ષિસ મેં તને આપી છે. માટે હવે તું તારે કપાળે કાજળ લગાડીને ભલે તારે ઘેર જા. મને તારી ગરજ નથી."

આ વચનો સાંભળી હીરા એટલી બધી દુઃખી થઇ કે તેને ચારે તરફ અંધકારજ દેખાવા લાગ્યો. જ્યારે તેનો ક્રોધ શમ્યો ત્યારે તે દેવેંદ્રની સામે ઉભી રહી અને પોતાને તૃપ્તિ થઇ ત્યાં સુધી તેણે તેના મુખનું દર્શન કર્યું. પછી તેણે નીચ જાતિની સ્ત્રીઓની જેમ, દેવેંદ્રને બિભત્સ ગાળો દઈ ઉધડો લીધો. દેવંદ્રથી હીરાની આ ગાળો સહન થઇ શકી નહિ એટલે તેણે તેને લાત મારીને પોતાના વિલાસમંદિરમાંથી હાંકી કાઢી. હીરા તો માત્ર અન્યાયીજ હતી, પણ દેવેંદ્ર તો અન્યાયી અને મૂર્ખ હતો. અસ્તુ. આ રીતે તે શાશ્વત (!) પ્રેમનો અંત આવ્યો!

હીરાની આમ માન હાનિ થવાથી તે ત્યાંથી એકદમ નીકળી, પણ પોતાને ઘેર ગઇ નહિ. ગોવિંદપુરમાં એક નીચ જાતિનો વૈદ્ય રહેતો હતો. તેનો ધંધો પણ નીચ જાતિમાંજ ખાસ કરીને ચાલતો હતો. તેને ઔષધિનું કાંઇ જ્ઞાન હતું નહિ. તે માત્ર પ્રાણનાશક ગોળીઓ કેમ બનાવવી તે સારી પેઠે જાણતો હતો. તે વૈદ્ય વિષમય

ગોળીઓ બનાવવાને માટે પોતાની પાસે વનસ્પતિ, ધાતુ, સર્પ વગેરે અનેક પ્રકારની ઝેરી વસ્તુઓ રાખતો હતો તે હીરા જાણતી હતી. આથી તે, તે દિવસે તેને ઘેર ગઇ અને તેને એક બાજુએ બોલાવી ધીમેથી કહ્યું:—

"રાત્રે એક શિયાળ આવીને મને ઘણો ત્રાસ આપે છે. તે રોજ આવીને મારાં વાસણો ઉઘાડી અનાજ ખાઈ જાય છે. માટે એ શિયાળને માર્યા વિના મારાથી રહી શકાય એમ નથી. આજે હું ભાતમાં થોડું વિષ મેળવી દઇશ એટલે તે ખાઇને મરણ પામશે. તમે ઘણી ઝેરી ચીજો રાખો છો એ વાત હું જાણું છું. માટે એક-દમ પ્રાણાંત થાય એવું ઝેર મને વેચાતું આપશો?"

એ ચાંડાલને હીરાની વાત સાચી લાગી. તે બોલ્યો—

"બાઈ, તમારે જે જોઇએ તે ચીજ મારી પાસે છે ખરી, પણ મારાથી તે વેચાતી આપી શકાય એમ નથી. હું વિષ વેચું છું એ વાત જો લોકોને જાણવામાં આવે તો રાજદૂતો મને જરૂર પકડી લે."

"તે વાતની તમે જરા પણ ચિંતા કરશો મા. હું આ વાત કોઇને પણ કહેનાર નથી. જો મારૂં કહેવું તમને સાચું લાગતું ન હોય તો હું ગંગાના કે મારી સ્વામિનીના સોગંદ ખાવાને તૈયાર છું. બે શિયાળ મરી જાય એટલુંજ વિષ મને આપો, એટલે હું તમને રૂ. ૫૦) આપીશ."

આ શબ્દો સાંભળી તે ચાંડાલને પાકી ખાત્રી થઈ કે આ સ્ત્રીના મનમાં કોઇનો પણ પ્રાણ લેવાનો વિચાર છે. તે છતાં તેનો ૫૦) રૂપીઆ લેવાનો લોભ છૂટતો નહોતો; તેથી તે વિષ વેચાતું આપવાને તૈયાર થયો. હીરાએ તરતજ ઘેરથી રૂપીઆ લાવી તેને આપ્યા. ત્યાર પછી તે વૈદ્યે એક કાગળના પડીકામાં પ્રાણનાશક વિષ બાંધી તે પડીકું હીરાને આપ્યું. તેને લઇને હીરા ઘેર જતી

જતી બોલીઃ—

"જો જો હં! આ વાત કોઇને જાણુવા દેશો મા. આ વાત બરાબર ધ્યાનમાં લેજો. નહિ તો આપણે બંને માર્યાં જઈશું."

"બાઈ, હું તમને ઓળખતો નથી. તો પછી હું આ વાત કોઇને શી રીતે કહી શકીશ?" તે ચાંડાલે પ્રત્યુત્તર આપ્યો.

હીરા જરા પણ આશંકા કર્યા વિના પોતાને ઘેર ગઈ. તેણે પોતાના હાથમાં તે પડીકું લીધું અને તેના તરફ થોડી વાર જોઇને તે મોટેથી રોવા લાગી. પછી તે આંખ લૂછીને બોલીઃ—

"શું વિષ ખાઇને મારે પ્રાણુ હાનિ કરવી? એવો તે મેં કયો અપરાધ કર્યો છે? જેણે મારા સર્વસ્વનો નાશ કર્યો છે તેનો નાશ કર્યા સિવાય હું શા માટે મરું? હું કાંઇ ઝેર નહિ ખાઉં. જેણે મારી ખરાબી કરી મને આ દશામાં આણી છે તેનેજ પ્રથમ આ વિષ ખવરાવીશ નહિ તો તેની હૃદયેશ્વરી કુંદાને તો ખવરાવીશ જ. બંનેમાંથી ગમે તે એક જણુ મરે ત્યાર પછી જરૂર પડયે હું મરીશ પણ ત્યાં સુધી હું વિષ લેવાની નથી."

એક દિવસ હીરાની દાદી ધીમે ધીમે લાકડીને ટેકે ટેકે રસ્તે ચાલી જતી હતી. તેને જોઇને ગામમાંના બાળકો એકઠાં થયાં અને વિચિત્ર ગાયન ગાતાં તથા તાળીઓ પાડતાં તેની પાછળ પડયાં. તેમનાં ગાયનમાં તે વૃદ્ધાને લાગુ પડે એવો કાંઇ અર્થ હતો કે નહિ તે વિષે શંકાજ છે. પરંતુ એટલી વાત તો સાચી કે તેઓ મોટેથી ગાયન ગાતાં હતાં. તેથી તે ડોશીને ચીઢ ચઢતી હતી.

થોડીવાર આમ ચાલ્યું એટલે તે વૃદ્ધાને ખૂબ ચીઢ ચઢી અને તે ગુસ્સાભેર બોલી "મુઆં અહીંથી દૂર થાઓ! તમારું સત્યાનાશ જાય, તમારો બાપ મરે તમારો! મારી મશ્કરી શા માટે કરો છો?" આવી અનેક પ્રકારની અનેક ગાળો તેણે દીધી. બાળકો નિત્ય તેને આ પ્રમાણે ચીઢવતાં હતાં અને તે નિત્ય તેમને ગાળો ભાંડતી હતી.

આ રીતે વૃદ્ધા આગળ અને બાળકો પાછળ એમ ચાલતાં ચાલતાં તેઓ નગેંદ્રના મહાલયની નિકટ આવી પહોંચ્યાં. હવે તે બિચારી વૃદ્ધા પેલા દુશ્મનોના હાથમાંથી છૂટી. નગેંદ્રના મકાનના દરવાજા આગળ લાંબી કાળી દાઢીવાળા લઠ્ઠ પહેરેગીરોને બેઠેલા જોઈ બાળકો પાછાં નાઠાં, પરંતુ તે કાંઈ ગુપચુપ ગયાં નહિ. તેમાંનો એક છોકરો બોલ્યોઃ—

રામસિંગ છે બડા સિપાઈ!
ચોર દેખતાં નાસે ભાઈ!

બીજો બોલ્યોઃ—

ભીમસિંગજી હવાલદાર!
ખાતો સૌના હાથનો માર!
દારૂ પીએ બારોબાર!

ત્રીજો બોલ્યોઃ—

લાલસિંગ છે બડા સિપાઈ!
નાચે છુમછુમ ગાયન ગાઈ!
પૂર્વ કહેતાં પશ્ચિમે ધાય!
એવો રજપુત એ કહેવાય!

આ કોલાહલ સાંભળી પહેરેગીરો બિભત્સ ગાળો દેતા તેની પાછળ દોડયા. પરંતુ તેમાંનો એક પણ છોકરો તેમના હાથમાં આવ્યો નહિ. હીરાની દાદી લાકડીના ટેકાથી જેમ તેમ કરીને નગેંદ્રના મકાનની પાસે એક ઔષધાલય હતું ત્યાં આવી. અને વૈદ્યને જોઇને બોલીઃ—

"અરે ભાઈ! વૈદ્ય મહારાજ કયાં છે?"

"માજી! હું પોતેજ વૈદ્ય છું" વૈદ્યે જવાબ આપ્યો.

"અરે ભાઈ, મને સુઝતું નથી, હં! હું હમણાં એંસી ને આઠ વર્ષની થઇ છું. હું મારૂં દુઃખ તમને શું કહું? મને એક

પુત્ર હતો. તે મરી ગયો. મારી એક પૌત્રી હતી, પરંતુ તે પણ હમણાં—"

અહીંઆં તેનું હૈયું ભરાઈ આવ્યું અને તે ડુસકે ડુસકે રોવા લાગી.

"ડોશીમા ! તમને થયું છે શું ?" વૈદ્યરાજે પૂછયું.

આ પ્રશ્નનો ઉત્તર ન દેતાં તે ડોશી પોતાનાંજ રોદણાં ચાલુ રાખી પુનઃ રોવા લાગી. તેનું રૂદન બંધ થયું ત્યારે વૈદ્યરાજે તેને પૂછયું "તમને શું થયું છે ?" પુનઃ તે પોતાનીજ કથા કહેવા લાગી, પરંતુ જ્યારે વૈદ્યરાજે તેને કહ્યું કે " મને બીજું એક અગત્યનું કામ છે. માટે મારે જલદી જવું જોઇએ. તમને જે દુઃખ હોય તે કહો" ત્યારે તેણે પોતાનાં રોદણાં બંધ કરી, હીરા, હીરાની માતા તથા હીરાના પતિની કથા આરંભી.

અંતે તેના કહેવાનો ભાવાંર્થ મહા પ્રયાસે વૈદ્યરાજના ધ્યાનમાં આવ્યો. અત્યાર સુધી તેણે જે બડબડાટ કર્યો હતો તેનું મ્હોં માથું કાંઇ જણાયું નહોતું. વૃદ્ધાને વૈદ્યની પાસેથી કાંઇ ઔષધિ લેવાની હતી તેથી તેણે વૈદ્યને કહ્યું " મારી હીરાને ઉન્મત્ત વાયુ જેવી કાંઇ અસર જણાય છે. હીરાના જન્મ પૂર્વે તેની માતાને પણ એવીજ અસર જણાતી હતી. આ રોગ તેના શરીરમાં ઘણા દિવસ સુધી રહ્યો હતો અને અંતે તેનું મૃત્યું થયું હતું."

અત્યાર સુધી હીરાના શરીરમાં તેની માતાના રોગનાં કાંઇ લક્ષણો દ્રષ્ટિગોચર થયાં નહોતાં, પરંતુ હમણાં થોડો વખત થયાં તે ડોશીને તે વિષે શંકા આવવા માંડી હતી. હીરા કદિ હસતી, કદિ રોતી, અને કદિ ખોલીનું દ્વાર બંધ કરીને તેની અંદર બેસી રહેતી. કદિ કદિ તો તે મોટેથી રોતી અને કોઇ કોઈ વખત તે બેશુદ્ધ પણ થઇ જતી. આટલા માટે તેની દાદી તેને સારૂ ઔષધ લેવા આવી હતી. આ સર્વ હકિકત સાંભળી તે વૈદ્ય થોડી વાર વિચાર

કરીને બોલ્યો.

"બાઇ, તમારી પૌત્રીને ભ્રમ થયો છે?"

"ઠીક, વૈદ્યરાજ! પરંતુ આ રોગને માટે કાંઇ ઔષધ નથી કે?"

"શા માટે ઔષધ નથી? ઔષધ છે. તેને હમેશાં શેક કરી ગરમ રાખજો અને આ એક ચમચો દિવેલ છે તે લઇ જાઓ. તેને કાલે એ દિવેલ પાજો. કાલે દશેક વાગે હું તમારે ઘેર આવીશ અને તેને બીજું ઔષધ આપીશ."

ત્યારપછી તે વૃદ્ધા હાથમાં દિવેલની વાટકી લઇને પોતાના ઘર તરફ ચાલતી થઇ. તે જતી હતી તે વખતે માર્ગમાં તેની એક પાડોશણ તેને મળી. તેણે વૃદ્ધાને પૂછ્યું:—

"અહો, હીરાની દાદી! તમારા હાથમાં શું છે?"

"મારી હીરાને ભ્રમ થયો છે. તેથી વૈદ્યે ઔષધ આપ્યું છે. એનાથી ભ્રમિષ્ટ માણસોને ફાયદો થશે કે?"

"કદાચ ફાયદો થાય પણ ખરો. કારણ કે દિવેલ એ સર્વથી શ્રેષ્ઠ ઔષધ છે. પરંતુ અલી બાઇ! તમારી હીરા આજ કાલ કાંઈ ખૂબ રંગીલી થઇને ફરે છે ને!"

તે વૃદ્ધા થોડીવારે વિચાર કરીને બોલી "એ તેની વયનો દોષ છે, તેનો નથી."

ત્યારે તેની પાડોશણે તેને કાંઇ ઉપાય બતાવ્યો અને બંને પોતપોતાને માર્ગે ચાલી ગઇ. તે વૃદ્ધા ઘેર આવી ત્યારે તેને હીરાને નિત્ય શેક કરી ગરમ રાખજો એવાં વૈદ્યનાં કહેલાં વચનોનું સ્મરણ થયું તેથી તેણે એક સગડી સળગાવી અને તેને પોતાની પૌત્રીની આગળ આણી. તે જોઇને હીરા બરાડો પાડીને બોલી:—

"અગ્નિ! અહીંઆં એ શા માટે લાવ્યાં?"

"વૈદ્યે તને શેક કરવાનું કહ્યું છે તેથી" વૃદ્ધાએ પ્રત્યુત્તર આપ્યો.



## પ્રકરણ ૨૨ મું.

નગેંદ્ર અને સૂર્યમુખીના ગયા પછી તેમના વિશાળ મહાલયમાં ચોતરફ ઉદાસીનતા પ્રસરી રહી હતી. મોટા મોટા ઓરડાઓ નિરંતર બંધ રહેતા હોવાથી સર્વત્ર અંધકારનું સામ્રાજ્યજ ફેલાઈ રહ્યું હતું. માત્ર કારકુનો કચેરીમાં બેસતા હતા. કુંદા રંક આપ્તવર્ગની સાથે અંતર્ગૃહમાં રહેતી હતી. ચંદ્રશૂન્ય રાત્રિનો અંધકાર તારકવૃંદ શી રીતે દૂર કરી શકે?

ખૂણાખોચરામાં કરોળીઆનાં જાળાં બાઝી ગયાં હતાં. ખોલીઓ વપરાશમાં નહિ આવવાને લીધે તેમાં ધૂળના ઢગલા જામી ગયા હતા. નાના પ્રકારનાં જીવ જંતુઓએ નગેંદ્રના મહાલયમાં પોતાનાં ઘર બનાવ્યાં હતાં. બાગમાં પણ તેવીજ અવ્યવસ્થા હતી. વૃક્ષ પત્રો અને ઘાસના સમુદાય જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થતા હતા.

તળાવને કાંઠે તો જંગલજ થઇ રહ્યું હતું. બાગમાં અને તળાવકાંઠે ગોઠવેલાં પુષ્પવૃક્ષોનાં કુંડાં આસપાસ ઉંચું ઘાસ ઉગી નીકળવાથી પૂરાઇ ગયાં હતાં. શિયાળવાં છેક આંગણામાં આવીને રડી જતાં હતાં. ધાન્યના કોઠારમાં ઉંદરનો ઉપદ્રવ વધી પડયો હતો.

જમીન પર સર્વત્ર ઘાસ ઉગી નીકળ્યું હતું. તેમાંથી છછુંદર અને ઉંદર ખૂબજ નીકળતા હતા. જાત જાતનાં પક્ષીઓ રાત્રિ દિવસ આંગણામાં ઉડતાં હતાં.

---

સૂર્યમુખીએ પાળેલાં પક્ષીઓમાંથી અનેકને ઉંદરો ખાઇ ગયા હતા, તેથી તેમનાં પિંછાં ધૂળમાં આમ તેમ પડેલાં જણાતાં હતાં. શિયાળો સર્વ બતકોને ખાઈ ગઈ હતી, અને મોર હતા તે જંગલમાં નાસી ગયા હતા. ગાયને પૂરતો ચારો નહિ મળવાથી કૃશ થઈ ગઈ હતી અને દૂધ દેતી નહોતી.

નગેંદ્રના પાળેલા કૂતરામાં દમનું નામ રહ્યું નહોતું. તે ખેલ કૂદ પણ કરતા નહોતા અને ભસતા પણ નહોતા. આ કૂતરાઓને કોઇએ કદિ છોડયા નહોતા. તેમાંના કેટલાક મરી ગયા, કેટલાક અધમુઆ થઇ ગયા અને કેટલાક સાંકળ તોડીને નાસી ગયા.

અશ્વોને પણ કાંઇ કામ કરવાનું નહિ હોવાથી તેઓ તદ્દન નિરૂપયોગી થઇ ગયા. કેટલાક અશ્વો રોગ થવાથી મરી ગયા હતા. ઘોડાના તબેલામાં પણ ઘાસ ઉગ્યું હતું. કદિ ઘોડાને ચારો મળતો અને કદિ ન પણ મળતો. કારણ કે અશ્વપાળ તબેલામાં રહેતા નહોતા.

મહાલયના ઘણા ખરા સ્તંભો પડવાની તૈયારીમાં હતા. દ્વારો અને ખડકીઓની પણ એવીજ દશા હતી. વર્ષાદનાં પાણીથી છત કોહી ગઇ હતી. રંગેલી ભીંતો પર મણબંધી ધૂળના લેપડા ચોંટયા હતા.

પુસ્તકોના કબાટ પર ભ્રમરોએ ઘર બાંધ્યાં હતાં. હાંડી ઝુમ્મરોમાં ચકલીઓએ ઘાસ ભર્યું હતું. ઘરમાં સ્વામિની નહોતી અને સ્વામિની ન હોય ત્યારે મોટાં ઇંદ્રભૂવન પણ ધૂળધાણી થઈ જાય, એમાં શું આશ્ચર્ય !

જે રીતે એકાદ વિશાળ, ભયંકર અને અવ્યવસ્થિત ઉપવનની અંદર માત્ર એકાદ કમળ અથવા ગુલાબનું પુષ્પ વિકસિત દેખાય તે પ્રમાણે આ ભવ્ય મહાલયમાં માત્ર એકલી કુંદા દેખાતી હતી.

જ્યાં જ્યાં ચાર સ્ત્રીઓ જમવાને એકઠી મળતી ત્યાં ત્યાં કુંદાને આમંત્રણ થતાં અને તે બિચારી ખૂશીથી જતી. અભિમાન કે

આડંબર તેનામાં લેશ પણ નહોતો. અહીંતહીંના ગામગપાટા કરતાં જો કોઈ તેને 'બાઈસાહેબ' કહીને સંબોધે તો તે તેને મશ્કરી જ લાગે. દિવાનજી જો તેને કાંઈ કામ સંબંધે પૂછાવે તો તેના દિલમાં મોટો ધ્રાસ્કો પડતો ! આમ થવાનું એક કારણ હતું. કુંદાને નગેંદ્ર તરફથી એક પણ પત્ર મળતો નહોતો. આથી તે નગેંદ્રના કુશળ સમાચાર જાણવાને માટે દિવાનની ઉપર આવેલા સર્વ પત્રો હમ્મેશાં મંગાવીને વાંચતી હતી.

દિવાનના તરફથી જો કોઈ માણસ આવતું તો તે પત્ર લેવાને આવ્યું હશે એમ ધારી કુંદા બહુ બ્હીતી હતી. અને ખરેખર કુંદા પાસેથી પત્ર પાછા આવતા નથી એમ જ્યારે દિવાનજીના જાણવામાં આવ્યું ત્યારથી તેમણે પોતે તેની પાસે જઇને માત્ર પત્ર વાંચી સંભળાવવાનો જ નિયમ રાખ્યો હતો.

સૂર્યમુખીને જેટલું દુઃખ થયું હતું તેટલુંજ બલ્કે તેથી પણ અધિક દુઃખ આ વખતે કુંદાને થયું હતું. સૂર્યમુખીનો પોતાના પતિ પર પુષ્કળ પ્રેમ હતો. તેમ કુંદાનો પણ તેના પર પ્રેમ નહોતો એમ નહિ. તે સુકુમાર, નાજુક, મૃદુ, અંતઃકરણમાં અપરંપાર પ્રેમ ભર્યો હતો. પણ તે પ્રેમ શી રીતે વ્યક્ત કરવો તે જાણતી નહોતી. અને આથી તે પોતાનો પ્રેમ હૃદયમાં ને હૃદયમાં દાબી મૂકતી હતી.

નાનપણથીજ—કુંદાનું પ્રથમ લગ્ન થયું તે પૂર્વેથી જ નગેંદ્ર પર તેનો પ્રેમ ચોંટયો હતો. પરંતુ તેણે તે પ્રેમ કોઇને જણાવ્યો નહોતો, અને કોઇના લક્ષમાં પણ તે પ્રેમ આવ્યો નહોતો. નગેંદ્રનેજ પતિ કરવાની તેની ઇચ્છા થઈ નહોતી. અને તેમ થવાનો સંભવ પણ નહોતો. આથી તેણે પોતાની નિરાશા મનમાં ને મનમાં જ દાબી મૂકી હતી.

જો તેણે નગેંદ્રને પોતાનો પતિ બનાવવાને પ્રયાસ કર્યો હોત તો તે આકાશમાંના ચંદ્રને મેળવવાને માટે કરેલા પ્રયત્ન જેવોજ ગણાત. પરંતુ હવે તો તેને તે ચંદ્ર અનાયાસે પ્રાપ્ત થયો હતો. પણ

અફસોસ ! હમણાં તે ક્યાં છે ? તે ક્યાં ગયો છે ? કયા અપરાધને માટે નગેંદ્રે તેનો ત્યાગ કરીને તેને દુઃખ સાગરમાં ધકેલી મૂકી હતી ? આ વિચાર રાત્રિ દિવસ કુંદાના મનમાંથી ખસતો નહોતો. રાત્રિ દિવસ તે દુઃખાતિશયથી સંતપ્ત થઈ અશ્રુ સારતી હતી.

નગેંદ્રનો તેના પર પ્રેમ નહોતો એવું કાંઇ નહોતું. નગેંદ્રને સદ્ભાગ્યેજ કુંદા જેવું રત્ન પ્રાપ્ત થયું હતું. પણ હવે પ્રેમની વાત તો દૂર રહી; તે તેનું મુખે ન જોતો. અરે, નગેંદ્રને તો ખાત્રીપૂર્વક એમજ લાગ્યું હતું કે મારાં સર્વ દુઃખોનું મૂળ કુંદા જ છે. અને સર્વ લોકો પણ તેને તેમ જ કહેતા હતા. કુંદા પોતાનાં મન સાથે બોલતી કે " આ સર્વને માટે લોકો મને જ શા માટે દોષ દે છે ? મેં એવું શું મહા પાપ કર્યું છે ?"

નગેંદ્રે ખરાબ મુહૂર્તમાં કુંદાની સાથે લગ્ન કર્યું હતું. જે રીતે એકાદ મનુષ્ય વિપતરૂની છાયા નીચે બેસે તો તે તરતજ મરણ પામે છે તે પ્રમાણે જે જે મનુષ્યને આ લગ્નનો પ્રત્યક્ષ કે પરોક્ષ સંસર્ગ થયો તે તે સર્વનો નાશજ થયો.

કુંદા પોતાના મન સાથે બોલતી "મારે લીધેજ સૂર્યમુખીની આ દશા થઇ છે. તેણેજ નાનપણમાં મારૂં જતન કરી મને ભગિનીવત્ ઉછેરી હતી. તેના મારા પર અનંત ઉપકારો છે. અને આ ઉપકારોના બદલામાં મેં તેને ઘેરઘેર ભટકી ભિખ માગતી કરી છે ! અહો, હું કેવી કૃતઘ્ન છું ! મારૂં દુર્દૈવ કેવું ભયંકર છે ! મારા કરતાં અધિક હતભાગી આ જગતમાં અન્ય કોઇ નથી.

હે પ્રભુ ! હું જન્મતાંજ શા માટે મરણ ન પામી ? માબાપ ગયાં ત્યારે ઈશ્વરે મને શા માટે ન લઇ લીધી ? ભલે, ત્યારે નહિ તો નહિ, પરંતુ હમણાં પણ મારૂં મોત કેમ આવતું નથી ? હવે મને સુખની આશા નથી. ત્યારે વ્યર્થ શાને જીવવું ? પરંતુ નહિ.

હું હમણાંને હમણાંજ મરનાર નથી. તેમને પુનઃ એકવાર ઘેર આવવા દો. તે આવશે ત્યારે એકવાર તેમનું મુખ દર્શન કર્યા પછીજ મરવાની વાત. પણ તે પાછા આવશે એમ શી રીતે માની શકાય ?

સૂર્યમુખીના મરણની વાત કુંદાના સાંભળવામાં આવી નહોતી. તેથી તે બોલી "હમણાં મરવાથી શું ફાયદો ? સૂર્યમુખી પાછી આવશે ત્યારે મરીશ. હવે પછી હું તેના સુખની આડે આવીશ નહિ."

આ તરફ નગેંદ્રે કલકત્તે જઈ પોતાને જે કાર્ય કરવાનાં હતાં તે સર્વ આટોપી લીધાં. તેણે એક દાનપત્ર તૈયાર કરાવ્યું, અને તેમાં આપવાની સર્વ બક્ષિસો લખાવી. બ્રહ્મચારીઓ અને યાત્રાળુઓને માટે તેણે પોતાની મિલકતનો મોટો ભાગ કાઢયો હતો. આ દાનપત્ર હરિપુરમાં નોંધાવવું જોઇએ એટલા માટે તે તેને પોતાની સાથે લઇને ત્યાં ગયો અને શ્રીશચંદ્રને થોડા વખતમાં ગોવિંદપુર જવાની સૂચના કરી.

નગેંદ્રની દાનની યોજના તોડી પાડવાને માટે શ્રીશચંદ્રે પોતાનાથી બન્યા તેટલા સર્વ પ્રયત્નો કર્યા. અને તેણે નગેંદ્રને પગપાળા પ્રવાસ ન કરવાને ઘણું સમજાવ્યો. પણ સર્વ વ્યર્થ ગયું.

આ પ્રકારે શ્રીશચંદ્રના સર્વ પ્રયત્નો નિષ્ફળ જવાથી નગેંદ્રની સૂચના પ્રમાણે તે હોડીમાં બેસીને ગોવિંદપુર જવાને નીકળ્યો. તે ગયો એટલે કમળાને કાંઈ ગમે એમ નહોતું તેથી તે અને સતીશ્ચંદ્ર—એ બંને પૂછયા ગાછયા વિનાજ તેની સાથે જઇને હોડીમાં બેસી ગયાં.

કમળા ગોવિંદપુર ગઇ કે બીજે દિવસેજ કુંદા તેને જઇને મળી. આથી તેના મનનું કાંઈક સમાધાન થયું. પણ સૂર્યમુખીના જવાથી કમળાને કુંદા પર જે અભાવ ઉપજ્યો હતો તે હજી જરા પણ ઓછો ન થયો. તે તેની સાથે જરા પણ વાત કરતી નહોતી. કુંદા તેની પાસે જતી કે તે કાંઈ બહાનું કાઢી બીજી તરફ ચાલી જતી.

પછી જ્યારે તેણે કુંદાને ઘણી કૃશ થયેલી જોઈ ત્યારે તેનો અભાવ દૂર થયો અને તેણે તેને "દાદા આવીને હમણાં તને મળશે" એવા શુભ વર્તમાન કહ્યા. અને નાના પ્રકારે તેના મનનું સમાધાન કરવા લાગી. આથી કુંદાના મુખ પર આનંદ અને મંદ હાસ્યની ઝળક છવાઇ રહી. પણ કમળાએ જ્યારે તેને "સૂર્યમુખી મરણ પામી છે." એમ કહ્યું ત્યારે પુનઃ તેના વદન પર શોકની છાયા છવાઈ ગઇ અને તે રોવા લાગી.

કુંદા સૂર્યમુખીના મરણની વાત સાંભળી રોવા લાગી એમાં કાંઈ આશ્ચર્ય નહોતું. તે સ્વભાવે ભોળી હતી. કપટનું તો તે નામજ જાણતી નહોતી. તેની કલ્પના તેને સ્વપ્નમાં ય ન આવતી. સૂર્યમુખીના મરણથી તેને અત્યંત સુખ મળશે એ વિચાર તેના મનમાં કદિ આવ્યો નહોતો. ભોળી બિચારી કુંદા! તે સૂર્યમુખીના મૃત્યુની ખબર સાંભળી ધ્રૂસકાં મૂકી રોવા લાગી.

કમળાએ મહા પ્રયાસે તેના મનનું સાંત્વન કર્યું અને પોતાનું મન પણ વાળ્યું. આજ સુધી સૂર્યમુખીને માટે તેના શોકનો પાર નહોતો; પણ હવે તે મનમાં બોલવા લાગી "ઝાઝું રૂદન કર્યે શું ફાયદો ? હોનહાર હો ગઇ. હવે હું વધારે શોક કરીશ તો તેમને (શ્રીશચંદ્રને) અધિક ઉદ્વેગ થશે. તેમજ અજ્ઞાન બાળક પણ રોયા કરશે. રોવાથી કાંઇ સૂર્યમુખી પાછી આવવાની નથી. તો પછી વિના કારણ આપણા જીવને અને બીજાના જીવને શા માટે ત્રાસ આપવો ?" આવો વિચાર કરી તેણે શોકનો ત્યાગ કર્યો અને ઘર કામમાં પ્રવૃત્ત થઈ.

કમળા શ્રીશચંદ્ર પ્રત્યે બોલી "આ ઈંદ્રભૂવન જેવા મંદિરમાંની દેવી ચાલી ગઈ છે. એટલે જ્યારે મારા ભાઈ આવશે ત્યારે તેમને જમીન પર ઘાસ પાથરીને શયન કરવું પડશે. અહો ! આ મહાલયની આવી ખરાબ દશા !"

પછી તે બંનેએ ત્યાંની સર્વ જગા સાફ કરાવવા માટે મજૂર, માળી, મશાલચી વગેરે સર્વ લોકોને કામે લગાડયા.

કમળાએ છછુંદર, કોળ, ઉંદર વગેરે ઘરમાંથી હાંકી કાઢયાં. તેના સપાટામાં આવેલાં કેટલાંક પ્રાણીઓ જમીનદોસ્ત પણ થઈ ગયાં. કરોળીઆઓનાં જાળાં તોડી પાડવાથી તેઓ અસહાય થઇને નીચે ફરવા લાગ્યા. ચકલીઓને ક્યાંય પણ આશ્રય નહિ મળવાથી તેઓ દીન થઈ ચીંચીં કરતી અહીં તહીં ઉડવા લાગી. બારીઓ બંધ હોવાથી ચકલીઓ તેની સાથે પોતાની ચાંચ અફળાતી, અને તેમને જવાનો માર્ગ નહિ મળતાં નીચે તુટી પડતી. ઘરની દાસીઓએ હાથમાં સાવરણી લઇ સઘળી જગ્યા સ્વચ્છ કરી દીધી. કેટલાક સમય પછી તે જગ્યા જોવા જેવી થઇ અને થોડા દિવસમાં નગેંદ્ર પણ ત્યાં આવી પહોંચ્યો.

સંધ્યાકાળ થયો હતો. જે પ્રમાણે એકાદ નદીમાં પૂર આવ્યાથી તેમાંનું પાણી જોરથી વહે છે અને પૂર ઉતરી ગયા પછી તેનો પ્રવાહ મંદ પડે છે તે પ્રમાણે નગેંદ્રના હૃદયમાં આવેલું દુઃખનું પૂર જતું રહ્યું હતું અને તે હવે શાંત થયો હતો.

ખરું જોતાં તેનું દુઃખ ઓછું થયું નહોતું, પણ તેના મનની ચંચળતા હવે રહી નહોતી. તે પોતાના ઘરનાં માણસોની સાથે શાંતિથી વાત કરવા લાગ્યો. તેણે દરેક જણને ઘરની હકિકત પૂછી. તેણે કોઇની પણ આગળ સૂર્યમુખી સંબંધે કશી વાત કાઢી નહિ. છતાં તેની ઉદાસીન મુદ્રા જોઇ સર્વને ઘણું દુઃખ થયું.

જૂના નોકરો હતા તે તેને પ્રણામ કરી એક બાજુ જઈ આંખ લૂછવા લાગ્યા.

બધા કરતાં એક જણનું હૃદય ઘણુંજ ઘવાયું. તે સર્વની સાથે નિખાલસપણે બોલ્યો હતો, પણ જેણે રાત્રિ દિવસ તેને માટે દુઃખ સહન કર્યું હતું, જેને તેના સિવાય આ જગતમાં

બીજું કોઈ પ્રિય ન્હોતું તે બિચારી રંક કુંદાની સાથે તે એક પણ શબ્દ બોલ્યો નહોતો. તેનાં આગમનથી તો કુંદાનું દુઃખ વધ્યું.

નગેંદ્રના કહેવાથી નોકરોએ નગેંદ્રની શય્યા સૂર્યમુખીના ઓરડામાં જ બિછાવી હતી. મધ્ય રાત્રે જ્યારે સર્વત્ર શાંતિ હતી. ત્યારે નગેંદ્ર એકલો સૂર્યમુખીના એકાંત ઓરડામાં ગયો. તેને ત્યાં નિદ્રા લેવી નહોતી. પણ સૂર્યમુખીના ગુણોનું સ્મરણ કરી હૃદય ઠાલવવું હતું. સૂર્યમુખીનો ઓરડો વિશાળ અને સુંદર હતો. તે નગેંદ્રનું સર્વસ્વ હતો. આથી તેણે તેને સારી રીતે શણગાર્યો હતો. તે દિવાનખાનાની જમીન પર કાળા અને સફેદ સંગેમરમરના નકશીદાર પત્થરો જડી દેવામાં આવ્યા હતા. દિવાલ ઉપર કાળા, પીળા, લીલા, લાલ પ્રભૃતિ રંગોનાં પુષ્પ વગેરેનાં ચિત્રો કાઢવામાં આવ્યાં હતાં. આ ચિતરેલાં પુષ્પો પર નાના પ્રકારનાં પક્ષીઓ બેસાડવામાં આવ્યાં હતાં.

એક બાજુએ સૂર્યમુખીનો મૂલ્યવાન પલંગ હતો. આ પલંગ પર કોતરકામ ઘણું સારૂં કરવામાં આવ્યું હતું અને વચ્ચે વચ્ચે હાથીદાંત પણ જડવામાં આવ્યા હતા. બીજી બાજુએ જરી તથા કિનખાબની ગાદીવાળી ખુરશીઓ, મોટાં મોટાં દર્પણો તથા બીજું અનેક પ્રકારનું ફરનીચર પડેલું હતું.

દિવાલ ઉપર સુંદર તસ્વીરોના તખ્તા ગોઠવી દેવામાં આવ્યા હતા. નગેંદ્ર અને સૂર્યમુખી એ બંનેએ ઉત્તમ ચિત્રકારોને બોલાવીને તેમની પાસે પોતાને મનપસંદ અરણ્ય, બાગ, યુદ્ધ વગેરેનાં સુંદર તથા મનોરમ ચિત્રો ભીંત ઉપર કઢાવ્યાં હતાં. ચિત્રકલામાં પરમ નિપૂણ એવા ચિત્રકારોના હાથનાં આલેખેલાં ચિત્રોમાં પછી શી મણા હોય? વળી આ ચિત્રકારોએ કાગળ ઉપર બીજાં અનેક ચિત્રો કાઢી આપ્યાં હતાં. અને નગેંદ્રે એ ચિત્રોને તખ્તામાં જડી તેને ભીંત ઉપર લટકાવ્યાં હતાં.

એક તસ્વીરમાંનો દેખાવ કુંમારસંભવમાંનો હતો. શ્રી મહાદેવ

કૈલાસ પર્વત પર ધ્યાનસ્થ બેઠા છે અને નંદી પર્ણકૂટિના દ્વારમાં ઉભો છે; ડાબી બાજુએ એક ગણ ઓઠ પર અંગુલિ ધરી સર્વને નહિ બોલવાની ઇસારત કરે છે; ચોતરફ શાંતિ પ્રસરી રહી છે; ભમરો ગુંજારવ ન કરતાં પુષ્પોની પાંખડીમાં છૂપાઇ ગયા છે. અને મૃગો નીચે બેસી યથેચ્છ વિશ્રાંતિ લે છે.

એટલામાં મદન, ભગવાન પિનાકપાણિને ધ્યાન ભંગ કરવાને માટે પ્રવેશ કરે છે અને તેની સાથે વસંતઋતુ પણ આવે છે; તેમના આગમન પૂર્વેજ પાર્વતીજી ગળામાં પુષ્પહાર પરિધાન કરી શિવને વંદન કરવા આવ્યાં હતાં; ઉમાએ પોતાનું એક ઘુંટણ જમીન સાથે ટેકવ્યું છે અને ઘણા આનંદથી અવનત મસ્તકે શિવને વંદન કરે છે; એવામાં તેમની વેણીમાંના હારમાંથી પુષ્પો નીચે પડે છે; થોડેક અંતરે મદન થોભીને પોતાનું એક ઘુંટણ જમીન સાથે ટેકવીને પોતાનું કુસુમબાણ ધનુષ્ય પર મૂકીને ધનુષ્યની દોરી ખેંચે છે. આવો દેખાવ તે ચિત્રમાં હતો.

બીજી એક તસ્વીરમાં શ્રી રામચંદ્ર જાનકીસહવર્તમાન લંકાથી પાછા આવતાં રત્ન ખચિત વિમાનમાં બેસી આકાશ માર્ગે ગમન કરે છે. રામચંદ્રે પોતાનો એક હાથ સીતાના સ્કંધ ઉપર મૂકયો છે, અને બીજા હાથવતી તેમને પૃથ્વીપરનાં અનેક રમ્ય સ્થળો, ક્ષેત્રો, પર્વતોનાં ગગનચુંબી શિખરો વિગેરે બતાવે છે.

વિમાનની ચારે કોર મેઘ અનેક રંગો ધારણ કરી ભમી રહ્યા છે. નીચે મહાસાગરના તરંગો સૂર્યનાં કિરણોના પ્રકાશમાં હીરાની જેમ ચમકી રહ્યા છે. મહાસાગરને સામે પાર સ્ફટિકમંડિત લંકા દૃષ્ટિગોચર થાય છે. ત્યાંની મોટી મોટી હવેલીઓ અને રાજમંદિરો પરના કળશો સૂર્યકિરણોથી અતિ પ્રકાશિત દેખાય છે. વળી તાલ, તમાલ વગેરે વૃક્ષોનાં ઝુંડ કિનારાને અત્યંત શોભા આપી રહ્યાં છે. અને બંને કિનારાના મધ્ય ભાગમાં રાજહંસનું ટોળું આનંદી

રહ્યું છે.

એક ચિત્રમાં સુભદ્રા અર્જુનની સાથે રથમાં બેઠી છે. તેના રથની પાછળ અસંખ્ય યાદવ વીરો હાથમાં ઉંચી ઉંચી ધ્વજાઓ અને શસ્ત્રાસ્ત્રો લઇને દોડે છે. સુભદ્રા પોતે રથ હાંકે છે; સુભદ્રા, સારથ્ય નૈપુણ્યના ગર્વથી વારંવાર અર્જુન પ્રતિ દૃષ્ટિપાત કરે છે અને તેમ કરતી વખતે પોતાનો નીચલો ઓઠ પોતાની મૌક્તિક તુલ્ય દંત–પંક્તિ નીચે દાબે છે. રથના વેગથી ઉત્પન્ન થયેલા વાયુને લીધે તેના કેશ ફરફર ઉડી રહ્યા છે. અને કેશની લટો પ્રસ્વેદથી ભિંજાઇ જઇને ગંડસ્થળ પર અર્ધ વર્તુળાકૃતિમાં પડી છે.

એક ચિત્રમાં શંકુતલા દુષ્યંત તરફ ફરીને જોવાની ઇચ્છાથી વૃક્ષના કાંટામાં ભેરવાઇ ગયેલી પોતાની સાડી કાઢવાનું મિષ કરે છે; અને તેની અનસૂયા તથા પ્રિયંવદા સખીઓ તેના તરફ જોઇને હસે છે. શકુંતલા ક્રોધમાં માથું ઉંચકી શકતી નથી. અને તેનાથી દુષ્યંત તરફ બરોબર જોઇ શકાતું નથી કે તે જગ્યા છોડીને જવાતું નથી.

બીજી તરફ કુમાર અભિમન્યુ શસ્ત્રાસ્ત્ર સજી યુદ્ધમાં જવાની તૈયારી કરી પોતાની પત્ની ઉત્તરાની આજ્ઞા માગે છે. ઉત્તરા "હું આપને જવા દેનાર નથી" એમ કહી રંગમહેલનો દરવાજો બંધ કરી, મસ્તકે હાથ દઇ રોતી બેઠી છે.

શૃંગારભુવનમાં નગેંદ્ર ગયો ત્યારે મધ્યરાત્રિ વહી ગઈ હતી. રાત્રિ ભયંકર લાગતી હતી. પહેલાં વર્ષાદ ઘણો પડયો હતો એટલે પવન જોરથી ફુંકાતો હતો. હમણાં પણ ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હતી. જે બારીઓ બંધ કરવામાં આવી નહોતી તે પવનના સપાટાથી આમ તેમ હાલી ભીંત સાથે જોરથી અફળાતી હતી. તેનો અવાજ ઘણો મોટો થતો હતો. જ્યારે નગેંદ્રે દિવાનખાનાનું દ્વાર બંધ કરી દીધું ત્યારે તેનો અવાજ કાંઇ ઓછો સંભળાવા

લાગ્યો.

પલંગની પાસે બીજું એક નાનું દ્વાર હતું. તે દિશામાંથી પવન વાતો નહોતો, એટલે તેને ખુલ્લુંજ રાખવામાં આવ્યું હતું. નગેંદ્રે પલંગ પર બેસી ઘણું રૂદન કર્યું. આહા ! સૂર્યમુખીની સાથે પૂર્વે તે ત્યાં કેટલી વાર આનંદથી બેઠો હતો ! તે ઉભય પ્રેમ અને આનંદની વાતો કરતાં ત્યાં કેટલીવાર બેઠાં હતાં ? નગેંદ્ર તે પલંગને આલિંગન દઇ પુનઃ પુનઃ રોવા લાગ્યો.

થોડીવાર પછી તેણે પોતાનું માથું ઉંચકી સૂર્યમુખીને જે તસ્વીરો વિશેષ પ્રિય હતી તે તરફ દ્રષ્ટિપાત કર્યો. દીપકના ઝાંખા પ્રકાશમાં તે તસ્વીરોમાંની આકૃતિઓ જાણે જીવંતજ ન હોય તેમ તેને લાગતું હતું. દરેક તસ્વીરમાં તેને સૂર્યમુખીજ દ્રષ્ટિગોચર થવા લાગી.

આ ચિત્રો જોતાં તેને એકાએક સ્મૃતિ થઈ કે 'એક દિવસ સૂર્યમુખીએ ચિત્રમાંની પાર્વતીની જેમ પોતાના ગળામાં અને વેણીમાં હાર પરિધાન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી તેથી મેં જાતે બાગમાં જઇને સુંદર પુષ્પો વીણી આણ્યાં અને મારા પોતાના હાથથી હાર ગુંથીને તેના ગળામાં તથા વેણીમાં પરિધાન કરાવ્યાં હતાં. તે વખતે સૂર્યમુખીને જે આનંદ થયો હતો તે કોઈ બીજી સ્ત્રીને હીરા માણેકથી ભૂષિત થયા છતાં પણ નહિ થયો હોય.

તેજ પ્રમાણે એક દિવસે સુભદ્રાની પેઠે નગેંદ્રના રથમાં બેસી થોડી સહેલ કરવાનો વિચાર સૂર્યમુખીના મનમાં આવ્યો હતો. આથી નગેંદ્રે બે ટટ્ટુ જોડી બાગની અંદર એક ગાડી આણી અને તેમાં બંને બેઠાં. સૂર્યમુખીએ પોતાના હાથમાં લગામ ધરી. પછી તેણે પોતાનો નીચલો હોઠ પોતાના દાંત નીચે દાબી હસતાં હસતાં નગેંદ્રની તરફ જોયું. સારથીનું ધ્યાન ટટ્ટુ તરફ ન્હોતું એટલે ટટવાં ગાડીને રાજમાર્ગમાં ઘસડી ગયાં. પછી સૂર્યમુખીએ લજ્જાથી મુખ પર બુરખો નાંખી દીધો. તેની આવી સ્થિતિ થયેલી જોઈ નગેંદ્રે

તરત લગામ પોતાના હાથમાં લીધી અને તે ગાડીને પાછી વાળીને બાગમાં લઈ આવ્યો.

ગાડીમાંથી ઉતરીને બન્ને જણુ હસતાં હસતાં દિવાનખાનામાં ગયાં અને ગાડીનીજ વાત કરવા લાગ્યાં. સૂર્યમુખી તસ્વીરમાંની સુભદ્રાનું મુખ પકડી બોલી " અહો બાઈસાહેબ ! આ સર્વ આપનોજ પ્રતાપ ! આપને લીધેજ મને આટલું સંકટ પડયું !"

આ ગત્ ઘટનાની સ્મૃતિ થઈ ત્યારે નગેંદ્ર પુષ્કળ રડયો. આ દુઃખ તેને અસહ્ય લાગ્યું. જ્યાં જ્યાં તેની દષ્ટિ પડતી ત્યાં ત્યાં સઘળે સૂર્યમુખીની સ્મૃતિ કરાવનારી કાંઇ ને કાંઇ ચીજ તેને દષ્ટિગોચાર થતી.

દિવાલ પર ચિત્રકારે જે સ્થળે એક સુંદર મધુમાલતીની વેલ કાઢી હતી તેની પાસેજ સૂર્યમુખીએ તેવીજ વેલ કાઢી હતી. આ વેલ હજી પણ ત્યાં દેખાતી હતી. હોળીના તહેવારમાં એક વખત તેણે પોતાના પતિના અંગ પર ગુલાલ ફેંકયું હતું, પરંતુ નિશાન ચૂકવાથી તે તેના પર નહિ પડતાં ભીંત સાથે અથડાયું હતું તેનો લાલ ડાઘ હજી પણ તે ભીંત ઉપર હતો. દિવાનખાનાનાં ચિત્રો પૂરાં થયા પછી સૂર્યમુખીએ ત્યાં એક સ્થળે લખ્યું હતું કેઃ—

વિક્રમ સંવત ૧૯૧૦. આ દિવાનખાનું પોતાના સૌભાગ્ય ભંડાર, ઈષ્ટદેવતા, અને પ્રાણપતિ માટે તૈયાર કરનારી તેમની રંક દાસી સૂર્યમુખી."

નગેંદ્રે તે લેખ પુનઃ પુનઃ વાંચ્યો, છતાં તેને તૃપ્તિ ન થઈ. વાંચતાં વાંચતાં તેની આંખો અશ્રુથી ભરાઈ આવી અને તેનાથી વાંચી શકાયું નહિ. તો પણ તેણે વાંચવાનો નાદ છોડયો નહિ. તે વાંચવાનો પ્રયત્ન કરતો હતો એવામાં દીપકનો પ્રકાશ છેક મંદ થઇ ગયો. હવે દીપક બુઝાવાની તૈયારીમાં છે એમ જાણી તેણે દીર્ઘ

નિઃશ્વાસ નાખ્યો અને તે નીચે બેસી ગયો. તે નીચે બેઠો કે તરત જ પવનના સપાટા શરૂ થયા.

દીપકમાં હવે તેલ ખૂટી ગયું હતું. પતંગીઆના પ્રકાશ જેવો મંદ પ્રકાશ તેમાંથી નીકળતો હતો. એવામાં એક ચમત્કાર થયો.

બારીના અફળાટનો અવાજ સાંભળી નગેંદ્રે પલંગપરથી દરવાજા તરફ જોયું તો તેને મંદ પ્રકાશમાં કોઇની છાયા દૃષ્ટિગોચર થઈ. તેનો આકાર સ્રીના જેવો હતો. પણ પુનઃ જ્યારે તેણે તેને નિહાળીને જોઇ ત્યારે તરતજ તેના અંગ પર રોમાંચ ખડાં થયાં અને તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું. આ સ્રીનું મુખ જ્યારે તેના જોવામાં આવ્યું ત્યારે સર્વ ચિન્હો સૂર્યમુખીના વદનનાંજ જણાયાં. અને તેના અવયવો પણ સર્વ તેના જેવાજ જણાયા. તેને જોતાંજ નગેંદ્ર એકદમ ઉઠયો અને તેની તરફ દોડયો. એટલામાં દીપક બુઝાઈ ગયો તેથી તે સ્રી દેખાતી બંધ થઈ. નગેંદ્રે ભય પામી એકદમ મોટેથી બૂમ પાડી. અને તે બેશુદ્ધ થઇ જમીન પર ફસડાઇ પડયો.

ત્યાર પછી થોડીવારે નગેંદ્ર શુદ્ધિમાં આવ્યો ત્યારે પણ દિવાનખાનામાં અંધકાર જ હતો. તે ધીમે ધીમે ઉઠીને બેઠો. મૂર્ચ્છા આવવાનાં કારણ વિષે વિચાર આવતાં તેને અનેક તર્ક થવા લાગ્યા. 'હું તો જમીન પર બેશુદ્ધ થઇને પડયો હતો, ત્યારે મારા મસ્તક નીચે ઉશીકુ કયાંથી આવ્યું? આગળ તો અહીંઆં કાંઈ પણ નહોતું. અરે, આ ઉશીકું છે કે કુંદા જેવી કોઈ સ્રીનો ખોળો છે?" એમ તે મનમાં બોલવા લાગ્યો.

શંકા નિવારણ કરવાને તે બોલ્યો "તું કોણ છે?" પણ તેનું મસ્તક ખોળામાં લેનારે કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ. માત્ર તેના કપોળ પર ઉષ્ણ આંસુનાં બે ત્રણ બિંદુઓ પડયાં. નગેંદ્રને સમજાયું કે મારી પાસે કોઈ રોતું બેઠું છે. તે ખૂબ ગભરાઈ ગયો. થોડીક વાર સુધી તો તેની હાલચાલ પણ બંધ થઈ ગઈ.

પછી મહા કષ્ટે એક દીર્ઘશ્વાસ મૂકી તેણે પોતાનું માથું ઉંચું કર્યું અને તે ઉઠીને બેઠો થયો. બહાર વર્ષાદ પડતો બંધ થયો હતો. આકાશમાં ક્યાંય પણ વાદળાં જણાતાં નહોતાં. અને દિવાનખાનામાં થોડો થોડો પ્રકાશ પડવા લાગ્યો હતો.

હવે નગેંદ્ર બરાબર બેઠો. તેને લાગ્યું કે મારી પાસે બેઠેલી સ્ત્રી ઉઠીને ધીમે ધીમે દ્વાર તરફ જાય છે. તેણે એવું અનુમાન કર્યું કે આ કાંઈ કુંદા નથી. કોઇને ઓળખી શકાય તેવો પ્રકાશ નહોતો તો પણ તે પ્રકાશમાં આકૃતિ અને પોશાક પરથી કાંઈક અટકળ કરી શકાતી હતી. નગેંદ્રે કેટલીક વાર સુધી વિચાર કર્યો અને પછી તે ઉભી રહેલી સ્ત્રીને પાયે પડીને બોલ્યોઃ—

"તું દેવી છે કે કોણ છે, તે હું સમજી શકતો નથી. તું ગમે તે હો પણ હું તારા ચરણમાં છું. મારી સાથે બોલ, નહિ તો હમણાં મારૂં મૃત્યુ થશે."

તે સ્ત્રી શું બોલી તે નગેંદ્ર કાંઇ સમજી શક્યો નહિ, પણ તેનો અવાજ સાંભળતાં જ તે તરત ઉઠીને ઉભો થયો અને તેને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પુનઃ તેનું શરીર અને મન દુર્બળ થયું. અને વૃક્ષપરની વેલી નિરાધાર થતાં પડે છે તે પ્રમાણે તે પુનઃ પેલી મોહિનીને ચરણે પડ્યો. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. ત્યારે તે સ્ત્રીએ નીચે બેસી પુનઃ નગેંદ્રનું મસ્તક પોતાના ખોળામાં લીધું.

કેટલીક વારે નગેંદ્ર શુદ્ધિમાં આવ્યો ત્યારે પ્રાતઃકાળ થઇ ગયો હતો અને પુષ્કળ પ્રકાશ પ્રસરી રહ્યો હતો. બાગમાં ચોતરફ પક્ષીઓ કલ્લોલ કરતાં હતાં અને સૂર્યનાં મૃદુ કિરણો પણ દિવાનખાનામાં થોડાં થોડાં પડવા લાગ્યાં હતાં. નગેંદ્ર ઉંચે ન જોતાં બોલ્યોઃ—

"કુંદા, તું અહીંઆં છે કે ? આજે આખી રાત સૂર્યમુખી જ

મને સ્વપ્નમાં દેખાતી હતી. સ્વપ્નમાં મેં મારૂં મસ્તક સૂર્યમુખીના ખોળામાં મૂક્યું હતું. જો તુંજ સૂર્યમુખી હોત તો કેવું સારૂં ?"

તેણે ઉત્તર આપ્યો "તે દુઃખિણીને જોવાથી આપને એટલો બધો હર્ષ થતો હોય તો હું તે જ છું."

આ વચનો સાંભળી નગેંદ્ર સહસા ઉઠીને ઉભો થયો અને આંખ ચોળી બન્ને હાથ કપાળે ધરી બેઠો. પુનઃ તેણે આંખ ચોળી બરાબર નિહાળીને જોયું. પછી તે પોતાનું મુખ નીચું કરી છેક મંદ સ્વરે બોલ્યોઃ—

"મને ભ્રમ તો થયો નથી? શું સૂર્યમુખી જીવતી છે? મારા પ્રારબ્ધમાં ગાંડા થવાનુંજ લખ્યું છે કે શું ?"

પછી તે સ્ત્રી નગેંદ્રના ચરણ જોરથી પકડીને ખૂબ રડી અને બોલી "મારા પ્રાણેશ્વર! ઉઠો, હવે ઉઠો! મેં અનેક સંકટો સહન કર્યાં છે અને હવે તે સર્વ સંકટોનો અંત આવ્યો છે. હું કાંઇ મરી ગઇ નહોતી. આપના ચરણની સેવા કરવાને માટે હું પાછી આવી છું માટે ઉઠો."

આ સાંભળીને નગેંદ્રની ભ્રાંતિ જતી રહી. તેણે ઉઠીને સૂર્યમુખીને દૃઢ આલિંગન દીધું અને તેના હૃદય પર પોતાનું માથું ઢાળી દીધું. બંનેએ ઘણું રૂદન કર્યું. પણ તેમનું આ વખતનું રૂદન કેટલું આનંદદાયક હતું ?



## પ્રકરણ ૨૩ મું.

નગેંદ્રે સૂર્યમુખીને જે જે હકિકત પૂછી તે તે સર્વ તેણે તેને કહી અને અંતે તે બોલી "હું કાંઈ મરી ગઈ નહોતી. રામકૃષ્ણ વૈદ્યે મારા મરણ વિષે જે વાત આપને કહી હતી તે સર્વ ખોટી હતી. તેને મારી હકિકત લેશ પણ ખબર નહોતી. તેનું ઔષધ ખાવાથી મને જરા આરામ થયો અને મારા અંગમાં થોડી શક્તિ પણ આવવા લાગી, એટલે આપનાં દર્શન કરવાને માટે ગોવિંદપુર આવવાની મને તીવ્ર ઇચ્છા થઇ. 'મને ગોવિંદપુર લઇ જાઓ' એવો મેં બ્રહ્મચારીને પણ પુષ્કળ આગ્રહ કર્યો. પછી તે અને હું બંને આ તરફ આવવાને નીકળ્યાં.

અહીંઆં આવ્યા પછી મને ખબર થઇ કે આપ ઘેર નથી. તેથી બ્રહ્મચારી મને અહીંઆંથી ચાર કોસ પર એક ગામ છે, ત્યાં લઇ ગયો. અને એક બ્રાહ્મણને 'ઘેર તેની પુત્રીની શુશ્રૂષા કરવાને મને મૂકી. પછી તે પુનઃ આપની શોધ કરવાને નીકળ્યો. પ્રથમ તે કલકત્તે ગયો. ત્યાં જઇને તેણે શ્રીશચંદ્રની મુલાકાત લીધી. ત્યાં તેને ખબર થઇ કે આપ મધુપુર ગયા છો. એટલે તે મધુપુર ગયો. ત્યાં તેને એવા સમાચાર મળ્યા કે જે દિવસે અમે હરિણીનું ઘર છોડયું તેજ રાત્રે તે ઘરને આગ લાગી અને હરિણી તેમાં બળીને ભસ્મ થઈ ગઇ.

બીજે દિવસે પ્રાતઃકાળમાં લોકો તેના શબને ઓળખી શક્યાં નહિ એટલે મને મરેલી ધારી. મારા મરણની વાત સર્વત્ર પ્રસરી ગઇ. અને તે રામકૃષ્ણ વૈદ્યના પણ સાંભળવામાં આવી. અને તે વાત તેણે જેવી સાંભળી હતી તેવી આપને કહી.

આ સર્વ વર્તમાન બ્રહ્મચારીને ત્યાં આગળ મળ્યા. આપ ત્યાં ગયા હતા અને ત્યાંથી પાછા અહીંઆં આવ્યા આ સર્વ વાત તેણે પણ સાંજ સાંભળી. પછી તેણે આપની પાછળ પાછળ આવીને ગઇ રાત્રિએ પ્રતાપપુરમાં મુકામ કર્યો. આપ ઘણું ખરૂં એક બે દિવસમાં ઘેર આવશો એમ મારા સાંભળવામાં આવ્યું, તેથી હું પરમ દિવસે અહીંઆં આવી.

હવે થોડુંક ચાલવાથી મને કાંઇ શ્રમ પહોંચતો નથી. આપ હજી અહીંઆં આવ્યા નથી એમ મારા સાંભળવામાં આવ્યું એટલે હું પાછી ફરી અને જઇને બ્રહ્મચારીને મળી, ત્યાંથી પાછી ફરીને રાત્રિના એક વાગે અહીંઆં આવીને દ્વાર ખુલ્લું હતું તેથી હું ઘરમાં ભરાઇ ગઇ અને કોઇ જાણે નહિ તેવી રીતે દાદર નીચે લપાઇ રહી.

જ્યારે સર્વ નિદ્રાગ્રસ્ત થયાં ત્યારે હું દાદર ચઢીને ઉપર આવી. આપ આ દિવાનખાનામાંજ હશો એમ મને લાગ્યું હતું. મેં દિવાનખાનામાં ડોકાવીને જોયું તો આપ બન્ને હાથ કપાળ પર મૂકીને બેઠા હતા. તે વખતેજ આવીને આપના ચરણે પડવાનો મારો વિચાર થયો. પણ આપ મારો અપરાધ ક્ષમા કરશો નહિ એવી મને ભીતિ લાગી તેથી મેં તેમ કર્યું નહિ. બારણામાંથી ડોકાવીને જોયા પછી મેં વિચાર કર્યો કે 'હવે એમની દ્રષ્ટિએ પડું તો ઠીક.'

'પછી હું અંદર આવી, પરંતુ આપ તો બેશુદ્ધ થયા હતા. એટલે આપનું મસ્તક ખોળામાં લઇને હું બેઠી છું. આવું સુખ મારા ભાગ્યમાં હશે એવી કલ્પના મને સ્વપ્નમાં પણ નહોતી. પણ

નહિ, આપનો પ્રેમ મારા પર છે જ નહિ; કારણ કે આપે મારા અંગ પર હાથ મૂક્યો ત્યારે આપે મને ઓળખી નહોતી. મેં તો માત્ર શ્વાસોચ્છ્વાસ દ્વારાજ આપને ઓળખ્યા હોત.

આ પ્રકારે નગેંદ્ર અને સૂર્યમુખી એ બંને શયનમંદિરમાં પ્રેમસંભાષણ કરતાં હતાં તેજ વખતે તેજ મહાલયની એક બીજી ઓરડીમાં એક સ્ત્રી મૃત્યુની સાથે વાર્તાલાપ કરતી હતી. તેનું વર્ણન કરતાં પહેલાં રાત્રિએ શી શી ઘટના બની હતી તેનું વર્ણન પ્રથમ કરવું જોઇએ.

નગેંદ્રે ઘેર આવ્યા પછી કુંદનંદિનીની સાથે જરા પણ વાતચિત કરી નહોતી. આથી તે પોતાની ખોલીમાં જઇ ઉશીકા પર માથું મૂકી આખી રાત રોતી બેઠી હતી. તેના હૃદયમાં ભયંકર આઘાત થવાથી તે રોતી હતી. જે તરૂણીએ જરા પણ કપટ રાખ્યા વિના નિર્મળ અંતઃકરણે પોતાનું મન અન્યને અર્પણ કર્યું હોય અને જેને બદલામાં ઉપેક્ષાજ મળી હોય તેજ આ રૂદનનું ખરૂં કારણ અને કુંદાનું દુઃખ જાણી શકે.

કુંદા મનમાં બોલી "હવે મારે શા માટે જીવવું ? પતિના મેળાપ માટેજ હું જીવતી રહી હતી ને? પણ હવે તેમની તો આશા જ નથી. પછી આ જગતમાં મારે કયા સુખની આશા રહી ?"

પ્રાતઃકાળ થતાં તેની આંખ જરા મિંચાઈ અને તેને નિદ્રામાં ભયંકર સ્વપ્ન આવ્યું. કુંદાને ચાર વર્ષ પૂર્વે તેના પિતાના પ્રેત સમક્ષ તેની માતાના સ્વરૂપમાં આવેલી તેજસ્વી મૂર્તિ આ વખતે દેખાઈ. તે મેઘસમૂહની વચ્ચે બેઠી હતી. આ ઘનઘોર મેઘસમૂહમાં વારંવાર વિદ્યુતનો ચમકાર થતો હતો અને આ ચમકારમાં તેને બીજી મૂર્તિ જણાઇ.

આ મૂર્તિને જોઇને કુંદા ઘણી ગભરાઈ ગઈ. તેને એમજ લાગ્યું કે મારી માતાની પાસે જે મૂર્તિ છે અને જે મારા તરફ

હસતે મુખે અનિમિષ નયને જોઇ રહી છે તે હીરાના જેવી છે. આ વખતે તેની માતાના મુખ પર ગાંભીર્ય હતું. તેની માતા બોલીઃ–

કુંદા ! પૂર્વે જ્યારે હું આવી હતી ત્યારે તેં મારા કથન પર લક્ષ આપ્યું નહિ અને તું મારી સાથે આવી નહિ. અને આ વખતે તારા પર શું શું સંકટો ગુજરી રહ્યાં છે તે તું જાણેજ છે."

આ વચનો સાંભળી કુંદા રોવા લાગી. પછી તેની માતા બોલીઃ—

" હું પુનઃ એકવાર તને મળીશ એમ મેં પહેલાં તને કહ્યું હતું, તે પ્રમાણે હું આજે આવી છું. હવે તો જગત્‌નાં સર્વ સુખો અનુભવીને તું તૃપ્ત થઈ હઇશ. માટે હવે ચાલ મારી સાથે."

' માતા, તું મને તારી સાથે લઇ જા, હવે આ જગત્‌માં રહેવાની મારી લેશ પણ ઇચ્છા નથી."

કુંદાની માતાને અતિશય આનંદ થયો અને તે બોલી "ચાલ, ચાલ, ત્યારે તો" આ પ્રમાણે કહીને તે અદશ્ય થઈ ગઈ.

કુંદા તરત નિદ્રામાંથી જાગૃત થઇ અને સ્વપ્નમાંની વાતનું સ્મરણ કરી તે ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી કે " હે પ્રભુ ! આ વખતે તો અવશ્ય મારૂં સ્વપ્ન સફળ કરો. "

પ્રાતઃકાળમાં હીરા જ્યારે કુંદાની વેણી ગુંથવા માટે તેની ખોલીમાં ગઈ ત્યારે તેણે તેને ઉશીકા પર મસ્તક મૂકીને રોતી જોઈ. જ્યારથી કમળા પોતાને પિયેર આવી ત્યારથી હીરા કુંદાની સાથે સભ્યતાપૂર્વક વર્તતી હતી. કારણ કે નગેંદ્ર ઘેર આવનાર છે એમ તેના સાંભળવામાં આવ્યું હતું.

હીરાના આગલા વર્તન અને હાલના વર્તનમાં આસ્માન જમીનનો ફરક હતો. હમણાં તો કુંદા જે જે માગતી તે તે હીરા તરત આણી આપતી અને તેની આજ્ઞાનું જરા ઉલ્લંઘન કરતી નહિ. અગાઉ કરતાં હમણાં તે કુંદા પર પ્રીતિ પણ વિશેષ બતાવતી હતી. કોઈ

પણ ધૂર્ત સ્ત્રી તો હીરાનું આ કપટાચરણ જાણી ગઇ હોત. પણ કુંદા તો બિચારી ભોળી હતી. તેને તો હીરાનું વર્તન પ્રેમભર્યુંજ લાગતું હતું. તેને આ પ્રેમ માટે જરા પણ શંકા આવતી નહોતી. તે મનમાં બોલી કે "હીરા તામસી પ્રકૃતિની છે ખરી, પરંતુ વિશ્વાસ પાત્ર છે." હીરા કુંદાને રૂદન કરતી જોઈ બોલી:—

"બાઇસાહેબ! તમે આમ રૂદન શા માટે કરો છો?"

કુંદા ઉત્તર ન દેતાં અનિમિષ નયને હીરા તરફ જોઇ રહી કુંદાની આંખ સૂજી આવી હતી અને ઉશીકું ભીંજાઇ ગયું હતું આ જોઇને હીરાએ પ્રશ્ન કર્યો:—

"આ શું બાઇસાહેબ, તમે આખી રાત રોઇ રોઇને કાઢી હોય એમ જણાય છે. શેઠ તમને કાંઈ બોલ્યા તો નથીને?"

કુંદા અગાઉ કરતાં જરા જોરથી ડુસકાં ભરી બોલી "કાંઇ બોલ્યા નથી."

કુંદાનું દુઃખ જોઈ હીરાના અંતઃકરણમાં તો ઘણો આનંદ થતો હતો. પણ બહારથી અતિશય શોક પ્રદર્શિત કરી તે બોલી.—

શેઠ ઘેર આવ્યા પછી તમારી સાથે કાંઇ બોલ્યા કે નહિ? જુઓ, હું તો તમારી ક્ષુદ્ર દાસી છું. મારી આગળ કહેવામાં તમને કાંઈ હરકત નથી. મનમાં જરા પણ ભીતિ ન રાખશો."

"હજી સુધી તેઓ મારી સાથે જરા પણ બોલ્યા નથી."

"વાહ! એમ કેમ કર્યું, વારુ? આટલા દિવસ થયાં તેઓ તમારી પાસેથી ગયા હતા. તે છતાં પણ પાછા આવ્યા ત્યારે બિલકુલ બોલ્યા કેમ નહિ? એમ તે કાંઈ હોય કે?"

"તેઓ મારી પાસે આવ્યા પણ નથી, અને હું કાળી છું કે ગોરી તેનીયે તપાસ કરી નથી."

આ પ્રમાણે બોલતાં બોલતાં કુંદાની આંખમાંથી દડ દડ અશ્રુ નીકળી પડ્યાં, તે જોઇ હીરાને ઘણો આનંદ થયો. તે કિંચિત્

હસીને બોલીઃ—

"પણ આપ આમ રડો છો શા માટે? ઘણા લોકો પર દુઃખો તો આવી પડે છે. તે તો સહન કર્યે જ છૂટકો. મને જેટલું દુઃખ પડયું છે તેટલું દુઃખ જો તમને પડયું હોત તો તમે તો આપઘાત જ કરી બેઠાં હોત."

"આત્મહત્યા!" આ ભયંકર શબ્દ કુંદાના કર્ણમાં જોરથી ગણગણવા લાગ્યો. તેના સમગ્ર અંગમાં કંપ છૂટયો અને તે નીચે બેસી ગઇ. રાતે આવું કૃત્ય કરવાનો વિચાર તેના મનમાં વારંવાર આવતો હતો અને હમણાં પણ હીરાના મુખેથી તેણે તેજ વિચાર નિદર્શક શબ્દ સાંભળ્યો. આથી તેનો આત્મઘાત કરવાનો વિચાર દૃઢ થયો.

પછી હીરા બોલી "મારા પર શું શું સંકટો આવ્યાં છે તે હવે કહું છું, સાંભળો. હું પણ એક પુરુષને પ્રાણાધિક ગણીને તેના પર પ્રાણ કરતાં પણ વિશેષ પ્રેમ રાખતી હતી. તે કાંઇ મારો પતિ નહોતો. પરંતુ મારી સ્વામિનીની આગળ મારૂં પાપ હું ગુપ્ત શા માટે રાખું? જે હોય તે સ્પષ્ટપણે કહેલું જ સારૂં."

પણ આ નિર્લજ્જ શબ્દો કુંદાના કાનમાં પ્રવેશ કરી શક્યા નહિ. તેના કાનમાં "આત્મહત્યા!" એ શબ્દ જ આ વખતે ગણગણાટ કરી રહ્યો હતો. જાણે કોઇ રાક્ષસ તેના કાનમાં કહેતો ન હોય કે "કુંદા! આવું દુઃખ સહન કરવા કરતાં તું તારો પ્રાણ ત્યાગ કરે તો શું ખોટું? એમ કરશે તો તારૂં સર્વ દુઃખ નાશ પામશે."

પછી હીરા બોલી "તે મારો પતિ નહોતો એ વાત ખરી, છતાં હું તેના પર પતિ કરતાં પણ અધિક પ્રેમ રાખતી હતી. મારા પર તેનો પ્રેમ નથી એ વાત હું જાણતી જ હતી. તેનું મન એક બીજી સ્ત્રી પર ચોંટયું હતું. આ સ્ત્રી મારાથી શતાંશે પણ સુંદર અને દેખાવડી નહોતી; (આ વખતે હીરાએ કુંદા પ્રતિ જરા વક્ર દૃષ્ટિ ફેંકી અને તે આગળ બોલવા લાગી) આ વાત મારા જાણવામાં આવી ત્યારે મેં તેનો નાદ જ છોડી દીધો. અમે બંને એક દિવસ

દુરાચરણ કરવાને પ્રવૃત્ત થયાં !"

આ રીતે હિરાએ પોતાની સર્વ હકિકત કુંદાને કહી સંભળાવી. પણ તેનું મન કોના પર લાગ્યું હતું અને તે પુરુષ કયી સ્ત્રીને ચાહતો હતો તે વિષે કાંઈ તેણે કહ્યું નહિ. અંતે પોતાને થયેલા અપમાનની વાત કહેતાં હીરા કુંદા પ્રત્યે બોલી:—

"હવે મેં શું કર્યું તે વિષે તમે શું ધારો છો ?"

"તેં શું કર્યું, કહેની જોઇએ ?"

"હું એક વૈદ્યની પાસે ગઇ અને તેની પાસેથી સર્વ પ્રકારનાં પ્રાણનાશક વિષ લીધાં.

"વારુ પછી શું કર્યું ?" કુંદા ધીમેથી બોલી.

"પછી મેં આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. મેં વૈદને પચાસ રૂપીઆ આપીને વિષ આણ્યું. પણ પાછળથી મારા મનમાં એવો વિચાર આવ્યો કે બીજાને ખાતર મારે શા માટે મરવું ? આથી મેં તે વિષ તેવીને તેવી જ સ્થિતિમાં દાબડીમાં મૂકી રાખ્યું છે."

આ પ્રમાણે બોલી હીરાએ તરત જ તે ખોલીના ખૂણામાં તે વિષની ડાબડી રાખી હતી તે કુંદાની પાસે આણી અને તે વિષ તેને બતાવ્યાં. બિલાડી જે પ્રમાણે દુધપરની મલાઈ ખાવાને માટે એકી ટસે જોઇ રહે છે તે પ્રમાણે હીરાની દૃષ્ટિ તે વિષ તરફ લાગી રહી. પછી હીરાએ જાણે પોતાને તે ડબ્બી આણવાનું સ્મરણજ ન હોય તેમ તે ડબ્બી ત્યાં ઉઘાડી જ રહેવા દીધી અને પુનઃ તે કુંદાના મનનું સમાધાન કરવા લાગી.

એટલામાં પ્રાતઃકાળ થવાથી તે મહાલયમાં સર્વત્ર સુખ અને આનંદના ઉદ્દગારો નીકળવા લાગ્યા. આ ધ્વનિ સાંભળી હીરા એકદમ ત્યાંથી ઉઠી ગઈ. આ તકનો લાભ લઈ હતભાગી કુંદાએ તે ડબ્બીમાંનાં વિષનો અર્ધો ભાગ ચોરી લીધો. અને તે પછી તેણે તે ડબ્બીને પુનઃ જેમ હતી તેમ મૂકી દીધી.

# પ્રકરણ ૨૪ મું.

મહાલયમાં થતા આનંદધ્વનિ હીરાના સાંભળવામાં આવ્યા, પરંતુ તેનું કારણ તે કાંઇ સમજી શકી નહિ. એક ખોલીમાં પુષ્કળ સ્ત્રીઓ એકત્રિત થઈ છે અને કોઇ એક સ્ત્રીની આસપાસ નાનાં નાનાં છોકરાંઓ ઉભાં રહીને ગડબડ કરે છે એવો દેખાવ તેને દૃષ્ટિગોચર થયો. જે સ્ત્રીની આસપાસ છોકરાંઓ ઉભાં હતાં તેના કેશ સિવાય બીજું કાંઈ પણ જણાતું નહોતું. કૌશલ્યા અને બીજી એક દાસી તેના કેશમાં સુગંધી તેલ નાંખીને ઉત્તમ વેણી ગુંથતી હતી. દાસીની આસપાસ જે સ્ત્રીઓ ઉભી હતી તેમાંની કેટલીક હસતી હતી, કેટલીક રોતી હતી, કેટલીક ગુપચુપ ગુપચુપ વાતો કરતી હતી અને કેટલીક આશીર્વચનો બોલતી હતી; નાના બાળકો અને બાલિકાઓ આસપાસ ઉભાં રહી ગાતાં, નાચતાં અને તાળી પાડતાં હતાં. અને કમળા પોતાનો આનંદ પ્રદર્શિત કરવાને માટે દાન, જપ, અનુષ્ઠાન, બ્રાહ્મણભોજન વગેરે કરાવવાની વ્યવસ્થા કરતી હતી.

આ સર્વ જોઇ હીરાને મહદાશ્ચર્ય થયું. તે ગર્દીમાં ગઈ અને માથું ઉંચું કરી જોવા લાગી. તરતજ તેને સૂર્યમુખી દૃષ્ટિગોચર થઇ. તે પાટલા પર બેસી હસી હસીને સર્વની સાથે મમતાથી વાતચિત કરતી હતી. આટલા દિવસ પર્યંત પેટીમાં રાખી મૂકેલા

દાગીના તેણે આજે પોતાના અંગ પર ધારણ કર્યા હતા. અહાહા! આજે તેના મનને કેવો આનંદ થયો હશે વારૂ?

જે સૂર્યમુખી મરી ગઇ હતી તેજ આજે સ્ત્રીઓની વચ્ચે બેસીને આનંદથી વાતો કરતી હતી. હીરાને સામેનો દેખાવ પ્રથમ તો ખરોજ ન લાગ્યો આથી તેણે પેલી સ્ત્રીઓમાંની એક બાઇને એક બાજુએ બોલાવીને પૂછ્યું "એ કોણ છે, વારુ?"

આ શબ્દો કૌશલ્યાના સાંભળવામાં આવ્યા તેથી તે બોલી "તને ખબર નથી કે? એ આ ઘરની દેવી છે અને તારો ઘાત કરનારી છે."

અત્યાર સુધી કૌશલ્યા હીરાના ધાકમાં રહેતી હતી. પરંતુ હવે તે તેના પર સરસાઇ ભોગવતી હતી એટલે તેણે ઘણા દિવસનો ક્રોધ આજે બહાર પાડયો.

વેણીગુંફન, સ્નાન, દેવદર્શન વગેરે થયા પછી સૂર્યમુખી ઘરનાં વડિલ માણસોને પગે પડવા ગઇ અને તે કાર્ય સમાપ્ત થઈ રહ્યા પછી તે ધીમેથી કમળા પ્રત્યે બોલી "બ્હેન, ચાલો આપણે કુંદાને મળવા જઇએ. તે બિચારી કયાં હશે? તેણે કાંઈ મારૂં અનિષ્ટ કર્યું નથી અને મને તેના પર ક્રોધ પણ નથી તે મારી નાની ભગિનીજ છે."

ત્યાર પછી તે બંને કુંદાની પાસે ગયાં. ત્યાં તેમને ઘણો સમય થયો પછી કેટલીકવારે કમળા ભયભીત અને શોકાકુલ મુદ્રા સહિત કુંદાની ખોલીમાંથી બહાર નીકળી અને તેણે 'તરત આવો' એવો સંદેશો નગેંદ્ર પર મોકલ્યો.

નગેંદ્રને સર્વ સ્ત્રીઓએ કુંદાની ખોલીમાં જવાને કહ્યું. નગેંદ્રે કુંદાની ખોલીનાં દ્વાર આગળ સૂર્યમુખીને રોતી ઉભેલી જોઇ તેણે પૂછ્યું:—

"તને શું થયું છે?"

"અરે ઘાત થયોરે ઘાત ! હું અગાઉથી જ જાણુતી હતી કે મને સુખનો એક પણ દિવસ આવનાર નથી. મારા ભાગ્યમાં જો સુખ હોત તો આવો પ્રલય કાળ આવ્યો હોત કે ?"

"કુંદાને મેં ઉછેરીને નાનેથી મોટી કરી છે. અને હમણાં હું તેને સગી ભગિનીની જેમ ગણીને તેની સાથે સુખમાં દિવસ નિર્ગમન કરવાને આવી છું. પરંતુ મારો તે હેતુ સફળ થયો નહિ, કુંદાએ ઝેર ખાધું છે. હે પ્રભુ ! જુઓને તે કેવી ટળવળે છે ! હાય ! હાય !

"તું આ શું બોલે છે ?" નગેંદ્ર બોલ્યો.

"આપ જલદી ખોલીમાં જઇને તેની પાસે બેસો. હું જઈને વૈદ્યને બોલાવી લાવું છું."

સૂર્યમુખી વૈદ્યને બોલાવવાને માટે ચાલી ગઇ, એટલે નગેંદ્ર ખોલીમાં જઇને કુંદાની પાસે બેઠો. તેણે કુંદાની તરફ બરાબર નિહાળીને જોયું, તો તેને તેનો ચ્હેરો કાળો ઠીકરાં જેવો પડી ગયેલો જણાયો. તેની આંખનું તેજ નષ્ટ થયું હતું અને તેના સર્વ અવયવો નિકૃષ્ટ થયા હતા.

આ વખતે કુંદા એક નાનું સરખું વસ્ત્ર પહેરીને જમીન પરજ પડેલી હતી. તેણે પોતાનું મસ્તક પલંગના એક પાયાની સાથે ટેકવ્યું હતું. નગેંદ્રને જોતાંજ તેની આંખમાંથી અશ્રુધારા છૂટવા લાગી. જ્યારે તે તેની પાસે ઉભો રહ્યો ત્યારે તેણે પોતાનું મસ્તક તેના ચરણ આગળ મૂક્યું. એ દૃશ્ય જોઈ નગેંદ્રનું હૃદય ભરાઇ આવ્યું અને તેનો કંઠ રૂંધાઈ ગયો. તે કંપતા સ્વરે બોલ્યો :—

"પ્રિ—પ્રિ—પ્રિય કુંદા ! વ્હાલી ! તેં આ શું કર્યું ? મને છોડી જવા માટે તને શું કારણ મળ્યું વારુ ? મેં તારો એવો તે શો અપરાધ કર્યો તે તો કહે ?"

આજ સુધી કુંદાની પતિને પ્રત્યુત્તર આપવાની કદિ પણ હિમ્મત ચાલી નહોતી. પરંતુ હવે તે અંતકાળને સમયે તેની સાથે

ખુલ્લા મને બોલવા લાગી. તેણે મનમાં જરા પણ ધાસ્તી રાખી નહિ. તે બોલી:—

"ત્યારે, મારો ત્યાગ કરવાનું આપને શું કારણ મળ્યું હતું ? મેં આપનો એવો શું અપરાધ કર્યો હતો ?"

હવે નગેંદ્ર નિરૂત્તર થઈ કુંદાની પાસે નીચું મસ્તક ઘાલીને બેઠો. પછી તે બોલી :—

"કાલે આપે ઘેર આવ્યા પછી મને બોલાવી હોત કે આ જ પ્રમાણે એકવાર આવીને મારી પાસે બેઠા હોત તો આ સમય આવ્યો ન હોત. પરંતુ મારી એ સર્વ આશા નષ્ટ થઇ. અત્યારે આપ આવ્યા છો ખરા પણ હવે હું જીવવાની નથી. આપના મુખદર્શનની મારી ઇચ્છા આજે પણ તૃપ્ત થતી નથી. મને આપની સાથે ઘણી ઘણી વાતો કરવાનું મન છે. પણ શું કરૂં ? મારામાં હવે બોલવાની શક્તિ નથી. મારી સ્મરણશક્તિ ઓસરતી જાય છે. થોડીવાર અગાઉજ આપનાં દર્શન થયાં હોત તો તેટલાથી યે મારા મનને સંતોષ થયો હોત, અને હું આવું કૃત્ય કરવાને પ્રવૃત્ત થઇ ન હોત.

આ પ્રેમદર્દભર્યું હૃદયભેદક ભાષણ સાંભળી નગેંદ્રે પોતાનું મસ્તક નીચું ઢાળી દીધું અને તે ગુપચુપ બેસી રહ્યો. પુનઃ કુંદા બોલી :—

"હું આજેજ આપની સાથે ઘણું બોલું છું, કારણ કે આપની સાથે વાત કરવાનો આ મારો છેલ્લો દિવસ છે. (નગેંદ્ર તરફ જોઇને) નહિ, નહિ, આપ આ પ્રમાણે મૂક મા રહો. મારા મૃત્યુ સમયે જો હું આપનું મુખ પ્રફુલ્લ જોઈશ નહિ તો હું સુખે મરણ પણ નહિ પામું."

સૂર્યમુખી પણ આજ પ્રમાણે બોલી હતી. આ સમય આવે છે ત્યારે સર્વને સરખીજ લાગણી થાય છે.

કુંદાનાં વચનોએ નગેંદ્રનું અંતઃકરણ ભેદી નાંખ્યું. તેને અત્યંત

ખેદ થયો. અને દુઃખથી અતિ વિહ્વળ થઇ તે બોલ્યો "પણ તેં આવું ઘોર કૃત્ય શા માટે કર્યું ? તેંજ મને શા માટે ન બોલાવ્યો ?"

આ શબ્દો સાંભળી કુંદાના વદન પર કિંચિત્ હાસ્યની છટા ફેલાઈ રહી. તે બોલી "હવે એ વાત રહેવા દો. જે થયું તે થયું. હવે એનો વિચાર કરવાની જરૂર નથી. અસ્તુ. હમણાં હું જે બોલી તે બેભાનમાં બોલી છું. માટે જે કાંઇ વત્તુંઓછું મારાથી કહેવાયું હોય તે માટે મને ક્ષમા કરવાની કૃપા કરવી. આપ ઘેર આવ્યા તે પૂર્વેજ મેં નિશ્ચય કર્યો હતો કે જો કદાચ સૂર્યમુખીબ્હેન પાછાં આવે તો તેમનો તેમના પતિની સાથે મેળાપ થવા દઇ મારે સ્વર્ગારોહણ કરવું. મારે તેમના સુખની આડે ન આવવું. મેં મરવાનો તો નિશ્ચય કર્યો હતોજ પણ આપના મુખનાં દર્શન કર્યા વિના મરવાની મારી ઇચ્છા નહોતી."

નગેંદ્રે આનો ઉત્તર આપ્યો નહિ. આટલા દિવસ સુધી જે કુંદા પોતાના પતિની સાથે બોલતી નહિ તે આજે પુષ્કળ બોલી અને નગેંદ્ર તો કાંઇ પણ બોલી શકયો નહિ. પછી કુંદા થોડી વાર સુધી પુનઃ સ્તબ્ધ રહી. કારણ કે પુષ્કળ બોલવાથી તેને દમ ચઢયો હતો. તેની શક્તિ પણ ધીમે ધીમે નષ્ટ થતી જતી હતી. તેનો મૃત્યુકાળ સમીપમાં હતો. વેળા વીત્યા પછી નગેંદ્રને તેના પર પ્રેમ આવ્યો. પણ હવે શું ? છતાં આ પ્રેમનો મંદ પ્રકાશ તેના દુઃખી અંતઃકરણ પર પડતાં તે અવાક બન્યો. થોડીવાર સુધી વિશ્રાંતિ લઈ કુંદા પુનઃ મહાકષ્ટે બોલીઃ—

"આપની સાથે બેસીને વાત કરવાની મારી તૃષ્ણા હજી મટી નથી. આપ મારા દેવજ છો એમ મને લાગે છે. આજ સુધી આપની સાથે બોલવાની મારી હિમ્મત ચાલતી નહોતી. તો પણ મારી ઇચ્છા નષ્ટ થઇ નહોતી. અસ્તુ, ઇશ્વરેચ્છા. હવે મારામાં બોલવાની શક્તિ રહી નથી. આ જુઓ, યમના દૂતો મારા આંગણામાં ઉભા છે, તેઓ

મને લઈ જવાની તૈયારીમાં છે. મારૂં મુખ સૂકાઇ ગયું છે. મારા ગળામાં શોષ પડયો છે. મારી જીભ ચોંટી જાય છે. હવે સમય નથી. જીભ ખેંચાઇ જાય છે— સખ......ળું......અં......ગ...ઠં......ડું ગાર......થઈ....ગ......યું છે. હા! હવે......મને ..અં...તિ...મ વિ...શ્રાંતિ !...લેવા...દો !!!

આમ કહી કુંદાએ પોતાનું મસ્તક નગેંદ્રના ખોળાપર મૂક્યું, અને આંખો મીંચી દીધી. હવે તેના મુખમાંથી ઉચ્ચાર નીકળી શકતો નહોતો. વૈદ્ય આવ્યો પરંતુ તેણે તેને કાંઇ ઔષધ આપ્યું નહિ. હવે એ જીવશે નહિ એમ જોઇને ખીન્ન વદને તે ચાલ્યો ગયો. કુંદાને જ્યારે જણાયું કે હવે મારો કાળ છેક નજીક આવ્યો છે ત્યારે તેણે સંજ્ઞાથી સૂર્યમુખી અને કમળા એ ઉભયને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તરત જ બંને તેની પાસે આવ્યાં. કુંદાએ તેમના પગની રજ લઇ પોતાને કપાળે ચોંટાડી. ત્યારે તે બન્ને મોટેથી રોવા લાગી. કુંદાએ પોતાનું મસ્તક પોતાના પતિના પગમાં મૂક્યું, પણ તે કાંઇ બોલી નહિ. ધીમે ધીમે તેની શુદ્ધિ પણ જતી રહેવા લાગી. તરૂણ કુંદાનું મસ્તક તેના પતિના પગમાં હતું તે વખતે તેનો આત્મા શરીર છોડીને ચાલ્યો ગયો હતો. આમ પૂર્ણ વિકાસ પામેલું પુષ્પ ચિમળાઇ ગયું.

સૂર્યમુખીએ પોતાનો શોક પોતાના હૃદયમાંજ રાખી પોતાની શૉકયના મૃત શરીર તરફ દષ્ટિપાત કર્યો, અને તે બોલી "બ્હેન, મરતી વખતે તને જેવું સુખ મળ્યું તેવું મને પણ મળજો." પછી તે શોકથી વ્યાકુળ થયેલા પોતાના પતિનો હાથ પકડીને તેને એક બાજુએ લઈ ગઈ.

થોડીવારે નગેંદ્ર શુદ્ધિમાં આવ્યો. અને પછી તે, કેટલાક માણસોને બોલાવીને કુંદાનું શબ નદી કિનારે લઇ ગયો. ત્યાં તેણે તેની અંત્યેષ્ટિ ક્રિયા કરી. અને તે સુંદર મૂર્તિને 'તને સ્વર્ગમાં

અક્ષય સુખ મળજો ' એવો આશીર્વાદ આપી કુંદાની છેવટની રજા લીધી અને સર્વ લોકોની સાથે તે સ્વગૃહે પાછો આવ્યો.

કુંદાનાં મરણના વર્તમાન સારા ગામમાં વીજળી વેગે પ્રસરી ગયા. લોકો વાત કરવા લાગ્યા કે " તેને વિષ ક્યાંથી મળ્યું હશે? આ કામ હીરા સિવાય બીજા કોઇનું ન હોય."

નગેંદ્રના કાન પર આ વાત આવતાં તેણે હીરાને એકદમ બોલાવી લાવવાને માટે પોતાના સેવકને આજ્ઞા કરી પણ ક્યાંય તેનો પત્તો લાગ્યો નહિ. કુંદા મરી ગઇ છે એ વર્તમાન સાંભળતાંની સાથે તે કોણ જાણે ક્યાં અદસ્ય થઈ ગઈ તે ત્યાર પછી કદિ પણ દષ્ટિગોચર થઈ જ નહિ. ગોવિંદપુરમાં તેનું નામ પણ કોઇને મુખે સાંભળવામાં આવ્યું નહિ.

એક વર્ષ પછી તે માત્ર દેવેંદ્રની પાસે એક વાર આવી હતી. આ વખતે દેવેંદ્રે રોપેલા વિષવૃક્ષને ફળો આવ્યાં હતાં. તેને અસાધ્ય રોગ લાગુ પડયો હતો. તે છતાં પણ તેણે મદ્યપાનનો પરિત્યાગ કર્યો નહોતો. કુંદાનું મરણ થયા પછી બીજે વર્ષે દેવેંદ્રને મોતનું તેડું આવ્યું. તેનાં મરણ પૂર્વે બે ત્રણ દિવસ પર તે શય્યાપર મરણોન્મુખ પડયો હતો એવામાં તેના દ્વાર આગળ કાંઈ મોટી ગરબડ થતી તેના સાંભળવામાં આવી.

" આ શું ગરબડ છે!" એમ તેણે પૂછયું, તો તેના સેવકે પ્રત્યુત્તર આપ્યો " સાહેબ, બહાર કોઈ ગાંડી સ્ત્રી આવી છે. તેને આપની મુલાકાત લેવાની ઇચ્છા છે. જો તેને અંદર આવવાની પરવાનગી આપતા હો તો હું તેને તેડી લાવું."

દેવેંદ્રે " તેને અંદર બોલાવી લાવ " એવી પોતાના સેવકને આજ્ઞા કરી. તે બાંઈ અંદર આવી. તેને જોતાં દેવેંદ્રને સ્પષ્ટ જણાઇ આવ્યું કે તે સ્ત્રી દારિદ્રયથી અત્યંત પીડાતી હતી. તેનામાં ગાંડ-પણનાં કાંઇ પણ ચિન્હ દષ્ટિગોચર થતાં નહોતાં. તેને લાગ્યું કે

એ કોઈ ભિખારણ હશે. વયમાં પણ તે તરૂણ હતી. અને અગાઉનાં સૌંદર્યનાં કાંઇ કાંઈ લક્ષણો તેના અંગમાં દેખાતાં હતાં, તેના અંગપર હજાર ઠેકાણે ફાટેલું અને હજાર થીંગડાંવાળું મેલું વસ્ત્ર હતું. તેથી તેનું સમગ્ર અંગ પણ આચ્છાદિત થયું નહોતું. તેની પીઠ તો સદંતર ખૂલ્લીજ હતી. તેના કેશ વિખરાઇ ગયેલા હોવાથી જટા જેવાજ લાગતા હતા. તેના અંગને કદિ પણ તેલનો સ્પર્શ નહિ થયેલો હોવાથી તે ખરબચડું અને કર્કશ લાગતું હતું.

તે દેવેંદ્રની પાસે આવી તેના પ્રતિ એવી ક્રૂર નજરે જોવા લાગી કે તે કેવળ ગભરાઈ ગયો અને પાસે કોઈ નોકર છે કે નહિ તે જાણવાને માટે આમ તેમ દૃષ્ટિપાત કરવા લાગ્યો.

આ પ્રમાણે કેટલીક વાર સુધી દેવેંદ્ર તરફ અનિમિષ નેત્રે જોઇને તે બોલી "તમે મને ઓળખતા નથી કેમ? હું હીરા છું."

"હીરા! તારી આવી દુર્દશા કોણે કરી?"

આ શબ્દો સાંભળી હીરા આવેશથી રક્ત નેત્ર કરી, દાંત વતી ઓષ્ઠ દબાવી હાથની મૂઠી વાળી દેવેંદ્રને પ્રહાર કરવાને માટે આગળ ધસી. પણ થોડે સુધી જઇ જરા ક્રોધ શમાવી તે બોલી "વળી પૂછેછે કે 'તારી આવી દુર્દશા કોણે કરી?' તુંજ મારી આ દુર્દશાનું કારણ છે. તારાંજ કૃત્યથી મારે આ ફળ ભોગવવું પડે છે. હવે તું મને ઓળખતો નથી કેમ? તેંજ મારૂં જીવતર ધૂળ કર્યું છે, તે તારા ધ્યાનમાં નહિ હોય! એક દિવસ મારી પાસે બેસી તેં આ પ્રેમગીત ગાયું હતું તેની તને ખબર નથી?" એમ કહી તે, તે ગાયન ગાવા લાગી.

આ પ્રમાણે તેને ઘણી વાતોનું સ્મરણ કરાવી હીરા બોલી "જે દિવસે તેં મને લાત મારીને તારા ઘરમાંથી બહાર કાઢી તેજ વખતે હું વિષ લેવા ગઈ. ત્યાર પછી મને એક આનંદદાયક વિચાર સુઝયો; આ વિચાર તને અથવા કુંદાને વિષ ખવરાવવાનો હતો.

એ આશાથી મેં મારો રોગ કેટલાક દિવસ પર્યંત ગુપ્ત રાખ્યો. તે રોગ કદી ઉભરી આવતો અને કદિ લય પામતો એમ થતું હતું. જ્યારે તે રોગ ઉભરી આવતો ત્યારે હું ઘરમાં રહેતી અને જ્યારે તે નિવૃત્ત થતો ત્યારે હું કામ ધંધો કરતી. અંતે તારી કુંદાને વિષ આપ્યા પછી મારૂં દુઃખ થોડે અંશે ઓછું થયું. પણ તે મરી ગઇ એ વાત સાંભળ્યા પછી તો મારો રોગ વિશેષ ઉભરી આવ્યો. આથી મેં તે ગામને તિલાંજલિ આપી.

હાલ મને અન્ન પણ મળતું નથી. સ્પષ્ટજ છે કે ગાંડી સ્ત્રીને અન્ન કોણ આપે? તે દિવસથી હું ભિક્ષા માંગતી ઘેરઘેર ભટકું છું. જ્યારે મારા જીવને ચેન હોય છે ત્યારે હું ભિક્ષા માંગું છું પરંતુ ગત વિચારો પુનઃ મનમાં આવવાથી જ્યારે મારૂં મસ્તક ભમી જાય છે ત્યારે હું એકાદ વૃક્ષની નીચે પડી રહું છું. તમને અસાધ્ય રોગ થયો છે અને તેમાંથી તમે બચો એવો સંભવ નથી એવા વર્તમાન સાંભળી તમને જોઇને મારા મનનું સમાધાન કરવાની આશાથી હું અહીઆં આવી છું. હવે હું તમને અંતિમ આશીર્વાદ આપું છું કે "ઘોર નરકમાં પણ તમને ઠામ ન મળે."

આ પ્રમાણે બોલી તે ગાંડી સ્ત્રી ખડખડ હસી. આથી ભય પામીને દેવેંદ્ર શય્યાપરના બીજા ઉશીકા તરફ ફર્યો. પછી હીરા પેલું જૂનું પ્રેમગીત ગાતી અને નાચતી ઘરની બહાર નીકળી ગઇ.

તે દિવસથી દેવેંદ્રના હૃદયમાં પ્રબળ ધ્રાસ્કો પડયો. અને થોડા વખતમાં તેને ભ્રમ થયો. ભ્રમમાં તે મરતા સુધી એ ગાયનજ બડબડતો રહ્યો. આ રીતે દેવેંદ્રનો અંત આવ્યો.

હીરાનું ગાંડપણ પણ દિનપ્રતિદિન વધતું ચાલ્યું. તે કોઈ કોઈ વાર રસ્તામાં કે બાગના ખૂણામાં પડી રહેતી હતી. રાતે જ્યારે ગામના સિપાઈ રોન ફરવાને જતા ત્યારે હમેશાં તેમને હીરાનું ગાયન સંભળાતું. આ રીતે કેટલાક દિવસ વ્યતીત થયા પછી તે એક

દિવસ તે સિપાઇઓને આગના ખૂણામાંથી મરેલી જડી.

પાઠક બંધુ ! હવે અમારી વિષલતાનો વિસ્તાર સમાપ્ત થયો છે. અમે એવી આશા રાખીએ છીએ કે જે આ પુસ્તક એકાગ્ર ચિત્તે વાંચશે તેના ઘરમાં હવે પછી અમૃતજ ઉત્પન્ન થશે.



